# અનુક્રમણિકા.

# श्रीचतुर्विंशतिप्रबंध.



રાજ્યાભિષેકસમયે કનકાસને વિરાજતા, સર્વાંગે દિવ્ય આભરણથી સુંદર, મેરુશિખરના આભૂષણ, કલ્પદ્રુમ સમાન, પ્રથમ જિનેંદ્ર તમને કલ્યાણકારી થાઓ–૧

જે ઉચ્ચ વિવેકે ચઢી, પછી અદ્રિશૃંગે, ને પછી મહા તપે, ને પછી પરમજ્ઞાને, ને છેવટ ઉત્તમપદ ચઢયા તે નેમિ ઉત્તરોત્તર શ્રી તમને આપો–૨

સપ્તત-ત્વની[1] લક્ષ્મીએ સ્વયંવરમાં આવી જેનો કર બહુ ભક્તિપૂર્વક ઝાલ્યો, ને જેના ઉપર ફણિપતિએ પોતાની ફણાના સપ્ત મંડપ કર્યા, તે વામાંગભૂ[2] ભગવાન્ તમને આનંદકારી થાઓ–૩

જેણે વીરસંવત્સરને વિષે અર્થથી કરીને સર્વને કૃતાર્થ કર્યા, અને પછી દાનથી તથા વ્રતપર્વથી ઉત્પન્ન એવા પરમાર્થે કરીને આખા જગત્‌ને રંજત કર્યું, ને જેના આપેલા આગમ રૂપી શુદ્ધ બીજના બલથી અદ્યાપિ પણ ભરતભૂમાં બુધ જનોને મહાનિધિ પ્રાપ્ત થાય છે તે શ્રીવીર તમને કલ્યાણકારી થાઓ–૪

ભારતીસારથકી તીવ્ર એવા જિનપ અને ગણધરો મને વાઙ્મય આશિર્વાદ આપો, ભારતીની સૌમ્ય દૃષ્ટિ મારા ઉપર કરો, સંત પુરુષો પ્રસન્ન થાઓ, અને વિઘ્નમાત્રના નાશ કરનાર મારા સદ્‌ગુરુ શ્રીતિલકસૂરિ સર્વ કલા વિસ્તારો, નિરંતર સુકૃતશ્રેણિ વિસ્તારનારા શ્રાવકસમૂહ જિનશાસનમાં રહી આનંદ પામી સુખે ગર્જના કરો–૫

---

૧ જિનધર્મોક્ત સપ્ત તત્વ. ૨. વામાના અંગથી જન્મેલા

અત્ર વિનીતવિનયવાળા શિષ્યે, શ્રુતજલધિના પારને પામેલા શ્રી જેના નામની આગળ છે એવા ગુરુની સમીપે સર્વ અધ્યયન કરવું જોઇએ, ને પછી ભવ્ય ઉપકારાર્થે ક્લેશનાશિની દેશના વિસ્તારવી. તેનો વિધિ આવો છે. અસ્ખલિત અહીનાક્ષર[1] એ રીતે સૂત્રને ઉચ્ચારી અગ્રામ્ય અને લલિત; એવી રીતિથી અર્થ કહેવો, ને કાયગુપ્તિ પાલવી, તથા અર્થબોધ થતા સુધી સભ્યો તરફ દૃષ્ટિ રાખવી. મુખ્યત્વે કરી એવા વક્તાને ચરિતપ્રબંધાદિનો ઉપયોગ રહે છે. તેમાં શ્રી ઋષભદેવથી માંડીને વર્ધમાન પર્યંત જિનોનાં, ચક્રી આદિ રાજાનાં, આર્યરક્ષિત ઋષિ આદિનાં, જે ઇતિવૃત્ત તે ચરિત કહેવાય છે; તેના પછીના કાલમાં થયેલા પુરુષોનાં જે વૃતાંત તે પ્રબંધ કહેવાય છે. હવે ગુરુમુખે સાંભળેલા અતિ રસિક એવા ચતુર્વિંશતિપ્રબંધનો હું સંગ્રહ કરૂંછું; તેમાં અત્ર સૂરિપ્રબંધ દશ છે, કવિપ્રબંધ ચાર છે, રાજપ્રબંધ સાત છે, અને રાજગભૂત શ્રાવકપ્રબંધ ત્રણ છે, એમ ચોવીશ થાય છે ૧, ભદ્રબાહુ અને વરાહ; ૨, આર્યનંદિલ અને ક્ષપક; ૩, જીવદેવસૂરિ; ૪, આર્યખપુટાચાર્ય; ૫, પાદલિપ્તપ્રભુ, ૬, વૃદ્ધવાદી અને સિદ્ધસેન; ૭, મલ્લવાદી; ૮, હરિભદ્રસૂરિ; ૯ બપ્પભટ્ટિ સૂરિ; ૧૦, હેમસૂરિ; ૧૧, શ્રી હર્ષકવિ; ૧૨, હરિહર કવિ; ૧૩, અમરચંદ્ર કવિ; ૧૪, દિગંબર મદનકીર્તિ કવિ, ૧૫, સાતવાહન ભૂપતિ; ૧૬, વંકચૂલ, ૧૭, વિક્રમાદિત્ય; ૧૮, નાગાર્જુન; ૧૯, ઉદયન; ૨૦, લક્ષણસેન; ૨૧, મદનવર્મા; ૨૨, રત્ન; ૨૩ આભડ; ૨૪, વસ્તુપાલ, એટલાંના પ્રબંધ અત્ર કહેવાના છે. તેમાં પ્રથમે

## ભદ્રબાહુપ્રબંધ.

દક્ષિણાપથને વિષે પ્રતિષ્ઠાન પુરમાં ભદ્રબાહુ અને વરાહ નામના બે દ્વિજકુમાર, નિર્ધન, નિરાશ્રય, પણ મહ બુદ્ધિમાન, વસતા હતા. ત્યાં યશોભદ્ર નામે ચતુર્દશપૂર્વી આવી ચઢયા; તેમની દેશના ભદ્રબાહુ તથા વરાહે સાંભળી.—

[1] અક્ષર હીન ન થાય તે રીતે

બહુબહુ પ્રકારના જે ભોગ છે તે કેવલ ક્ષણક્ષમી [1] છે, ને આ આખું જગત્ તેનુંજ બનેલું છે, માટે હે લોકો ! શા અર્થે આમ તેમ ભટકો છો ! તમારી ચેષ્ટા બહુ થઇ, હવે બંધ કરો. જો અમારાં વચન ઉપર શ્રદ્ધા હોય તો કામ અર્થાત્ ઇચ્છામાત્રનો નાશ કરવાથી વશ થાય એવું જે સ્વાત્મધામ તેને વિષે, આશાપાશના છેદવાથી વિશદ[2] થયેલા મનને સ્થિર સ્થાપો- ૧

આટલા શ્રવણમાત્રથીજ તેમને પ્રતિબોધ લાગ્યો. ઘેર જઇ તેમણે વિચાર કર્યો, શા માટે જન્મ વૃથા ગાળીએ છીએ, સંસારમાં પડી રહેવા જેવી ભોગસામગ્રી પણ આપણે નથી:--

આગળ સરસ કવિનાં ગીત, અને બે બાજુએ દાક્ષિણાત્ય કવિઓ એમ મચી રહ્યું હોય, અને પૂઠે ચામરગ્રાહિણીઓનાં કંકણ ચામર હલાવવાની લીલામાં ખંખાણી રહ્યાં હોય, એટલું જો હોય તો ભવરસના સ્વાદમાં લંપટપણું રાખ્યું પ્રમાણ છે, નહિ તો હે ચિત્ત ! કાંઇ પણ વિચાર કર્યા વગર નિર્વિકલ્પસમાધિમાંજ પ્રવેશ કર.

આવો વિચાર કરીને બંને ભાઇએ ત્યાગ સ્વીકાર્યો. ભદ્રબાહુ ચતુર્દશપૂર્વી, અને છત્રીશગુણસંપૂર્ણ, સૂરિ થયો. દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, દશાશ્રુતસ્કંધ, કલ્પ, વ્યવહાર, આવશ્યક સૂર્યપ્રજ્ઞપ્તિ, સૂત્રકૃત, આચારાંગ, ઋષિભાષિત, એવા દશ ગ્રંથ તથા ભાદ્રબાહવી નામની સંહિતા તેણે રચ્યાં. તે સમયે આર્યસંભૂતવિજય પણ ચતુર્દશપૂર્વી થયો હતો. શ્રી યશોભદ્રસૂરિ સ્વર્ગે ગયા, પછી ભદ્રબાહુ અને સંભૂતવિજય એ બે પરસ્પર ઉપર સૂર્ય અને કમલ જેવો સ્નેહ રાખતા થયા અને જુદા જુદા વિહરવા લાગ્યા.

વરાહ પણ વિદ્વાન્ થયો, પણ બહુ નિઃસીમ [3] ગર્વે ચઢી ભદ્રબાહુ પાસે સૂરિપદ યાચવા લાગ્યો. ભદ્રબાહુએ કહ્યું વત્સ!

---

૧ ક્ષણમાત્ર રહેવાવાળા ૨ શુદ્ધ, શાન્ત ૩ હદ વિનાનો

તું વિદ્વાન્ છે, ક્રિયાવાન્ છે, પણ સગર્વ છે, અને સગર્વને અમે સૂરિપદ આપતા નથી. આ વાત સત્ય છતાં તેને રુચી નહિ, કેમકે ગુરુનું વચન સત્ય અને અમલ છતાં પણ અભવ્યના¹ કાનમાં પડ્યે સતે મહા શૂલ પેદા કરે છે; તે ઉપરથી તેણે વ્રત તજ્યું, મિથ્યાત્વ ગ્રહ્યું, અને પુનઃ દ્વિજવેષ કરી, વ્રતાવસ્થામાં ભણેલાં શાસ્ત્રના જ્ઞાનને આધારે વારાહસંહિતાદિ નવીન શાસ્ત્રરચના કરી લોકમાં કહેવા માંડ્યું કે હું બાલ્યાવસ્થામાં લગ્ન કાઢતાં સારું શીખ્યો છું, એટલે તેના વિચારમાંજ લીન છું. એક વાર પ્રતિષ્ઠાનની બહાર પડેલી શિલા ઉપર લગ્ન મેં કાઢ્યું હતું, ને તે ભુસી નાખ્યા વગર આવીને ઘેર સુઇ રહ્યો હતો. સુતા પછી મને પેલા લગ્નને એમને એમ રહેવા દીધાની વાત યાદ આવી એટલે તેમ ભુસી નાખવા હું ત્યાં ગયો; ત્યારે તો તે શિલા ઉપર એક સિંહ બેઠો હતો, તો પણ તેના પેટ નીચે હાથ ઘાલી મેં પેલું લગ્ન ભુસી નાખ્યું, કે તત્ક્ષણ પેલો સિંહ સાક્ષાત્ ભાસ્કર થઇને ઉભો ને બોલ્યો: હે વત્સ, તારી આવી દૃઢ લગ્નગ્રહાદિ ઉપરની ભક્તિથી હું પ્રસન્ન થયો છું માટે હે વરાહ ! વર માગ. મેં કહ્યું સ્વામિન્ ! જો તમે પ્રસન્ન થયા હો તો મને આપના વિમાનમાં ચિરકાલ રાખો, ને આખું જ્યોતિશ્ચક્ર મને બતાવો. આ ઉપરથી મિહિરે² મને ચિરકાલ સુધી પોતાના વિમાનમાં બેસાડી આકાશમાં ફેરવ્યો. સૂર્યે આપેલા અમૃતથી તૃપ્ત થયેલા મને ક્ષુધાતૃષાદિ દુઃખ કાંઇ લાગ્યું નહિ. એમ કૃતકૃત્ય થયેલો હું સૂર્યની આજ્ઞા લઇ, આ પૃથ્વીતલને અનુગ્રહ કરવા માટે અત્ર ફરું છું, મારું નામ વરાહમિહિર છે. એ આદિ ગમે તેવી વાતો કરતો હતો, એ થકી તેની બહુ સંભાવના થવા લાગી, ને લોકમાં તે બહુ માન પામવા લાગ્યો.

---

૧. અભવ્ય એટલે સત્સંસ્કારહીન એ શબ્દ જૈન શાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે.

૨ એટલે સૂર્ય, એ ઉપરથીજ વરાહ + મિહિર એમ યોગ કરીને વરાહમિહિર એ નામ થયું છે એ વાત બહુ પ્રખ્યાત છે, અને મોટા જ્યોતિર્વિદનું નામ છે, વિક્રમરાજાના નવરત્નની જે ગણના થાયછે, તેમાં આ નામ પણ આવેછે.

તેણે પ્રતિષ્ઠાનપુરના રાજા શત્રુજિત્‌ને પોતાની કલાના બલથી ખુશી કર્યો. તેણે તેને પોતાનો પુરોહિત બનાવ્યો. કહ્યું છે કે જાતિના આડંબરથી ગૌરવ પ્રાપ્ત થતું નથી, ગુણથી થાય છે: વનમાં થયેલા પુષ્પને આદરથી ગ્રહાય છે, અંગમાંથી થયેલો છતો મલ તજવામાં આવે છે. એણે આવી પ્રતિષ્ઠા પામ્યા પછી શ્વેતાંબરોની નિંદા કરવા માંડી કે આ ગરીબ બીચારા શું જાણે! મક્ષિકાની પેઠે ભણભણાટ કરનારા, કારાગ્રહમાં પડ્યા હોય તેમ વસ્ત્ર પહેરતાં જેમ તેમ કાલક્ષેપ કરે છે, ભલે કરો. આવી વાર્ત્તા સાંભળનાર શ્રાવકોના મનમાં મહાશૂલ પેદા થવા લાગ્યુ; તે કહેવા લાગ્યા, અમારા જીવતરને ધિક્કાર છે કે અમે ગુરુની અવજ્ઞા સહન કરીએ છીએ; પણ શું કરીએ! આ કલાવાળો છે એમ જાણી રાજા તેની પૂજા કરે છે, ને જેને રાજા પૂજે તેને બધાં પૂજે; તથાપિ ભદ્રબાહુને બોલાવીએ. એમ વિચાર કરી સર્વેએ ભદ્રબાહુને બોલાવ્યા. શ્રી ભદ્રબાહુ ત્યાં આવ્યા, એટલે શ્રાવકોએ પરસ્પરથી ચઢીઆતો એવો તેમના આગમનનો મહોત્સવ કર્યો, અને ગુરુને સારે સ્થાને ઉતારો આપ્યો, ને નિત્ય વ્યાખ્યારસનો સ્વાદ પીવા માંડ્યો. ભદ્રબાહુના આગમનથી પેલો વરાહ બહુ મ્લાન થઈ ગયો પરંતુ શ્રાવકોને તાપ કરતો રહ્યો. એવામાં વરાહમિહિરને ઘેર પુત્ર અવતર્યો તેથી સંતુષ્ટ થઇ તેણે બહુ ધનનો વ્યય કરી નાખ્યો. લોક પાસેથી પણ તેને પૂજા મળી. રાજા તથા લોક આગળ તેમ ભરી સભામાં તેણે કહ્યું કે મારા પુત્રનું આયુષ્ સો વર્ષનુ છે. પોતાને ઘેર પુત્રોત્સવ થતો હતો ત્યાં એકવાર વરાહે કહ્યુ કે અહો ભદ્રબાહુ મારો સહોદર છતાં પુત્રજન્મોત્સવમાં ન આવ્યો તો એ મારાથી બાહ્ય છે. આવું સાંભળીને શ્રાવકોએ ભદ્રબાહુને તે વાત કરી, ને કહ્યુ કે 'આપ એકવાર ત્યાં જઇ આવો, વૃદ્ધને મિથ્યા ક્રોધ ન ચઢાવો; ત્યારે, શ્રી ભદ્રબાહુએ કહ્યું બે વાર ક્લેશ શા માટે કરાવો છો? આ બાલક સાતમે દિવસે મધ્યરાત્રીએ બિડાલિકાથી મરવાનો છે, એટલે તેના મરણસમયે શોક વિસર્જન માટે પણ જવું પડશેજ. શ્રાવકોએ કહ્યું એ બ્રાહ્મણે

પોતાના પુત્રનું આયુષ્ય રાજાની આગળ સો વર્ષનું કહ્યું છે અને આપ આવું કહોછો એ શું ! ત્યારે ભદ્રબાહુએ કહ્યું જ્ઞાનનો સાર પ્રત્યય છે ને તે પાસેજ આવેલો છે, જે સાંભળી શ્રાવકો મૌન રહ્યા. પછી સાતમો દિવસ આવ્યો ત્યારે બે પહોર રાત્રીએ ધાત્રી બાળકને ધવરાવા માટે બેઠી. બારણે દીધેલો આગળો અન્ય જનના સંચારથી બાલકના મસ્તક ઉપરે પડયો ને બાલક મરી ગયો. વરાહના ઘરમાં રડાકૂટ ચાલી; લોક ભેગા થયા. ભદ્રબાહુએ પણ શ્રાવકોને કહ્યું શોકાપનોદ[1] કરવો એ ધર્માચાર છે માટે હવે આપણે પણ ત્યાં ચાલો. હજારો શ્રાવકસમેત ભદ્રબાહુ ત્યાં આવ્યા. શોકશંકુથી વિદ્ધ[2] છતાં પણ વરાહે અભ્યુત્થાનાદિ સત્કાર કર્યો, ને પછી પોતે બોલ્યો કે આચાર્ય તમારૂં જ્ઞાન જણાયું, બિડાલિકાથી મૃત્યુ થયું નથી, આગળાથી થયું. ભદ્રબાહુએ કહ્યું કે લોહમય એ અર્ગલાને અમ ભાગે રેખામયી બિડાલિકા છે, અમે અસત્ય કહેતા નથી. આગળાને આણીને જોયા તો તેમ પ્રમાણે હતું. ત્યારે વરાહ બોલ્યો કે મને પુત્રશોકથી એટલો ખેદ નથી કે જેટલો રાજા આગળ પુત્રનું શતાયુર્માન કહ્યું હતું તે વિફલ થવાથી છે; આ પુસ્તકોને ધિક્કાર છે, એમના આધાર ઉપર મેં આ વાત કહી, ને તેજ અસત્ય નીકળ્યાં માટે મૃત્યુ યોગ્ય છે. એમ કહી કુંડીમાં જલ ભરી પુસ્તકોને તેમાં બોળવા જતો હતો ત્યારે ભદ્રબાહુએ વારીને કહ્યું તમારા પોતાના પ્રમાદથી જ્ઞાનનો લોપ થયો, પુસ્તકનો દોષ નથી, પુસ્તકો તો સર્વસાક્ષાત્‌જ બતાવે છે. પણ તેના જ્ઞાતા દુર્લભ છે. અમુક અમુક સ્થાને તમારી મતિ વિપર્યસ્ત થઇ ગઇ છે, માટે તમારી પોતાનીજ નિંદા કરો. પ્રભુપ્રસાદ, તારુણ્ય, વિભવ, રૂપ, કુલ, શૌર્ય, પાંડિત્ય, એટલાં મદ્ય વિના મદ જેવાં છે. મતને વિચાર કરવા જેવી સૂક્ષ્મદૃષ્ટિ ક્યાંથી ! માટે પુસ્તકનો ભંગ ન કરશો, એમ કહ્યું ત્યારે વિલક્ષણ થઇને વરાહ ઉભો થયો. તેવામાં તેણે પૂર્વે અર્હતની નિંદા કરેલી તેથી મનમાં પીડાઇ રહેલા કોઈ શ્રાવકે કહ્યું તમારા

---

૧. શોકનો અપનોદ એટલે શોકને દૂર કરવો તે ૨ વિંધાયલો

જેવા કૃપણ કૃમિ પણ જેમાં પ્રકાશે તેવું મહા અંધકાર હવે ગયું અને દશે દિશાને પ્રદીપ્ત કરી મૂકનાર સૂર્યના કિરણ પ્રસરવા લાગ્યા, તેમાં મ્હોટા ચંદ્રની ગણના નથી તો તમ જેવા કીટમણિનો શો હીસાબ છો એમ કહીને નાશી ગયો. તે સાંભળી વરાહને બહુ પીડા થઈ. એવામાં રાજા પોતે પોતાની મેળે ત્યાં આવ્યો. રાજાએ કહ્યું શોક મા કરો હે વિદ્વન્ ! ભવસ્થિતિ, એવી છે. તે સમયે જિનભકત એવા એક રાજમંત્રીએ કહ્યું; કોઇ નવા આચાર્ય આવેલા છે, જેમણે આ બાલકનું આયુષ્ સાત દિવસનું કહેલું હતું, એ સત્યવચન મહાત્મા છે. કોઈએ ભદ્રબાહુને બતાવી દીધા. એ ઉપરથી પેલા બ્રાહ્મણને એવું લાગ્યું કે તે પોતેજ જાણે. પછી રાજા એ ગયો અને ભદ્રબાહુ પણ ગયા ને લોક પોત પોતાને સ્થાને વેરાયા. રાજાએ શ્રાવકધર્મ સ્વીકાર્યો. વરાહ અપમાન થવાથી ભાગવતીદીક્ષા લઇ બહુ જ્ઞાનકષ્ટ કરી જૈનધર્મદ્વેષી દુષ્ટ વ્યંતર થયો. ઋષિઓના ઉપર દ્વેષ છતાં તેનું કાંઇ ફાવ્યું નહિ, મહામુનિઓનું તપ છે તેજ પરપ્રેરિત વિઘ્ન રૂપી બાણથી અભેદ્યવજ્રપંજર[1] છે. ત્યાં ન ફાવ્યું એટલે શ્રાવકોને ઉપદ્રવ કરવા લાગ્યો, તેમના ઘરમાં રોગની ઉત્પત્તિ કરવા માંડી પીડાર્ત્ત શ્રાવકોએ આદરથી ભદ્રબાહુને વિનતિ કરી કે હે ભગવન્! આપ બેઠા છતા અમે રોગથી પીડાઇએ એ શું સારૂં કહેવાય ? કુંજરને માથે બેઠા છતાં કૂતરાં કરડે એ ઠીક ! ગુરુએ કહ્યું ડરશો નહિ આ તો પેલો વરાહ પૂર્વવૈર તે લેઇને તમને દહે છે, તેથકી હું તમારૂં રક્ષણ કરીશ. તે ઉપરથી પૂર્વ ગ્રંથોમાંથી ઉદ્ધારી " ઉવસગ્ગહરં પાસં " ઇત્યાદિસ્તવનની પાંચગાથા રચીને લોકોને ભણાવી, જેથી સર્વથા શાંતિ થઇ ગઇ. અદ્યાપિ પણ કષ્ટાપહારાર્થે એ સ્તવન ભણવામાં આવે છે. તે અચિંત્ય ચિંતામણિ જેવું છે. શ્રી ભદ્રબાહુવિદ્યોપજીવી ચતુર્દશપૂર્વી શ્રીસ્થૂલભદ્ર પરમતને ચૂર્ણ કરતા હવા.

## ઇતિ ભદ્રબાહુવરાહપ્રબંધ.

---

[1] વજ્રપંજર એટલે વજ્રનું બનાવેલું પાંજરૂં.

## અથ આર્યનંદિલપ્રબંધ.

પદ્મિનીખંડ નામના નગરમાં પદ્મપ્રભુ નામે રાજા હતો. તેને પદ્માવતી નામની ભાર્યા હતી. તે નગરમાં પદ્મદત્ત નામે શેઠ રહેતો હતો. તેમને પદ્મયશા નામની પત્ની હતી. તેમને પદ્મ નામે સુત થયો હતો. વરદત્ત નામના સાર્થવાહે પોતાની વૈરોટ્યા નામની કન્યા તેને આપી હતી. એક સમયે વૈરોટ્યાનો પિતા વરદત્ત પોતાના સાર્થસમેત દેશાંતરમાં જતે જતે વનમાં દવાગ્નિથી બળી મુવો. વૈરોટ્યાને સાસુ કામ કરતાં છતાં પણ નબાપી કહીને અપમાન કરવા લાગી. કહ્યું છે કે રૂપ, સંપત્તિ, ધન, તેજ, સૌભાગ્ય, પ્રભુતા, એટલાં વાનાં સ્ત્રીને પિતાના પ્રભાવથી થાયછે. તુષાગ્નિ જેવાં સાસુનાં વચનથી પીડાતી તે દૈવને ઠપકો દેતી, પણ કદાપિ સાસુની નિંદા ઉચ્ચારતી નહિ, ને વિચારતી કેઃ—

> સવ્વો પુવ્વ કયાણં કમ્માણં પાવયે ફલ વિવાગં
> અવરાહેસુ ગુણેસુ નિમિત્ત પરો હોઇ[૧]

એમ કરતાં એકવાર નાગેંદ્રે આપેલા સ્વપ્નાનુસાર વૈરોટ્યાને ગર્ભ રહ્યો, જે ઉપરથી તેને પાયસભોજનનો દોહદ પેદા થયો. તેવામાં નંદિલાચાર્ય નામના સૂરિ ઉદ્યાનમાં ઉતર્યા. વૈરોટ્યાની સાસુ એમ કહેતી કે આ વહુને છોકરી થશે છોકરો થવાનો નથી. આવું કાનમાં શૂલ જેવું વચન સાંભળી પેલી સતી વહૂ સૂરિને વંદના કરવા ગઈ; વંદના કરીને પોતાની સાસુની સાથે જે વિરોધ ચાલતો હતો તે કહ્યો. સૂરિએ કહ્યું એ તો પૂર્વકર્મનો દોષ છે, એમાં ક્રોધ ધરાવો નહિ કેમકે ક્રોધ છે તે હે વત્સ! ભવહેતુ છેઃ-

> ઇહલોઇ બ્બિઅકોવો સરીસ સંતાવ કલહ વેરાઇ
> કુણઇ પુણો પરલોએ નરગાઇ સુદારુણં દુઃખં[૨]

---

૧ સર્વ પૂર્વ કર્મનાં ફલ પામે છે, અપરાધ કે ગુણ તે અનુસાર થાય છે અન્ય તો માત્ર નિમિત્ત છે

૨ આ લોકમાં કોપ છે તે મહાતાપ કલહ, વગેરેનું નિદાન છે, એથી પુરુષ અને પરલોક નાશ પામે છે અને દારુણ દુઃખ થાય છે એમ ભાવાર્થ છે

તને પુત્ર થશે અને તને જે પાયસદોહદ થયો છે તે પણ જેમ તેમ પૂર્ણ થશે. એવાં સૂરિવચનથી આનંદ પામતી તે ઘેર આવી. મનમાં વિચાર કરવા લાગી કે ચારે સમુદ્રથી પરિબદ્ધ મેદિનીમાં ફરી વળીએ તોપણ નિર્મલ ગુણવાળો એવો કોઇ શિષ્ટજન ન દીઠો કે જેના આગળ ચિરસંચિત એવાં હૃદયદુઃખસુખ કહીને એક ક્ષણ, કે અર્ધી ક્ષણ કે શ્વાસમાત્ર પણ વિશ્રામ મળે. આ ગુરુ ખરેખર તેવા છે. આણી તરફ પદ્મયશાએ પણ ચૈત્રપૂર્ણિમાને દિવસે ઉપોષણ કર્યું અને પુંડરીકતપનું ઉદ્યાપન આરંભ્યું. તે દિવસે પાપપ્રપૂર્ણ પ્રતિગ્રહ પતિને આપવામાં આવેછે, ને સાધર્મિક×વાત્સલ્ય કરવામાં આવેછે. તેણે તે સર્વ કર્યું પણ વહૂને તો પેર આણી કેવલ નઠારું અન્ન ખાવા આપ્યું. વહૂએ થાળીમાં ઢાંકેલું પાયસાન્ન છાનેમાને લઇ લીધુ; લુગડે બાંધી ઘડામાં નાખ્યું, ને પાણી ભરવા ગઇ. ઘડો મૂકીને હાથ પગ ધોવા ગઇ તેવામાં પાતાલમાં અલિંજર નામના નાગની પત્નીને ક્ષીરાન્નનો દોહદ થયેલો તે પૃથ્વી ઉપર શોધતી શોધતી ત્યાં આવી. વૃક્ષ નીચે ઘડામાં ક્ષીરાન્ન દેખી તેને ખાઇ ગઇ અને જે માર્ગે આવી તે માર્ગે ચાલી ગઈ. વૈરોધ્યા હાથ પગ ધોઇને આવી જુએ છે તો પાયસાન્ન મળે નહિ તેમ છતાં તેણે કોપ ન કર્યો કે કાંઇ કવરધું તે બોલી નહિ, માત્ર એટલુ જ બોલી કે જેણે આ ભક્ષ્ય ખાધુ તેના મનોરથ પૂર્ણ થાઓ. આવી આશિષ આપી તે વૃક્ષમાં સંતાઇ રહેલી અલિંજરપત્નીએ સાંભળી. તેણે પોતાને ઘેર જઇ પતિને વાર્તા કહી. વૈરોધ્યા પણ પોતાને ઘેર ગઇ. પછી રાત્રે વૈરોધ્યાની પડોસણને સ્વપ્નમાં નાગપત્નીએ કહ્યું હું અલિંજરનાગપત્ની છું, વૈરોધ્યા મારી પુત્રી છે, તેને પાયસદોહદ થયો છે, તે તમે પૂર્ણ કરો, અને એને એમ કહો કે તારે પીઅર નથી પણ હું તને પીઅર સમાન ઉપકાર કરીશ, અને સાસુના તાપનો અગ્નિ શાંત કરીશ. પેલી પડોસણે સવારમાં વૈરોધ્યાને પાયસાન્ન ખવરાવ્યું, પૂર્ણ દોહદ થયા પછી તેને

× સાધર્મિકવાત્સલ્ય પોતાના ધર્મમાં હોય તેને જેવું વાત્સલ્ય કરવુ એ ઉને તે.

પુત્રનો પ્રસવ થયો. પેલી નાગપત્નીને પણ સો પુત્ર થયા. વૈરોધ્યાના પુત્રના નામકરણને દિવસે નાગે ઉત્સવ કર્યો. જ્યાં તેનું પીઅર પૂર્વે હતું ત્યાં મહોટો મહેલ બનાવી પાતાલમાંથી નાગ આવીને તેમાં રહ્યા. ગજ અશ્વ વાહન પદાતિ આદિ સમેત નાગલોક આવ્યા. આખું ઘર ભરાઇ ગયું તે જોઇને વૈરોધ્યાની સાસુ વહૂનો સત્કાર કરવા લાગી. અહો લોક પૂજિતને પૂજે છે! નાગપત્નીએ વૈરોધ્યાની રક્ષા માટે સર્પ મુકયા વૈરોધ્યાએ તેમને એક ઘટમાં રાખ્યા, તે ઘટને કોઈ દાસીએ કામ કરતાં તપ્તસ્થાલી ઉપર મુકયો. વૈરોધ્યાએ દીઠો એટલે ઉતારી લીધો અને પાણી છાંટી સર્પને સ્વસ્થ કર્યો, પણ એક બાલકનું પૂછડું ખરી ગયું. જ્યારે તે સ્ખલન કરે કે રૂવે ત્યારે વૈરોધ્યા કહેવા લાગી બાંડાને ઘણી ખમા. વૈરોધ્યાના પુત્ર ઉપર બહુ સ્નેહ થવાથી પેલા સર્પરૂપ બાંધવોએ રેશમી વસ્ત્ર, રત્ન, સુવર્ણ, આદિ આપી નામકરણવિધિ કરાવ્યો, અને પછી પોતે પોતાને સ્થાને ગયા. નાગના પ્રતાપથી વૈરોધ્યાનો ભાવ વધ્યો.

એક વાર પોતાના પુત્રને પુચ્છરહિત દેખી અલિંજરને બહુ ક્રોધ આવ્યો. અવધિજ્ઞાને જાણી લેઇને વૈરોધ્યાને ઘેર આવ્યો. આવીને છુપાઇ રહ્યો, તે વખતે અંધારામાં વૈરોધ્યા ગ્રહાવરક+ મધ્યે પેઠી ત્યારે બોલી બાંડાને ઘણી ખમા, જે સાંભળી નાગરાજને બહુ સંતોષ થયો. તેણે તેને નૂપુર આપ્યાં ને કહ્યું વત્સે! આજથી તારે પાતાલમાં આવવું ને નાગલોક તારી પાસે આવશે. એ પ્રસાદથી વૈરોધ્યા પાતાલમાં આવવા જવા લાગી. તે ઉપરથી વૈરોધ્યાના સસરા પદ્મદત્તને શ્રી આર્યનંદિલાચાર્યે કહ્યું તમારે તમારી વહૂને કહેવું કે તારે નાગનો આશ્રય છે તો તું નાગને એમ વિનતિ કર કે તમારે લોકાનુગ્રહ કરવો, કોઇને દંશ કરવો નહિ. સૂરિનું આ વચન તેણે પોતાની વહૂને, ને વહૂએ નાગને કહ્યું. વૈરોધ્યા ત્યાં ગઇ ને ઉચ્ચ સ્વરે કહેવા લાગી અલિંજરપત્ની બહુ જીવો, અલિંજર ઘણું જીવો, જેણે મારા જેવીની

---

+ ગૂઢ એવું આવરક ઢાંકણું

પીઅરની ભુખ ભાગી, અનાથને સનાથ કરી, હે નાગકુમારો ! આપૂ નંદિલ મહાત્માએ એમ આજ્ઞા કરી છે કે લોકને પીડા ન કરવી. એમ કહીને ઘેર આવી. ગુરુએ વૈરોધ્યાનો નવો સ્તવ રચ્યો જે વૈરોધ્યાનો સ્તવ પઠે તેને સર્પભય નહિ. વૈરોધ્યાએ સર્પમાત્રને ગુરુની પાસે આણ્યા ને તેમને ઉપદેશ અપાવ્યો, જેથી તે ઉપશાંતચિત્ત થયા. નાગદત્ત નામનો વૈરોધ્યાનો પુત્ર મહાસૌભાગ્યવાળો થયો. પદ્મદત્તે પ્રિયાસમેત વ્રત લીધું; તપ કરીને સ્વર્ગે ગયો. પદ્મયશા પણ દેવત્વને પામેલા એવા ઇચ્છાસિધ્ધિવાળા પોતાના પતિની દેવી થઇ. વૈરોધ્યાને ફણીંદ્રનું ધ્યાન રહ્યું તેથી મરણ પછી ધરણીંદ્રપત્ની થઇ, જ્યાં પણ એનું નામ વૈરોધ્યાજ રહ્યું.

ઇતિ નંદિલાચાર્યપ્રબંધ.

## અથ જીવદેવસૂરિપ્રબંધ.

ગૂર્જરભૂમિમાં વાયુદેવતાધિષ્ઠિત એવું વાયટ નામે મહાસ્થાન હતું ત્યાં ધનવાન્ ધર્મદેવ નામે શેઠીઓ હતો. તેની પત્ની શીલવતી નામે હતી, જે દેહધારી ગૃહલક્ષ્મી જેવી હતી. તેમને પેટ મહીધર અને મહીપાલ એવા બે પુત્ર હતા. મહીપાલ બહુ રમતીઆળ હતો તેથી કશો વિદ્યાભ્યાસ કરતો નહિ. પિતાએ હાકી કાઢવાથી રીસાઇને દેશાંતરમાં ગયો. ધર્મદેવ મરી ગયો ને મહીધર વાયટગચ્છના શ્રીજિનદત્તસૂરીના પાદમલે પરિવ્રાજ+ થયો; તે રાશિલ્લ સૂરિ નામનો સૂરીંદ્ર થયો. મહીપાલ પણ પૂર્વ દિશામાં રાજગૃહ શહેરમાં દિગંબર પાસેથી દીક્ષા લઇ આચાર્યપદને પામ્યો. તેનું નામ સુવર્ણકીર્તિ એવું પડયું. શ્રુતકીર્તિગુરુએ તેને બે વિદ્યા બતાવી: ચક્રેશ્વરી વિદ્યા, પરકાયપ્રવેશ વિદ્યા. ધર્મદેવના મરણથી શીલવતીને બહુ દુઃખ થયું. કેમકે જેમ મેઘવિના નદી, ચંદ્ર વિના રાત્રી, સૂર્ય વિના કમલિની, તેમ ભર્તા વિના કુલવધૂની દશા થાયછે. રાજગૃહથી આવતા લોકને મોઢે પોતાના

+ સાધુ.

પુત્ર સુવર્ણકીર્તિને ત્યાં રહેતો જાણી તેને મળવા પોતે ત્યાં ગઇ. તેને સુવર્ણકીર્તિ મળ્યો. માતા પુત્રનો સ્નેહ ઉભરાઇ ઉઠયો. એક વાર તેણે સુવર્ણકીર્તિને કહ્યું તારા પિતા સ્વર્ગે ગયા. તું અહીં સૂરિ થયોછે. મહીધર પણ શશિલ્લસૂરિ નામથી શ્વેતાંબરસૂરિ પદ વાયટ દેશમાં વિહરે છે; તમે ઉભયે એકમત થઇ એક ધર્મ પાળો એમ કહી તેને તે વાયટમાં લેઇ આવી. બન્ને ભાઇ મળ્યા. એમ ચાલતું હતું ત્યાં માએ બે રસોઇ કરાવી, તેમાં એક સારી ને એક સાધારણ. પ્રથમ દિગંબરને બોલાવ્યો, તેણે પેલી સારી રસોઇ ખાધી. શશિલ્લ સૂરીના બે શિષ્ય નિર્જરાર્થે આવ્યા તેમને પેલી સાધારણ રસવતી આપી. ભોજન પછી માતાએ દિગંબરને કહ્યું આ શ્વેતાંબરો શુદ્ધ છે, તું કર્મચિંતા કરતો નથી, તે કહેછે કેઃ-

ભુંજઇ અહા કમ્મં સમ્મં નયજ્ઞે પડિક્રમઇ લુધ્ધો ·

સવ્વ જિણાણા વિમુહસ્સ આરાહણા નથ્થી.

ને તેજ પ્રમાણે પાળેછે. માટે એમને મળીને મોક્ષની ઇચ્છા કર. આવું માતાનું વચન સાંભળી સુવર્ણકીર્તિએ શ્વેતાંબરદીક્ષા લીધી, તે પછી તેનું નામ દશેદિશામાં જીવદેવસૂરિ એવું પ્રસિધ્ધ થયું.

પાંચસો શિષ્ય સાથે ફરતો તે સૂરિ ભવ્ય લોકના મિથ્યાત્વાદિ રોગને સુદેશનાપિયૂષથી નીવારતો હતો, તેવામાં દેશનામાં કોઇ યોગી આવ્યો, શ્રી જીવદેવસૂરિએ તેને દીઠો કે જીભે યોગપટ્ટ પર્યસ્તિકા બાંધી, જેથી લોક બીહીવા લાગ્યા. પ્રભુએ તેનું કીલન * કર્યું, ત્યારે તેણે ખડી વતી ભૂમિ ઉપર લખ્યું:-

ઉવયારહ઼ ઉવયારડઉ સવ્વઉ મોઉકેઇ

---

* નાત્રિક વિધિ અનુસાર કીલન એટલે બાંધ કરવું તે.

અવગુણિ કિયઇ જુ ગુણુ કરઈ વિરલઉ જાણિ જગેઇ. *

હું તમને છલ કરવા આવ્યો હતો, પણ તે આપે જાણ્યું અને મારૂં સ્તંભન કર્યું, માટે મારા પર કૃપા કરી મને છૂટો કરો. પ્રભુએ કૃપા કરી તેને મુક્ત કર્યો. તે વાયટ નગર બહાર મઠ કરીને રહ્યો. પ્રભુએ પોતાના ગચ્છને બોલાવી કહ્યું એક દુષ્ટ યોગી બહાર મઠમાં રહે છે, તે દિશાએ કોઈ સાધુ કે સાધ્વીએ જવું નહિ સંઘે તે વાતનો સ્વીકાર કર્યો. બે સાધ્વીઓ ઋજુ બુદ્ધિની હોઇ કુતૂહલથી તે દિશાએ ગઇ, તેમને યોગીએ ચૂર્ણની શક્તિથી વશ કરી જેથી તે તેની પાસેથી ખસેજ નહિ. પ્રભુએ પોતાના સ્થાનમાં દર્ભની પૂતળી બનાવી, તેનો કરછેદ કરતાંજ યોગીના પણ કરનો છેદ થયો તેથી તેણે પેલી સાધ્વીઓને મૂકી દીધી, એટલે તેમનાં માથાં ઘોઇ નાખવાથી તે પરવિદ્યાના પાશમાંથી છૂટી સ્વસ્થ થઇ

એવામાં એક સમયે ઉજ્જયિનીમાં વિક્રમાદિત્યે સંવત્સર વર્તાવવાનો આરંભ કર્યો. તે સંબંધે દેશમાં અટન કરવા સારૂ નિંબ મંત્રીને ગૂર્જર દેશ પ્રતિ મોકલ્યો. તે નિંબે વાયટમાં શ્રી મહાવીરનો પ્રાસાદ કરાવ્યો. તેમાં પ્રતિષ્ઠા શ્રી જીવદેવસૂરિદ્રે કરાવી.વાયટમાં લલ્લ નામનો શેઠીઓ હતો તેણે એક વાર હોમ કરવાનો આરંભ કર્યો. બ્રાહ્મણોએ ભેગા થઇ હોમ કરવા માંડયો તેવામાં પાસેના આમલીના ઝાડ ઉપરથી ધૂમાકુલ એવો એક સર્પ કુંડ આગળ પડયો. નિર્દય બ્રાહ્મણોએ તેને અગ્નિમાં હોમી દીધો. તે જોઇ લલ્લને વિરાગ આવ્યો તેણે બ્રાહ્મણોને કહ્યું તમે ઘણા નિષ્ઠુર છો, આવી જીવહિંસા કરોછો, માટે એવા ગુરુ મારે જોઇતા નથી એમ કહેતાં બ્રાહ્મણોને રજા આપી પોતાને ઘેર આવ્યો અને દર્શનોના આચારનો વિચાર કરવા લાગ્યો. એવામાં એક સમયે શ્રીજીવદેવસૂરિના સાધુસંઘ તેને ઘેર ભિક્ષા લેવા આવ્યો.

* ઉપકાર ઉપર ઉપકાર તો સહુ લોક કરે છે, પણ અવગુણ ઉપર ગુણ કરે તેવા તો કોઇ વિરલાજ જનની જણે છે.

શુદ્ધ ભિક્ષાથી તે પ્રસન્ન થયા, તે પછી તેમને લલ્લે પૂછ્યું, તમાર ગુરુ કોણ છે? તેમણે કહ્યું કે શ્રીજીરદેવસૂરિ ગુરુ છે. લલ્લ તે ઉપરથ તેમની પાસે ગયો અને દ્વાદશવ્રતી શ્રાવક થયો. એક વાર લલ્લે કહ્યુ સૂર્યપર્વમાં મેં લક્ષદ્રવ્યદાન માટે સંકલ્પ્યું છે, તેમાંથી અર્ધનો વ્યય કર્યો છે, બાકીનું લ્યો; ત્યારે ગુરુએ કહ્યું નિર્લોભ પુરૂષો લેતા નથી. તે સાંભળી લલ્લને બહુ પ્રીતિ આવી. ગુરુએ કહ્યું આજ સાંજે એક પગ ઘેરાયા પછી તારી આગળ જે આવે તેને મારી પાસે લેઇ આવજે. તે સાંભળી લલ્લ ઘેર ગયો. સાંજે કોઇએ બે બળદ ભેટ કર્યા તેમને લલ્લ ગુરુ પાસે લઇ ગયો. ગુરુએ કહ્યું આ વૃષભ પોતાની મેળે જતા જતા જ્યાં ઉભા રહે ત્યાં તારા દ્રવ્યનો વ્યય કરી ચૈત્ય કરાવજે. લલ્લે વૃષભને છુટા મૂકી દીધા તે પિપ્પલાનક ગામ આગળ ઉભા. ત્યાં લલ્લે ચૈત્ય કરાવવાનો આરંભ કર્યો. તે તૈયાર થયું તેવામાં કોઇ અવધૂત ત્યાં આવ્યો તેણે કહ્યું આ પ્રાસાદમાં દોષ છે. માણસોએ પૂછ્યુ શો દોષ છે? તેણે કહ્યું સ્રીશલ્ય છે. તે સાંભળી લલ્લે ગુરુને વીનતિ કરી. ગુરુએ કહ્યું ફરી થકી નિઃશલ્ય ભૂમિ કરીને પ્રાસાદ કરો, તમારે દ્રવ્ય ચિંતાકરવી નહિ, અધિષ્ઠાત્રી ધન પૂરૂ કરશે. લલ્લે પ્રાસાદ ઉકેલવા માંડયો. તો તેમાંથી શબ્દ થયો કે ઉકેલશો નહિ. ત્યારે પાછી તે વાત તેણે ગુરુને કહી તો ગુરુએ ધ્યાનથી જોયું એટલે તેમના આગળ અધિષ્ઠાત્રી દેવી આવી તેણે કહ્યુ હું કાન્યકુબ્જ રાજાની પુત્રી મહણીક નામની છું. પૂર્વે ગુર્જર દેશમાં રહેતી હતી, ને મ્લેચ્છસેના આવી તેથી નાઠી; પરંતુ તે લોક કેડે પડયા એટલે ભયથી કૂવામાં પડી ને મોઇ તેથી વ્યંતરી થઇ છું માટે સ્વાંગાસ્થિશલ્યા * કર્ષણ મને ગોઠતું નથી, મને અધિષ્ઠાત્રી કરો. ગુરુએ તે વાત સ્વીકારી. પછી તેણે બનાવેલી ભૂમી ઉપર તેને યોગ્ય એવું એક દેવમંદિર કરાવી આપ્યું, પણ તેમાંથી નિઃસીમ દ્રવ્ય પ્રાપ્ત થયું એ થકી લલ્લ અપ્રતિમ સુખાસ્પદ થયો, અને સંઘ પણ બહુ સંતોષ પામ્યો.

---

* સ્વઅંગની અસ્થિરૂપ શલ્યનું આકર્ષણ

લક્ષ ઉપર રોષ આણીને બ્રાહ્મણોએ મરવા પડેલી એક ગાય ચૈત્યમાં લાવીને નાખી, તે ત્યાં મરી ગઇ. તે વાત શ્રાવકોએ ગુરુને કહી. ગુરુએ વિધાબલથી તે ગાય બ્રહ્મભવનમાં ફેંકી. જે વાત પારકાને થવી ઇચ્છીએ તે આપણીજ આગળ આવી ઉભી રહે. બ્રાહ્મણોએ અન્ય ઉપાય ન હોવાથી જીવદેવસૂરિનો અનુનય* કર્યો કે હે સૂરે! અમને તારો. સૂરિએ તેમની તર્જના કરીને કહ્યું કે મારા ચૈત્યમાં મારા પટ્ટસૂરિની શ્રાવકની પેઠે સર્વમળી ભક્તિ કરો તો આ ગાયને હું બ્રહ્માલયથી પાછી તાણી લેઉ. તેમણે કાર્યની આતુરતામાં બધી વાત અંગીકાર કરી અક્ષર આપી નિશ્ચય કરી આપ્યો.આચાર્યે ગાયને બહાર ઉડાવી- જેથી ચારે વર્ણ સંતુષ્ટ થયા. કાલાંતરે સૂરિનો મરણસમય આવ્યો ત્યારે પેલા યોગાથી બીહીતા એવા તેમણે સર્વસિદ્ધિહેતુ એવા પોતાના અખંડ કપાલને ભાગવાનું શ્રાવકોને કહ્યું. તેમણે તેમ કર્યું તેથી યોગી બહુ નિરાશ થઇ રોતો રહ્યો.

## ઇતિજીવદેવસૂરિપ્રબંધ.

## અથ આર્યખપુટાચાર્યપ્રબંધ

કોઇ એક ગચ્છને વિષે મહાલાભસંપન્ન એવા આર્યખપુટ નામે આચાર્યરાજ વિરાજતા, તેમનો શિષ્યભાગ્નેય ભુવન નામે હતો. તે સૂરિ ભગુકચ્છ ભણી વિહાર કરતા ગયા. ત્યાં બલમિત્ર નામે બૌધ્ધાનુરકત રાજા હતો, ને બૌધ્ધો મહા પ્રામાણિક મનાતા હતા, તથા એવા યજમાનને લીધે અતિ ગર્વે ચઢયા હતા. મૂલના વાનર અને વળી છી કરડયો. શ્વેતાંબરોનાં ધર્મસ્થાનમાં ઘાસના પૂળા નાખતા હતા ને એવી વ્યંજના કરતા હતા કે તમે પશુ છો. એવી અવજ્ઞાથી પણ ખપુટાચાર્ય પોતાના ગુરુપણાને લીધે ક્રોધ પામ્યા નહિ; ક્ષુદ્રના ઉપદ્રવથી મહાશયો ક્ષોભ પામતા નથી, શફરીની

* પ્રસિપત્ત

ફાળોથી સમુદ્રને વિકાર થતો નથી. પણ ભુવનને કોપ ચઢયો. તે ગુરુની આજ્ઞા લઇ શત સહસ્ર શ્રાવકોને સાથે રાખી રાજા પાસે ગયો ને ત્યાં મહોટેથી બોલ્યોઃ–ખલ પુરુષો ત્યાં સુધી ડંકા વગાડયાં જાઓ, ત્યાં સુધી પોતાની સ્તુતિ ગાયાં જાઓ, ને ત્યાં સુધી પોતાની પૂજા કરાવ્યાં જાઓ, કે જ્યાં સુધી ઘી હોમવાથી સળગી ઉઠેલા મહા અગ્નિ રૂપ આ પુરુષની કરાલ જ્વાલા એમના લવારાના વનમાં છુટી નથી. બલમિત્ર રાજાએ કહ્યું હે સાધુ! શું કહો છો! ભુવને કહ્યું તમારા ગુરુ પોતાને મહોટા તાર્કિક માને છે, ને ઘરમાં બેઠા ગર્જના કરે છે, ને શ્વેતાંબરની નિંદા કરે છે, માટે અમે વાદ કરવા તમારી સભામાં આવ્યા છીએ, માટે અમારી સાથે એકવાર આવી જાય, શ્રોતાને કર્ણકૌતુક ભલે થાય. રાજાએ તે ઉપરથી તેમને બોલાવ્યા અને ચતુરંગ સભામાં વાદ કરાવ્યો. ભુવનભૂતિ સિંહના ઝપાટાથી તે નિર્માલ્ય થઇ ગયા, ને શીઆળની પેઠે ચુપ થઇ રહ્યા. રાજાદિકે હર્ષ પામી શ્વેતાંબરશાસનનો જયજયકાર કહ્યો, તેમના ચૈત્યોમાં મહોત્સવ થઈ રહ્યો, બૌધો તો હિમથી કરમાયલા કમલવન જેવા થઇ ગયા. તે ઉપરથી ગુડશસ્ત્રપુરથી વૃદ્ધકર નામનો મહાતાર્કિક બૌદ્ધાચાર્ય ભૃગુપુરમાં આવ્યો. તેણે રાજાને કહ્યું, શ્વેતાંબરો સાથે મને વાદ કરાવો. રાજાએ ભુવનની પ્રજ્ઞા જોએલી એટલે તેણે તેને વાર્યો, પણ તે અટકયો નહિ, ને વાદમાં હાર્યો. યમ પ્રાણીઓને છોડતો નથી. તેણે વિજય પ્રાપ્ત કરી સભામાં કહ્યું:–જેમ પપાણને ટાંકણું, અંધકારને સૂર્ય, શેફાલીકુસુમને શીતકિરણ, પતંગને દીપ, પર્વતને વજ્ર, મેઘને પવન, વૃક્ષને પરશુ, હાથીને સિંહ, તેમ આ વાદીને અમે છીએ. સાંભળીને સભ્યોને ચમત્કાર લાગ્યો. બોલવા લાગ્યા કે શ્વેતાંબરશાસનનો જયજયકાર છે વૃદ્ધકર આવા અપમાનવજ્રથી તપ્ત થઇ ગુડશસ્ત્રપુરમાં અન્નની આખડી લઇ બેઠો, ને મરી જઇ વૃક્ષકર નામનો યક્ષ થયો. પૂર્વવૈરને લીધે વ્યાધિ, ભય, મરકી, આદિથી જૈનોને નડવા લાગ્યો. ગુડશસ્ત્રપુરના સંઘે એ વાર્તા આર્યખપુટા-

ચાર્યને નિવેદન કરી તેથી તે ત્યાં આવ્યા; તેમણે યક્ષાયતનમાં જઇ યક્ષને કાને ખાસડાં બાંધ્યાં, તેની છાતીએ પગ દીધો. લોક ભેગા થયા, તેમ ત્યાંનો રાજા પણ ત્યાં આવ્યો. રાજા આવ્યો એટલે આચાર્યે પોતાના સર્વ અંગને શ્વેતવસ્ત્રથી ઢાંકી દીધું. રાજા જ્યાં જ્યાં વસ્ત્ર ઉઘાડે ત્યાં ત્યાં કુલાજ દેખે, તે ઉપરથી ક્રોધ પામી રાજાએ લાતો મારવા માંડી, તો ખપુટાચાર્યને મારેલી લાતો રાજાના અંતઃપુરની શિરીષકોમલાંગીઓને વાગવા માંડી. અંતઃપુરમાં સ્ત્રીઓનો કોલાહલ થઇ રહ્યો, હે નાથ! અમારૂં રક્ષણ કરો, કોઇ અદૃષ્ટ રહીને અમને મારેછે. રાજા સૂરિની શક્તિથી ચમત્કાર પામી સૂરિને ચરણે નમ્યો, ને બોલ્યોકે કૃપા કરીને મારાં પરિજનને આજે જીવિતભિક્ષા આપો, આપ તો કૃપાલુ છો આવું કહ્યું. યક્ષ પોતાને સ્થાનેથી ઉઠી સૂરિ પાસે આવ્યો, ને વિનીતભાવથી પાદસંવાહન કરવા લાગ્યો. બોલ્યો કે હું કીડી જેવો તેના ઉપર તમે આ શું કટક ચઢાવ્યું છે ? લોક ભેગા થઇ ગયા. આર્યખપુટે યક્ષને કહ્યું રે અધમ ! અમારા અનુયાયીનો પરાભવ કરવા ઇચ્છેછે ? યક્ષે કહ્યું હનૂમાન્ છતે શાકિનીઓ પાત્ર શી રીતે પીવાની છે ? હું તો તમારો દાસ છું, મને પીડા મા કરો, તમારા સંઘનો હું બંધુ છું. રાજાદિ સર્વેને આથી ચમત્કાર લાગ્યો, ને તે સર્વે સૂરિના ભક્ત થયા. મંદિરમાંથી નીકળીને બધા બહાર ગયા ત્યારે પાષાણમૂર્તિ યક્ષ પણ સાથે આવ્યો, ને બે દૃષદ્, બે દષદ્કુંડિકા, ને સૂક્ષ્મ યક્ષ સાથે આવ્યાં. નગરના કિલ્લાના દરવાજા આગળ સૂરિએ યક્ષાદિને રજા આપી, ને સ્વસ્થાને ગયા. કુંડિકા તો સૂરિએ પુરદ્વાર આગળજ, લોકમાં ખ્યાતિ થવા માટે, સ્થાપી. રાજાને ઉપદેશ આપી શ્રાવક કર્યો, તે તેને ઘેર ગયો. પ્રભાવના, નર્તકી, રંગ, આચાર, ઇતિ ચાતુર્વર્ણ્યે સૂરીંદ્રનું વર્ણન થયું.

તે સમયે ભૃગુપુરથી બે સાધુ આવ્યા તેમણે કહ્યુંકે હે ભગવન્! ભૃગુપુરથી અત્ર આવતાં જે કપર્દિકા આપે ગૂઢ રાખી હતી, તે કોઇ ક્ષુલ્લકે જાણી, તે જાણતાંજ ખેંચી લીધી, તેથી લાભ પ્રાપ્ત થયો,

તેને લીધે ધનવાનના ઘરમાં તૈયાર થયેલી રસોઇ લાવીને ખાયછે, તેમ કરતાં તેની વાત ગચ્છે જાણી, એટલે નિષેધ કર્યો, પણ રસનેન્દ્રિય પરવશ થયાથી તે એ વાત મૂકતો નથી. તેથી સંઘે હાકી કાઢયો છે. તે કોપ કરીને બૌધ્ધોને જઇ મળ્યોછે ને આચાર્ય જેવો થયોછે. બૌધ્ધોનાં પાત્ર ગૃહસ્થોના ઘરમાં લેઇ જાયછે, ને ત્યાંથી ભાત ભરીને મઠમાં લાવેછે. તે જોઇ લોક પણ બૌધ્ધભક્ત થતા જાયછે. જેમ આપને ઉચિત લાગે તેમ કરો. તે સાંભળી ખપુટાચાર્ય ભૃગુપુરમાં ગુપ્ત રીતે રહ્યા. બૌધ્ધોનાં અન્નપૂર્ણ પાત્ર આવે તેને આકાશમાંથીજ ભાગી નાખ્યાં એટલે તેમાંથી ચોખા, મગ, મોદક, આદિ લોકને માથે પડવા લાગ્યા. પેલાએ સૂરિ આવ્યા એમ જાણ્યું એટલે તે ભય પામીને નાશી ગયો. સૂરિ સંઘને લેઇ બૌધ્ધપ્રાસાદમાં ગયા.

બોધ્ધની પથરાની મૂર્તિ ઉઠીને સામે આવી ને જય જય મહર્ષિકુલશેખર એવી સ્તુતિ કરવા લાગી, તેથી જિનપતિશાસનનો પ્રભાવ બહુ પ્રદીપ્ત થયો. આર્યખપુટ વળી અન્યત્ર વિહાર કરવા ગયા. પાટલીપુત્ર નગરમાં દાહડ નામનો રાજા બ્રાહ્મણોનો ભક્ત હતો, તેણે જૈન યતિને બોલાવ્યા ને કહ્યું બ્રાહ્મણોને નમસ્કાર કરો. જિને કહ્યું એ તો ગૃહસ્થ છે, ને અમે યતિ છીએ ને વંદવા યોગ્ય છીએ. દાહડે કહ્યું, નહિ વંદન કરો તો તમારાં માથાં કાપી નાખીશું. ત્યારે યતિએ સાત દિવસ અવધિ માગી, તે રાજાએ આપી. દૈવયોગે ખપુટના શિષ્ય ઉપાધ્યાય મહેંદ્ર નામના ભૃગુકચ્છથી ત્યાં આવ્યા. તેમના આગળ યતિએ પોતાનુ દુઃખ કહ્યું. તેમણે ધીરજ આપી. પ્રાતઃકાલે પીળા ને રાતા કરેણા લેઇ મહેંદ્ર દાહડ પાસે ગયો. તે પ્રાતઃકાલ આઠમા દિવસનોજ હતો. રાજાએ કહ્યું શ્વેતાંબરને, બ્રાહ્મણોને નમસ્કાર કરવા બોલાવો. બોલાવ્યા એટલે આવીને આગળ ઉભા રહ્યા. મહેંદ્રે રાતા કરેણાની સોટી બતાવીને કહ્યું પ્રથમે આ તરફ નમીએ છીએ. એ સોટીને નમતાની સાથેજ બ્રાહ્મણોનાં મસ્તક તાલવૃક્ષની પેઠે ભૂમિ ઉપર પડયાં. તે જોઇ રાજાને બહુ ભય થયું, તેથી

પોતે કાલાવાલા કરવા મંડયો, ને કહેવા લાગ્યો કે હવે આવો અવિનય કોઈ વારે નહિ કરૂં. ત્યારે મહેંદ્રે કહ્યું:-સિંહની કેશવાળીને પગથી સ્પર્શ કોણ કરે ! તીક્ષ્ણ ભાલાની અણીથી આંખને કોણ ખજવાળે ! ભુજંગેશ્વરના મસ્તકના મણિનો શિરોવતંસ કરવા કોણ તૈયાર થાય ! — તેજકે જે શ્વેતાંબરશાસનની આવી નિંદા કરે. એ સાંભળી રાજાને વધારે ભીતિ લાગી, તેથી મહેંદ્રને પગે પડયો. ત્યારે મહેંદ્રે પેલા ધોળા કરેણની સોટી હલાવી, એટલે બ્રાહ્મણોનાં મસ્તક પોતપોતાને સ્થાને ચોટી ગયાં. રાજા તથા વિપ્રોને બોધ થયો. આર્ય ખપુટે સૂરિપદ ભુવનને આપ્યું, ને પોતે અનશનથી સ્વર્ગે ગયા. જે જીવિત તેમ મૃત્યુ ઉભયને શોભાવે છે તેજ ખરા પુરુષ છે, બીજા તો બધા પશુ છે.

## ઇતિ શ્રી આર્ય ખપુટાચાર્યપ્રબંધ

---

## અથ પાદલિપ્તાચાર્યપ્રબંધ.

કોશલ્યા નામની નગરીમાં વિજયવર્મા નામે નૃપ, અને પરાક્રમનો સમુદ્ર રાજા રાજ્ય કરતો હતો, ત્યાં કુલ્લનામે શેઠીઓ હતો. તે જૈનધર્મી, ડાહ્યો ને દાનશીલ હતો. તેને પ્રતિમાણા નામે પત્ની હતી, તે રૂપ, શીલ, સત્ય આદિ ગુણનો ભંડાર હતી. તેને પુત્ર ન હોવાથી બહુ ખેદ થતો હતો. તે ઉપરથી કોઇએ કહ્યું વૈરોધા નામની દેવીની ઉપાસના કરો. તેણે તપ નિયમ સંયમ આદિ થકી તેનું આરાધન કર્યું એટલે તેણે પ્રત્યક્ષ થઇ કહ્યુ, વત્સે! મને શા માટે સંભારી છે? શેઠાણીએ કહ્યું પુત્ર માટે. વૈરોધાએ કહ્યું, વત્સે! સાંભળ, વિદ્યાધરવંશમાં શ્રી કાલિકાચાર્ય થયા, તેમના વિદ્યાધર નામનો ગચ્છ છે, ત્યાં નાગહસ્તી નામે સૂરિ છે, તે હાલ આ નગરમાં આવ્યા છે, તે સુક્રિયાજ્ઞાનના અર્ણવ છે, તેમના ચરણનું જલ પી. તે સાંભળી ભાવનાથી ભરેલી શેઠાણી ચાલી તો રસ્તામાંજ ગુરુચરણામૃત પાત્રમાં લઇ આવતો શિષ્ય દીઠો શેઠાણીએ પૂછ્યું હે તપોધન ! આ શું છે? તેણે કહ્યું

ગુરૂપાદોદક. તે સાંભળીને પી ગઇ. ગુરૂએ કહ્યું મારાથી દશ હાથને છેટે રહી તેં જલ પીધું માટે તારો પુત્ર તારાથી દશ યોજન દૂર રહેશે, ને તે પછી તારે બીજા નવ શ્રીમાન્ પુત્ર થશે. પછી ચંપકકુસુમમકરંદપાનથી મત્ત થએલા ભ્રમરના ગુંજારવ જેવી; કોમલ વાણીથી તે બોલી કે પ્રથમ પુત્ર હું આપને આપીશ. એમ કહી પોતાને ઘેર ગઇ. પોતાના ભર્તાને ગુરુની તેમ પોતાની વાત કહી, ને સાંભળી શેઠ ખુશી થયો. શેઠાણીને યોગ્ય કાલે પુત્ર થયો જેથી મંગલોત્સવ પ્રવર્તી રહ્યા. તેનું નામ નાગેંદ્ર એવું પાડયું. તેના શરીરના અવયવ તેમ ગુણ સર્વ લોકને ઇચ્છવા યોગ્ય થઇ પડે તેમ વૃધ્ધિ પામતા ચાલ્યા. ગુરુએ આની આઠમે વર્ષે તેને દીક્ષા આપી, ને મંડન નામના મુનિ પાસે ભણાવરાવ્યો. તે બાલપણમાં પણ સર્વવિદ્યાવિશારદ થયો. એકવાર ગુરુએ જલ માટે મોકલ્યો તે લઇ પાછો આવી જોવા લાગ્યો ત્યારે,

> અંબં તંબછીએ પુપ્ફિઅં પુપ્ફદંત પત્તીએ
> નવસાલિ કંજીએ નવ વહૂઇ કુલએ મેહિઝં

એ ગાથા ગુરુએ કહી. શૃંગારગર્ભ ઉક્તિ સંભળાવી તેથી રાગાગ્નિ પ્રદીપ્ત થયો છે એમ ભાવ સૂચવ્યો. નાગેન્દ્ર બોલ્યો ભગવન્! એક કૃપા કરો. પાલિત્તઉ ઇત્યાદિ. જેનો ભાવ એ છે કે ગગનગમનોપાયરૂપ જે પાદલેપવિદ્યા તે મને આપો, જેથી હું પાદલિપ્ત એ નામે કહેવાઉં. ગુરુએ પાદલેપવિદ્યા આપી, જેના બલથી તે આકાશમાં ભમવા લાગ્યો. દશ વર્ષનો છતાં તેને સૂરિપદ સ્થાપ્યો એટલે બહુ શિષ્ય લઇ તે વિહરવા લાગ્યો. નિત્યે શત્રુંજય ઉજ્જયંતાદિ પંચતીર્થ કરીને રસવિરસ ભોજન કરતો ને પછી તપ આચરતો. જે દૂર હોય, બહુ દૂર હોય, કે તેથી દૂર હોય, તે બધું તપથી સિધ્ધ થાયછે, તપ દુરતિક્રમ છે.

એકવાર સર્વે સિધ્ધ પાટલીપુત્ર ગયા. ત્યાં અખંડ અરિવર્ગને ખંડિત કરનાર મુરુંડ નામે રાજા હતો. તેને છ માસથી શિરોવેદના થયેલી હતી, તે મંત્ર તંત્ર ઔષધ કશાથી મટતી નહતી. વિશેષ વિદ્વાન્ એવા સૂરિને આવ્યા જાણી રાજાએ મંત્રીને મોકલ્યા. તેમણે કહ્યું રાજરાજેન્દ્રને શિરોવેદના થઇ છે તે મટાડો ને કીર્તિ તથા ધર્મ પ્રાપ્ત કરો. સૂરીન્દ્રે રાજભવનમાં જઇ મંત્રશક્તિવડે ક્ષણમાત્રમાં શિરોવેદના મટાડી તે ઉપરથી અદ્યાપિ પણ કહેવાયછે.

જહ જહ આણશિણિ જાણું અરિસ પાલિત્તઉ ભમાડેઇ
તહ તહ સિરવિયણા પાણસ્સઇ મુરુંડરાયા

રાજા પ્રસન્ન થયો, બધે ઉત્સવ થયો, પાદલિપ્તસૂરિના યશથી સાતે ભુવન પવિત્ર થઈ ગયાં. રાજાએ સ્તુતિ કરવા માંડી. ચિત્ત આર્દ્ર, વાણી મધુર, દૃષ્ટિ પ્રસન્ન અને ઉજ્જવલ, શક્તિ ક્ષાંતિયુક્ત, શ્રુત મદ વિનાનું, શ્રી દીનતા દૈન્યને હણનારી, રૂપ શીલયુક્ત, મતિ નયયુક્ત, સ્વામિત્વ ગર્વરહિત, અહો આ ઉત્તમ પુરુષમાં નવ અમૃતકુંડ પ્રકટ છે. એક વાર રાજાએ સભામાં કહ્યું રાજકુલમાં મહા વિનય છે ત્યારે આચાર્યે કહ્યું ગુરુકુલમાં મહાવિનય છે, તે ઉપરથી આચાર્ય બોલ્યા જે આપનો પરમ ભક્ત રાજપુત્ર હોય તેને બોલાવો, ને, તેને એમ કહો કે જાઓ, જઇને જોઇ આવો, ગંગા પૂર્વ ભણી વહેછે કે પશ્ચિમ ભણી. રાજપુત્રને બોલાવીને તે પ્રમાણે આજ્ઞા કરી. તે ગયો ને આમ તેમ રખડીને પાછો આવ્યો. રાજાએ પૂછ્યું ગંગાની તપાસ કરી? ત્યારે રાજપુત્રે કહ્યું એમાં શી તપાસ કરવાની છે? બાલક પણ જાણેછે કે ગંગા પૂર્વવાહિની છે, મેં પણ જઇને જોઇ તો તેવીજ છે. રાજા આ વાત સાંભળી રહ્યો એટલે સૂરિએ પોતાના એક સાધુને તે કામ માટે મોકલ્યો. તેણે ત્યાં જઈ દંડ અંદર નાખી તપાસ કરી કે ગંગા પૂર્વવાહિનીજ છે. પછી ગુરું પાસે આવ્યો ને કહેવા લાગ્યો કે મેં પૂર્વે ગંગાને પૂર્વવાહિની સાંભળી હતી તેજ પ્રમાણે આજ જઇ-

ને જોતાં જાણ્યું તે આપને કહું છું, બાકી એમાં તત્ત્વ જે હોય તે તો આપ જાણો.. રાજપુત્ર અને યતિ વિષે રાજા અને મુનિ ને પ્રચ્છન્ન ચરોએ કહ્યું એટલે રાજાએ ગુરુકુલમાં વધારે વિનય એ વાત સ્વીકારી તે ઉપરથી કહેવાય છે:—

નિવ પુચ્છિએણ ગુરુણા ભણિઓ ગંગા કઓ મુહી વહઇ
સંપાઇય વંસીસો જહતહ સવ્વઞ્છ કાયવ્વં

પાટલીપુત્રથી સૂરીંદ્ર લાયન ગયા, ત્યાં એક પુરમાં બાળકો સાથે રમવા લાગ્યા. મુનિઓ ગોચર્યાર્થે ગયા. એટલામાં શ્રાવકે વંદવા માટે આવ્યા ત્યારે પોતાનો વેષ બદલીને બેઠા. તે ગય એટલે વળી ખેલવા મંડયા. તેવામાં કેટલાક વાદી આવ્યા તેમણે વિજન જોઇ કુકુકુરૂ એમ મરઘડું બોલાવ્યું; સૂરીંદ્રે પણ ત્યાંઉ એવે બીલાડાનો શબ્દ કર્યો, ને પછી દર્શન દીધાં. વાદી પગે પડયા, અને અહો પ્રભુની શી શીઘ્રમતિ છે એમ તે સંતોષ બતાવવા લાગ્યા. પછી પ્રભુએ તેમની સાથે વાતચીત આરંભી; તેમાંના એકે પૂછ્યું:—

પાલિત્તય કહ સુફુડં સયલ મહિમંડલ ભમં તેણં
દિઠં સુઅંચ કચ્છઇ ચંદણ્ વંદણ સસીઅવો અગ્ગી.

પ્રભુએ ઉત્તર કહ્યું:—

અયસા લિ ઉગસંદૂ મિયમ્મ પુરિસ્સ મુદ્દ હિઅઅસ્સ
હોઈ વહું તસ્સ દુહું ચંદણ્ રસમીઅવો અગ્ગી.

તે વાદી બહુ સંતોષ પામી બોલ્યા તમે સાક્ષાત્ અમરગુરુ છો, ભારતીને ધન્ય છે કે તમારા વદનમાં વસી છે.

ખપુટાચાર્યના ઉપાધ્યાય મહેંદ્રે જે બ્રાહ્મણોને પૂર્વે ભડકાવ્યા હતા, ને તેથી તેમાંના કેટલાક તો સન્યાસી પણ થઇ ગયા હતા, તેનનાં કેટલાંક સ્વજન પાટલીપુરમાં વસતાં હતાં તે પૂર્વ વૈરને લીધે જૈન યતિ-

* દૃષ્ટિ ઉપર વિહરવા.

આને ઉપદ્રવ કરતાં હતાં. તે વાત પ્રભુ શ્રી પાદલિપ્તાચાર્યે સાંભળી, એટલે પોતે ગગનમાર્ગે ત્યાં ગયા, ને કહેવાલાગ્યા અરે! હું વીર પડયો છું ત્યા સુધી જૈનોને પીડા કરનાર કોણ છે! ખોખરી થયેલી લાકડી પણ હાંલાને ભાગી શકે છે. તે સાંભળી તે લોકો ડાગડાની પેઠે નાશી ગયા. પ્રભુ ત્યાંથી ભૃગુપુર ગયા; ત્યાં આર્યખપુટના સંપ્રદાયમાંથી સકલ કલા શીખ્યા. ટંકપર્વતમાં નાગાર્જુનને પ્રભુએ આકાશગમન-વિદ્યા શીખવી, તે પરમ આર્હત થયો, તેણે પાદલિપ્તકપુર નવું કર્યું; તેમ દશાર્હત મંડપ અને અગ્રસેન ભવનાદિ કરાવ્યું. પ્રભુએ બે ગાથાંથી સ્તવન રચ્યું, ત્યાં હેમસિદ્ધિ વિદ્યા ઉતારી એમ વૃધ્ધો કહે છે. નાગાર્જુને તેનો આરંભ કર્યો પણ કેમે બંધાય નહિ. તેણે વાસુકિ નાગની આરાધના કરી એટલે તેણે તથા પાદલિપ્તાચાર્યે, ઉપાય બતાવ્યો કે કાંતિપુરીમાંથી પાર્શ્વનાથને લાવીને તેમની દૃષ્ટિએ રસ બાંધે તો બંધાય. નાગાર્જુને પૂછયું પાર્શ્વનાથ કેમ આવે? વાસુકિ તથા પાદલિપ્તે કહ્યું આકાશમાર્ગે ઉપાડી લાવો. નાગાર્જુને જઇ કાંતિપુરમાં ચૈત્યની તપાસ કરી. ત્યાં ધનપતિ નામનો શેઠ એ ચૈત્યના પંચમાં હતો તેને જોશીએ કહ્યું પાર્શ્વનાથની રક્ષા કરજો કેમકે એક ધૂર્ત તેમને લઇ જવા ભમે છે. તે ઉપરથી તેણે પોતાના ચાર પુત્રોને રક્ષા કરવા મૂકયા. નાગાર્જુન ત્યાં ગયો, પણ પેલા રક્ષા કરતા હતા તેમાંથી હરી જવાનો અવસર આવ્યો નહિ, એટલે નાગાર્જુને તેમની સાથે પ્રીતિ બાંધી. એમ કરતાં વિશ્વાસ પેદા થયો. આરાત્રિક સમયે પિતાપુત્ર સર્વે પ્રણામ કરવામાં નીચે મોઢે લાગેલા હતા તે લાગ જોઇ નાગાર્જુન પાર્શ્વનાથને લેઇને આકાશ માર્ગે ઉડી ગયો. શેઠી નામની નદીને તટે પાર્શ્વનાથની દૃષ્ટિમાં રસ બંધાયો, તે ઉપરથી તે તીર્થનું નામ પણ સ્તંભનક પડયું ને ત્યાં સ્તંભન નામનું નગર થયું.

પછી શ્રી પાદલિપ્તાચાર્ય દક્ષિણ દિશાના ભૂષણરૂપ, ગોદાવરી-નદીના તરંગના જલકણથી જ્યાં પાંથનો શ્રમ દૂર થાય છે, એવા પ્રતિષ્ઠા-

ન પુરને વિષે ગયા. ત્યાં સાતવાહન નામે રાજા રાજ્ય કરતો હતો તે વિદ્વાન, યોધ, દાનશીલ, ભોગી, સર્વમાં અગ્રણી હતો. તેની સભામાં વાત થઇ કે સર્વવિદ્યાસંપન્ન વદન રત્નદર્પણ છે જેનું એવા શ્રીપાદલિપ્તાચાર્ય આવે છે. તે સાંભળી સવારમાં સર્વ પંડિતોએ ભેગા થઇ, એક પોતાના માણસને ઠરેલા ઘીનું કચોલું ભરી આપી ને આચાર્યની સામે મોકલ્યો. આચાર્યે પેલા ઘીમાં એક સોય ઘાલી દીધી ને તે માણસને પાછો મોકલ્યો. રાજાએ તે વૃત્તાંત જાણી પંડિતોને પૂછયું કે તમે ઘીનું ભરેલું કચોલું મોકલ્યું તેમાં શો ભાવ હતો? તેમણે કહ્યું આ નગરમાં પંડિતો એટલા બધા છે કે જેમ આ ઘીમાં જગો નથી તેમ નગરમાં જગો નથી, માટે વિચારીને આવજો, એવો ભાવ અમે સૂચવ્યો. ત્યારે રાજાએ કહ્યું કે આચાર્યની ચેષ્ટા પણ તમે વિચારો કેમકે તે કહેછે કે ઘટ્ટ બાઝેલા ઘીમાં જેમ સોય પેંઠી તેમ હું પણ વિદ્વાનોથી ભરેલા નગરમાં પેશીસ. સર્વે પંડિતો તેમ રાજા સામા ગયા, સર્વે મળીને સંતોષ પામ્યા, અને ગુરુને નગરમાં લાવ્યા. ત્યાં તેમણે નિર્વાણકલિકા, પ્રશ્નપ્રકાશાદિ શાસ્ત્ર રચ્યાં. એક તરંગલોલા નામનું ચંપૂકાવ્ય નવું રચીને તેમણે રાજા આગળ મૂક્યું અને સભામાં વાચ્યું. રાજા બહુ પ્રસન્ન થયો. અહો આ ખરેખરા કવીંદ્ર છે!:—પદ જાણે સરાણે ઉતારેલાં હોય તેવાં ઉજ્જ્વલ દ્યુતિવાળાં છે, અર્ધનારીશ્વરની ઉત્તમ શ્લાઘામાં પ્રવીણ એવો બંધ છે, અર્થોગતિ વિલક્ષણજ છે, ચંદ્રમંડલના સહજ ચૂર્ણમાંથી ટપકતા પીયૂષ જેવો મધુર રસ છે, માટે અવશ્ય ખરા કવિનું કૌશલ્ય જણાયછે, મિથ્યાવાણીનો આડંબર નથી. એ જોઇ કવિઓ પણ સંતોષ પામ્યા. એક વિદુષી વેશ્યા ગુણજ્ઞ છતાં, રાજસભામાં છતાં, સૂરિની સ્તુતિ કરતી ન હતી. રાજાએ તેથી કહ્યું અમે સર્વે પ્રસન્ન થઇ સ્તુતિ કરીએ છીએ, આ એકલી બોલતી નથી, માટે એવું કરો કે એ પણ સ્તુતિ કરે. તે સાંભળી સૂરિ વસતિમાં આવ્યા. રાત્રીએ ગચ્છની સંમતિથી પ્રાણ ચઢાવી દઇને મરણ પામ્યા જેવા થઇ ગયા. ઠાઠડી બાંધી ને સર્વેએ રોતે રોતે વેશ્યાના

ઘર આગળથી લીધી. વેશ્યા પણ રોતીરોતી બહાર આવી ને બોલવા લાગી:—

સીસં કહવન પુઠં જમસ્સ પાલીત્તયં હરંતસ્સ
જસ્સ મુહનિસ્સરાઉ તરંગ લોલા નઇ વૂઢા

ત્યારે સૂરિ જીવતા થયા. એટલે વેશ્યાએ કહ્યું મરીને સ્તુતિ કરાવી! સૂરિએ કહ્યું મરીને પણ પંચમ ગાવો એ નથી સાંભળ્યું? પછી પ્રભુ શત્રુંજય ગયા, ને ત્યાં અનશન ગ્રહણ કરી ઇંદ્રસમાનતાને પામ્યા.

## ઇતિ પાદલિપ્તાચાર્યપ્રબંધ.

---

## અથ વૃદ્ધવાદી અને સિદ્ધસેનનો પ્રબંધ.

વિદ્યાધરગચ્છમાં, શ્રીપાદલિપ્તસૂરિના સંતાનમાં, સ્કંદિલાચાર્ય જેણે જૈનકાર્ય સાધ્યાં હતાં, તે બીરાજતા હતા. તે વિહરતા વિહરતા ગૌડ દેશમાં ગયા. ત્યાં કોશલા ગામમાં મુકુંદ નામે બ્રાહ્મણ વસતો હતો તે સૂરિને મળ્યો. તેણે આવી દેશના સાંભળી: ભોગમાં રોગનો ભય છે, સુખમાં ક્ષયનો ભય છે, વિત્તમાં રાજાનો ભય છે, દાસ્યમાં સ્વામીનો ભય છે, ગુણમાં ખલનો ભયછે, વંશમાં સ્ત્રીનો ભય છે, સ્નેહમાં વૈરનો ભય છે, નયમાં નયનો ભય છે, કાયામાં કૃતાન્તનો ભય છે, નામમાત્રને ભય છે, પણ એક વૈરાગ્યજ અભય છે. એ સાંભળતાંજ ભરથી ઉદ્વિગ્ન થઇ તેણે ચારિત્ર લીધું, અને પોતે ગુરુ સાથે ભૃગુપુર ગયો. મુકુંદ મુનિ બહુ મ્હોટે સ્વરે રાત્રીએ અભ્યાસ કરવા લાગ્યો એથી સાધુની નિદ્રાનો ભંગ થવા લાગ્યો. ગુરુએ તેમને દુર્મનાયમાન * જાણી મુકુંદને

---

*મનમાં ક્લેશ પામતા, અણગમો કરતા.

ભણતો બંધ કર્યો ને કહ્યું હે વત્સ! નમસ્કાર કર્યાં કર, રાત્રીએ મહોટેથી બોલવાને લીધે હિંસક જીવ જાગે તેથી મહા અનર્થ થાય માટે તે ન કરવું. ત્યારે તેણે દિવસે ભણવા માંડયું. તેથી શ્રાવક શ્રાવિકાને કર્ણજ્વર થવા લાગ્યો. કોઇએ કહ્યું આ આટલો મહોટો થઇને ભણવા બેઠો છે તે શું મુશલને ફુલ લાવવાનો છે કે! તે સાંભળી મુકુંદને બહુ ચટકો લાગ્યો. મહાવિદ્યાર્થી એવા તેણે જિનાલયમાં જઇ એકવીશ ઉપવાસ કરીને સરસ્વતીની આરાધના કરી. તે પ્રસન્ન થઇ પ્રત્યક્ષ થઇ બોલી કે સર્વવિદ્યાસિદ્ધ થા. તે ઉપરથી તે કવીંદ્ર થઇ ને પોતાના ગુરુપાસે જઇ સંઘસમક્ષ મહાધ્વનિથી બોલ્યો: જેણે મારો ઉપહાસ કર્યો છે કે આ તે શું મુશલને ફુલ લાવનારો છે? તે આવો, જુઓ, હું મુશલને પુષ્પ લાવુ છું. મુશલ મંગાવીને, બજાર વચ્ચે રહી, તેને તેણે મંત્રશક્તિબલે પુષ્પ આણ્યાં, ને તેને કાંધે મૂકી ફરવા લાગ્યો ને બોલવા લાગ્યો.:--

પત્તમ વલબિયં તહજો જંપઇ ફુલ્લએ ન મુસલ મિહં
તમહં તમહં નિશાકરિત્તા ફુલ્લઇ મુસલંતિ ડાવેમિ

તેમજ, મર્કુતે શીગડાં, શકયષ્ટિ પ્રમાણ, વન્હિ શીતલ, મારુત નિષ્કંપ, જે જેને જોઇએ તે હ્યો; અહો વૃદ્ધવાદી શું કહેછો તે ઘણો અપ્રતિમલ્લ+ વાદી થયો; સ્કંદિલાચાર્યે તેને પોતાને પટ્ટ સ્થાપ્યો ને તેનું નામ વૃદ્ધવાદી એવું પ્રસિદ્ધ થયું. સ્કંદિલાચાર્ય સમાધિ મૃત્યુમાર્ગે સ્વર્ગમાં ગયા. |

એકવાર વૃદ્ધવાદી ભૃગુપુર જતા હતા આ તરફ અવંતિમાં વિક્રમાદિત્ય રાજા હતો જેનાં દાનની ખ્યાતિ એવી હતી કે સાડકોટિ સુવર્ણ બગો ને સિત્તેર મુક્તાતુલા મદમ ધનુષ્યમધુપથી ક્રોધે ચડેલા

+ મલ્લ એટલે યુદ્ધ કરનાર, પ્રતિમલ્લ એટલે સામો યુદ્ધ કરી હરાવે તેવો નહિ, તે નહિ છતે તે અપ્રતિમલ્લ, અર્થાત્ કોઇ એના બરાબર નથી તેવો

ઉન્મત્ત પચાસ હસ્તી, લાવણ્યવતી એવી સો વારાંગના, એટલું પાંડય રાજાએ દંડમાં આપ્યું, તે વિક્રમાદિત્યે વૈતાલિકને આપી દીધું. તે રાજાનો માન્ય, કાત્યાયનગોત્રાવતંસ, દેવાર્ષિ દ્વિજ હતો, તેની પત્ની દેવસિકા હતી, તેને પેટ સિદ્ધસેન નામનો પુત્ર હતો, ને પોતાની બુદ્ધિના બલે કરીને આખા જગતને તૃણ સમાન માનતો હતો. બુદ્ધિની કાંઇ સીમા નથી. કહ્યું છે: પૃથ્વી સમુદ્રથી બંધાયલી છે, ને સમુદ્ર પણ બહુ તો શતયોજનપરિમિત છે, સૂર્ય સર્વદા ભમતો ફરેછે, તેમ આકાશનો પણ છેડો કહાડી લાવે છે, એમ સર્વથા ભવમાત્ર સ્પષ્ટ અવધિથી પરિચ્છિન્ન છે, પણ સત્પુરુષની બુદ્ધિનો પ્રભાવ અત્યંત નિઃસીમ હોઇ વિજયી વર્તે છે.

તે કહેતો કે મને વાદમાં જે જીતે તેનો હું શિષ્ય થાઉં. એમ કરતાં વૃદ્ધવાદીની કીર્તિ સાંભળી તેની સામે જવા નીકળ્યો. પોતે ભૃગુકચ્છથી નીકળ્યો ત્યાં વૃદ્ધવાદી રસ્તામાંજ મળ્યા. પરસ્પર વાત થતાં સિદ્ધસેને કહ્યું મારી સાથે વાદ કરો. સૂરિએ હા કહી પણ કહ્યું કે અત્ર સભ્ય કોણ થશે? અને હાર જીતનો નિર્ણય કોણ આપશે? સિદ્ધસેને કહ્યું આ ગોવાળીઆ મધ્યસ્થ થશે. વૃદ્ધવાદીએ કહ્યું ત્યારે વાદ ચલાવો. ત્યારે સિધ્ધસેને ત્યાં આગળ ઘણુંક સંસ્કૃતમાં કહ્યું જે સાંભળી ગોવાળીઆ બોલ્યા કે આને આવડતું નથી, માત્ર હોકારા કરી જાણેછે, ને કાન ફોડેછે. માટે વૃધ્ધા તમેહવે બોલો. વૃધ્ધવાદી સમયને ઓળખી, કાછડો વાળી, કુદડી ફરતા ગયા ને બોલતા ગયા કેઃ—

નવિ મારીયઇ નવિ ચોરિયઇ પરદારહગમણ નિવારિયઇ
થોવાથોવં દાઇયઇ સગ્ગિ ટુકટુક જાઇયઇ

વળી, બોલ્યા ને નાચતા ગયા કેઃ—

ફાલઉ કંબલુ અનુ નીચ્છદચ્છ સિહિભરિઉ દહ્ય

અડપદ...૧૭પાડપઉ નીલઇ પ્રઙિઅ ૧૨ કિસર ગડિ સિંગનીલાહિ ગોવાળીઆ પ્રસન્ન થયા ને બોલ્યા કે વૃધ્ધવાદી સર્વજ્ઞ છે, કેવું કાનને મીઠું લાગે તેવું બોલેછેઃ સિદ્ધસેન તો નકામો લવારો કરેછે. ત્યારે સિદ્ધસેને કહ્યું ભગવન્! મને સાધુ બનાવો, હું તમારો શિષ્ય છું, કેમકે સભ્યોના વિચાર પ્રમાણે હું હાર્યોછું. ત્યારે વૃધ્ધવાદીએ કહ્યું કે ભૃગુપુરમાં રાજ સભામાં આપણો વાદ થશે. સિધ્ધસેને કહ્યું કે મેં સમય વર્ત્યો નહિ, તમે વર્ત્યો, જેણે વર્ત્યો તેજ સર્વજ્ઞ, માટે તમેજ જીત્યા છો. એ ઉપરથી તેને ત્યાંજ દીક્ષા આપી. ભૃગુપુર નરેન્દ્રે તે વાર્તા જાણી તાલરસનામે ગામ સ્થાપ્યું ને ત્યાં પ્રૌઢ એવું ઋષભદેવનું ચૈત્ય કરાવ્યું. તે બિંબની પ્રતિષ્ઠ વૃદ્ધવાદીએ કરી ને આખો સંઘ રાજી રહ્યો. સિધ્ધસેનને દીક્ષાસમયે કુમુદચંદ્ર નામ આપેલું હતું, પણ સૂરિપદ તે આવ્યો ત્યારે તેનું નામ સિધ્ધસેન દિવાકર એવું પ્રસિધ્ધ થયું. તે પછીથી દિવાકર એવી સૂરિની સામાન્ય સંજ્ઞા, જેમ સ્વામી, વાચક, આદિ શબ્દ છે તેમ થઇ. વૃધ્ધવાદી અન્યત્ર વિહરવા લાગ્યા. સિધ્ધસેન અવંતી ગયા. ત્યાં રાજા શ્રીવિક્રમાદિત્ય હાથીએ બેશીને તેમને સામો આવ્યો. રાજાએ સાંભળ્યું હતું કે સિધ્ધસેન સર્વજ્ઞપુત્ર થયાછે, એટલે પરીક્ષા કરવા પોતે હાથી ઉપર બેઠે બેઠેજ, મનથકી સૂરિને નમસ્કાર કર્યો. બોલ્યા નહિ કે મસ્તક હલાવ્યું નહિ. સૂરિની પાસે આવ્યા ત્યારે સૂરિએ 'ધર્મલાભ' કહ્યો તેઉપરથી રાજાએ પૂછ્યું કે મેં વંદના કરી નથી તો "ધર્મલાભ" શાનો! શું ધર્મલાભ એમને એમ મળેછે? ત્યારે સૂરિશિરોમણિ બોલ્યા કે એ તો ચિંતામણિકોટિ થકી પણ અધિક છે ને વંદના કરનારને અપાયછે; તમે અમને વંદના નથી કરી એમ નથી, કેમકે મન છે તેજ મુખ્ય છે, અને તમે અમારી પરીક્ષા માટે મનથી વંદના કરીછે. આ ઉપરથી રાજા બહુ પ્રસન્ન થયો, તેથી હસ્તિસ્કંધેથી ઉતરી સંઘસમક્ષ વંદના કરવા લાગ્યો; કોટિકનક લાવીને મૂક્યું; આચાર્યે નિર્લોભ હોઇને લીધું નહિ; રાજાએ તો દાનરૂપે કલ્પેલું તેથી તેણે પણ પાછું લીધું નહિ; તેથી આચાર્યની આજ્ઞાથી બધું સંઘે જીર્ણોદ્ધારમાં ખર્ચી

નાખ્યું.' રાજાની વહીમાં 'આવું લખાયું: દૂરથકી હાથ ઉંચો કરી ધર્મલાભ કહેનાર સિધ્ધસેન સૂરિને રાજાએ કોટિસુવર્ણ આપ્યું'. એ ભગવાને એકવાર પ્રસંગ જોઇ વિક્રમ આગળ કહ્યું.

પુન્ને વાસસહસ્સે સયમ્મિ વરિસાણ નવ નવઇ કલિએ
હોઇ કુમર નરીંદો તુહ વિક્કમરાય સારિચ્છો ૧

એકવાર સિદ્ધસેન ચિત્રકૂટમાં ફરતા હતા. ત્યાં એક પ્રાચીન ચૈત્ય ઉપર એક મહાસ્તંભ જોઇ કોઇને પૂછવા લાગ્યા આ મહાસ્તંભ શાનો છે? તેણે કહ્યું પૂર્વાચાર્યોએ રહસ્યપુસ્તકો મૂકેલાં છે; ને સ્તંભ છે તે વિવિધ ઔષધ દ્રવ્યનો બનેલો છે, વજ્રની પેઠે જલાદિથી અભેદ્ય છે. તે સાંભળી સિદ્ધસેને તે સ્તંભનો ગંધ લેઇ પ્રત્યૌષધરસ તેના ઉપર છાંટ્યો તેથી પ્રાતઃકાલે તે કમલની પેઠે ખીલ્યો, તેની મધ્યેથી પુસ્તક પડયાં. તેમાંનુ એક છોડી વાચતાં પહેલે પાનેથીજ બે વિદ્યા મળી. એક સર્ષપવિદ્યા ને બીજી હેમવિદ્યા. સર્ષપવિદ્યાનું એ બલ હતું કે કાર્ય આવી પડે ત્યારે માંત્રિક જેટલા સર્ષપ જલાશયમાં નાખે તેટલા અશ્વાર બેતાળીસે હથીઆર સમેત બહાર આવે; પરબલનો ભંગ કરી કાર્ય સિધ્ધ થયેથી, અદૃશ્ય થઇ જાય. હેમવિદ્યાથી કાંઇ પણ કલેષ વિના શુદ્ધ હેમકોટિ ગમે તે ધાતુથી થઇ શકે. એ બે વિદ્યા પોતે સારી રીતે લીધી. એથી આગળ વાચવા જાય છે કે સ્તંભ બંધ થઇ ગયો ને આકાશ વાણી થઇ કે આવાં રહસ્ય જાણવાને તુ અયોગ્ય છે માટે ચાપલ મા કર, ને વિનાકારણ મોત ના માગી લે; તેથી ભય પામીને અટક્યો. જે બે વિદ્યા મળી તે મળી બીજું કાંઇ મળ્યું નહિ.

ચિત્રકૂટથી સિધ્ધસેન કૂર્મારિપુરમાં ગયા. ત્યાંના દેવપાલ રાજાને બોધ કરી જૈન કર્યો ને પોતે ત્યાં રહ્યા. નિત્યે ઇષ્ટ વાર્તામાં બહુ દિવસ ચાલ્યા ગયા. એકવાર રાજાએ એકાન્તમાં અશ્રુ આણી

૧ પુણ્ય એવાં એક હજાર એકસો નવાણું વર્ષે હે વિક્રમરાય! તારા જેવોજ કુમારનૃપ થશે.

વિનતિ કરી ભગવન્ ! હું બહુ પાપી છું, આપની મધુર કથાને યોગ્ય નથી, બહુ સંકટમાં પડેલો છું. સૂરીએ પૂછ્યું શું સંકટ છે. રાજાએ કહ્યું સીમાડાના રાજાઓ મારૂં રાજ લઇ લેવા માટે ભેગા થઇ થઇને આવે છે. સૂરિએ કહ્યું ફીકર ન કર હું તારો મિત્ર છું ત્યાં આખી રાજ્યલક્ષ્મી તારેજ શરણ છે. સાંભળીને રાજા બહુ પ્રસન્ન થયો. પરચક્રાગમનસમયે સૂરિએ રાજાને પોતાની બે વિદ્યાના બલથી મહાસમર્થ બનાવ્યો જેથી શત્રુસૈન્યનો સંહાર થયો; તેમનું સર્વસ્વ લઇ લીધું ને વિજયનાં વાદિત્ર વગડાવ્યાં. તે પછી રાજા સૂરિનો ખરેખરો ભક્ત થયો ને સૂરિ પણ મોજમાં પડી આખા ગચ્છ સમેત ક્રિયાશૈથિલ્યમાં પડ્યા. મધુર વાણીના આડંબરથી, મૃગનયનાનાં કટાક્ષથી, સ્ત્રીના કેલિકલ્લોલથી, કોનું મન ભેદાતું નથી !

સુઅઇ ગુરુ નિચ્ચંતો સીસાવિસુઅંતિ તસ્સ અણુ કયમસો
ઉસાહિ રૂગ્રાઇસુઃખો હુ હુ હુ હુ સુ અંતેહિં–

શ્રાવકોને પૌષધશાલામાં પ્રવેશ પણ મળવા ન લાગ્યો.

દગ પાણં પુપ્ફફ્લ અણેસણિ જ્જં ગિહચ્છકિચ્ચાઇ
અજયા પડિસે હંતી જઇ વેસવિડંબગાનવરં

એ ગાથા મોકલી તેનેજ વૃદ્ધવાદી કૃપાથી તેને તારવા એકલાજ, ગચ્છને ઉત્તમ પુરુષોને સોંપી, ત્યાં આવ્યો; ને બારણા આગળ ઉભેલામાં સૂરિને દ્વારપાલે કહ્યું કે એક મહાબલવાન્ વાદી આવેલોછે. સૂરિએ તેને અંદર બોલાવ્યો, ને પોતાની આગળ બેસાર્યો. વસ્ત્રથી શરીરને બધું ઢાંકી લીધેલું એવો વૃદ્ધવાદી બોલ્યો આપ આની વ્યાખ્યા કરો:—

અણુ ફુલ્લિય ફુલ્લમતો ડહિમન મારેવ ગમોડહિ
અણુ કુસમેહિ અનંચિય નિરંજણ્ણુ હિંડહિ કાયોદ બધોસ પા...

સિધ્ધસેનને વિચાર કરતાં પણ આનો અર્થ ન બેઠો ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે મારા ગુરુ તો નહિ હોય ! એમની ઉક્તિનો મારાથી અર્થ ન થઇ શકે. એમ ધારી ફરી જોયું તો ગુરુને ઓળખ્યા. એટલે પોતે તેમને પગે પડી ક્ષમા માગવા લાગ્યો, પદ્યનો અર્થ પૂછવા લાગ્યો. તેમણે વ્યાખ્યા કરી, અપ્રાપ્ત ફલ એવાં ફુલ મા તોડ. યોગરૂપી કલ્પદ્રુમ, કેમકે તેનાં યમ નિયમ તે મૂલ, ધ્યાન તે શાખા, શ્રી અને સમતા તે થડ,કવિત્વ વક્તૃત્વ યશઃપ્રતાપ, મારણ સ્તંભન ઉચ્ચાટન વશીકરણ ઇત્યાદિ સામર્થ્ય તે પુષ્પ, કેવલજ્ઞાન તે ફલ, આવા યોગકલ્પદ્રુમને હજી તો ફુલ થયાં છે તેમાંથી ફલ થવાનું છે માટે ફલ થયા વિના ફુલનેજ શા માટે તોડી નાખેછે ? ન તોડીશ: રોપને ભાગી ના નાખીશ; રોપા તે પાંચ મહાવ્રત તેને ભાગીશ નહિ; મનકુસુમથી નિરંજન જે જિન તેની પૂજા કર, વનથી વન શું ભમેછે ? શા માટે સેવાદિ વિરસ ફલવાળા કુસ્રૂ * ઉડાવેછે ? એ ભાવાર્થ બતાવ્યો તે ઉપરથી એવી ગુરુશિક્ષા માથે ચઢાવી, રાજાની રજા લઇને, વૃધ્ધવાદીની સાથેજ, બહુતીવ્ર ચારિત્ર પાળતો પોતે વિહરવા લાગ્યો. તેમાં અપરાપર ગુરુ પાસેથી પૂર્વશ્રુત પ્રાપ્ત કર્યું. વૃધ્ધવાદી સ્વર્ગે ગયા.

એક વાર સિધ્ધસેન સંઘને ભેગો કરીને કહ્યુંકે હું બધાં આગમને સંસ્કૃત ભાષામાં કરી નાખુંછું, તમારી શી મરજીછે ? સંઘે કહ્યું શ્રીમાન્ તીર્થંકરો સંસ્કૃત ભાષા નહોતા જાણતા શું ? તેમ ગણધરો પણ નહોતા જાણતા ? કે તેમણે અર્ધમાગધીથી આગમ રચ્યાં ? માટે આવું બકવાથી તમને બહુ પ્રાયશ્ચિત્ત લાગ્યું. એમાં અમારે તમને શું કહેવા જેવું છે ? તમે બધું જાણોછો. ત્યારે વિચાર કરી સ-

* કુસ્રૂ એટલે મહાત્મ્ય

રિએ કહ્યું સાંભળો, હું મૌન ધારણ કરી બાર વર્ષ સુધી કંથારાંચકિ નામનું પ્રાયશ્ચિત, મુખવસ્ત્રિકારજોહરણાદિ* ચિન્હથી અવધૂત વેષ રાખી કરીશ. એમ કહી ગચ્છને તજી ગામ નગરાદિ ફરતો ફરતો બારમે વર્ષે ઉજ્જયિની આવ્યો, ને મહાકાલના મંદિર આગળ બેઠા. લોકોએ કહેવા માંડયું કે આ કોણ છે? મહાદેવને નમતો નથી; છતાં પોતે બોલ્યો નહિ. એ વાર્તા જનપરંપરાથી સાંભળી શ્રીવિક્રમાદિત્યે આવીને કહ્યું હેક્ષીરખાનાર! કેમ દેવને નમતો નથી? ત્યારે તે બોલ્યો કે નમસ્કાર કરતાં લિંગ ફાટશે. રાજાએ કહ્યું ફાટવા દો, નમસ્કાર કરો. તેણે કહ્યું જુઓ. પછી પદ્માસને બેશી દ્વાત્રિંશિકાથી દેવની સ્તુતિ કરવા માંડી. હે સ્વયંભૂ, ભૂતસહસ્ત્રનેત્ર, અનેક, એકાક્ષર, ભાવલિંગ, અવ્યક્ત, અવ્યાહત, વિશ્વલોક, અનાદિમધ્યાંત, અપુણ્યપાપ, ઇત્યાદિ પ્રથમ શ્લોક બોલતાંજ અગ્નિના ઢગલામાંથી નીકળે તેમ લિંગમાંથી ધૂમ નીકળવા લાગ્યો. લોકો કહેવા લાગ્યા કે, અષ્ટવિદ્યેશાધીશ + કાલાગ્નિરુદ્ર પોતાના તૃતીયલોચનના અગ્નિથી આ ભિક્ષુને ભસ્મ કરી નાખશે. પછી વીજળીના તેજ જેવી જ્યોત શબ્દ કરીને નીકળી. પછી શ્રીપાર્શ્વનાથનું બિંબ પ્રકટ થયું. તેની વાદીએ વિવિધ સ્તુતિ કરી ક્ષમાપન કર્યું. વિક્રમાદિત્યે પૂછયું ભગવન્ આ અદષ્ટપૂર્વ એવું શું દેખાય છે? આ નવીન દેવ કોણ છે? સિદ્ધસેને કહ્યું રાજા પૂર્વે આજ અવંતીમાં ભદ્રા નામની શેઠાણીનો પુત્ર બત્રીશ પત્નીનો ધણી અવંતીસુકુમાલ નામે હતો તે શાલિભદ્રની પેઠે કશો પણ ગૃહવ્યાપાર કરતો ન હતો, તેની માતાજ બધું સંભાળતી. એક વાર દશ પૂર્વધર આર્ય સુહસ્તીનામના મૌર્યવંશમુકુટ, વર્તમાન નૃપના ગુરુ, ગચ્છસમેત વિહરતા આવ્યા, અને ભદ્રાના ઘરમાં ઉતર્યા. રાત્રીએ તે નલિનીગુલ્મ નામના વિમાનનો વિચાર તપોધનોને સમજાવતા

---

* મુખવસ્ત્રિકા અને રજો હરણ એ યતિવેષમાં લિંગ જૈનસંપ્રદાયવાળાને સુપ્રસિદ્ધ છે.

+ આઠ વિદ્યાના ઇશ્વરના પણ અધીશ.

હતા. એ વિચાર થઇ રહ્યા હતા ત્યાં ચંદ્રપ્રકાશવાળી રાત્રીમાં પગે ચાલતા અવંતીસુકુમાલ પોતાની મેળે આવ્યો. તેણે તે વાત સાંભળી એટલે આવીને તેણે ગુરુને પૂછ્યુ, આ શું આપ કહોછો ! તેમણે કહ્યું વત્સ ! નલિનીગુલ્મ વિમાનની વાર્તા છે. અવંતીસુકુમાલે કહ્યુ એવુંજ એ વિમાન મારે મરણ સમયે પામવું, તે ગુરુદેવ કેમ પમાય ? ગુરુએ કહ્યુ ચારિત્રથી. અવંતીસુકુમાલ પણ વહાણું વાયું ત્યારથીજ નલિનીગુલ્મ વિમાનની પ્રતિજ્ઞા લેઇ જાતે આલોચના કરવા લાગ્યો. ગુરુએ પણ તેને સામયિક આપ્યુ. પછી સથારકકુંગ નામના શ્મશાનમાં કાયોત્સર્ગ માટે આવ્યો. ત્યાં દર્ભ વાગવાથી તેને રુધિર નીકળ્યું તેના ગંધ તેના પૂર્વભવની પત્ની એવી બાલક સમેત શીઆળ જે ભુખી હતી, તેને આવવાથી તેણે આવીને તેનું ભક્ષ કર્યુ. સદભાવનાથી પાપકર્મની નિર્જરા થતાં તેને નલિનીગુલ્મ પ્રાપ્ત થયુ. તેની માતા, પુત્રીસમેત, ગુરુમુખેથી વૃત્તાંત સાંભળી ત્યાં આવી વિલાપ કરવા લાગી. ઘેર આવીને પોતાની સગર્ભા વધૂને ત્યા મૂકી એકત્રીશ વધૂસમેત તેણે સંયમ લીધો ને સ્વર્ગે ગઇ. પેલી સગર્ભાને પુત્ર થયો; પછી તેણે આ મદિર બધાવ્યુ; ને પિતાનો મહાકાલ અત્ર થયો એમ બતાવા " મહાકાલ " એવું નામ આપ્યુ. અંદર શ્રી પાર્શ્વનાથનું બિંબ તેણે બેસાર્યું. કેટલાક દિવસ લોકોએ તેની પૂજા કરી. પણ એકવાર લાગ જોઇ બ્રાહ્મણોએ તેને ભાગી નાખી આ માટીનું લિંગ ત્યાં બેસારી દીધું. આજ મારી સ્તુતિથી પ્રસન્ન થઇ શ્રીપાર્શ્વનાથ પ્રકટ થયા. મારી પ્રાર્થના સાંભળીને દેવતાએ પોતાના બળથી મૃત્તિકાનું લિંગ તોડી નાખ્યું. જુઓ સત્યને અસત્યમાં કેટલો ફેર છે ! એ બધું જોઇ સાંભળીને રાજાએ દેવને સો ગામ આપ્યાં, ને ગુરુ પાસેથી બારવ્રત લીધાં, તથા તેમની બહુ સ્તુતિ કરીઃ ઘણાએ દડકાંને ખાનારા સર્પ હોય છે, પણ ધરિત્રીધરણક્ષમ એવો તો શેષ એકજ છે. તેવાજ આપછો. અંહો કવિત્વશક્તિ પણ કેવી ઉત્તમ !

શર્કરા જેવું મિષ્ટ પદ કદાપિ કોને નથી સ્ફુરતું ! તેમ રસાલ રસપૂર્ણ એવું ઉક્તિવૈચિત્ર્ય કોને કવચિત્ નથી થતું ? પરંતુ એ ઉભયે ભેગું કરી અમૃતનિર્ઝરોદ્ગારથકી શ્રોતાનાં મનને તરંગે ચઢાવે એવો કવિ તો કોઇકજ ! કોશની આવૃત્તિથી, છંદઃશાસ્ત્રના પરિચયથી, શબ્દવ્યુત્પત્તિથી, ગુરુના ગુપ્ત ઉપદેશથી, કશાથી નહિ પણ મહા-સુકૃતના પરિણામથકી સુકવિની મધુ ઝરતી વાણી સહજેજ પાકી આવે છે. એમ સ્તુતિ કરીને રાજા પોતાને સ્થાને ગયો. વાદીંદ્રને પણ મભાવનાથી સંતોષ પામેલા સંઘે સુખ્યસ્થાને રાખ્યાં.

એક વાર સિદ્ધસેન વિહરતા વિહરતા માલવામાં આવેલા ઓંકારનગરમાં ગયા. ત્યાં ભક્તિમાન્ શ્રાવકોએ સૂરિને કહ્યું કે આ નગરની પાસે એક ગામ છે ત્યાં સુંદર નામનો રાજપુત્ર ગામધણી છે, તેને બે પત્ની છે, એમાંની એકને પુત્રી થઇ તેથી તે મહા ખેદ પામી, એવામાં શોકને પ્રસવનો સમય આવ્યો; તેને પુત્ર થશે તો તે પતિની માનીતી થશે એવા ભયથી તુચ્છ બુદ્ધિ આણીને, પેલીએ એક સુયાણીને કહ્યું કે જો આ મારી શોક પ્રસવકાલે દૈવયોગે તને બોલાવે તો તારે કંહીંકથી આણી રાખેલું એક મુવેલું બાલક તેને પુત્ર અવતરેલો હોય તો તેને સ્થાને મૂકી દેવું, અને પુત્રને લઇ જઇને ગામથી દૂર નાખી આવવો, એ સેવા બદલ આ સોનું લે. આવી યોજના તેણે કરી. એટલામાં દૈવયોગે પેલી શોકને પુત્રનોજ પ્રસવ થયો; એટલે સયાણીએ કહ્યા પ્રમાણે કર્યું; રાજપુત્રને અવતરતાની સાથે ગામથી દૂર નાખ્યો. રાજાના પુણ્યબલે કરીને તેની કુલદેવતાએ ધેનુરૂપ ધરી તેને દૂધ પાયું. અને સાથે લેઇ જઇ લગભગ આઠ વર્ષનો કર્યો. તેને ઓંકારનગરમાંના શિવમંદિરના ભરડાએ દીઠો. તેને બોલાવીને તેણે પોતાની દીક્ષા આપી. એકવાર કન્યકુબ્જ દેશનો અંધનૃપતિ દિગ્વિજયાર્થે જતાં પાસે પડેલો હતો તેવામાં રાત્રીએ પેલા નાના ભરડાને શિવની આજ્ઞા થઇ કે તારે કન્યકુબ્જરાજાને શેષ આપવી, તેથી તેની આંખો સારી

થશે. તે વાત નાના ભરડાએ મ્હોટાને કહી; ને તેની આજ્ઞા લઇ પોતે લશ્કરમાં આવી રાજામાત્યોને કહેવા લાગ્યો કે તમારા ધણીને અમારા સન્મુખ લાવો એટલે તેની આંખો કમલદલ જેવી સુંદર, અને પોતાના વિષયમાત્રનું ગ્રહણ કરવાને સમર્થ એવી બનાવી આપું. તે ઉપરથી અમાત્યો રાજાને તેની પાસે લાવ્યા. શેષ લેતાંજ તુરત તેની આંખો સારી થઇ ગઇ. તે ઉપરથી તેણે સો ગામ આપ્યાં; ને ઓંકારમાંજ આ મ્હોટો શિવપ્રાસાદ કરાવી આપ્યો. અમે જૈનો આ પુરમાં રહીએ છીએ, પણ જિનપ્રાસાદ કરાવી શકતા નથી, અમે ગરીબ છીએ, માટે એવુ કરો કે એનાથી ઉંચુ, અધિક રમ્ય એવું જિનચૈત્ય અત્ર થાય. તમો બલવાન્ છો, ધારશો તે કરશો. આવું સાંભળીને વાદી અવંતીમાં આવ્યો. ચાર શ્લોક હાથમાં લેઇ. વિક્રમાદિત્યની સભાને બારણે આવી રાજાને એક શ્લોક તેણે કહેવરાવ્યો. આપનાં દર્શનની ઇચ્છાથી કોઈ ભિક્ષુ આવીને બારણે ઉભો છે, ને હાથમાં ચારશ્લોકવાળો તે આવે કે જાય ? એ શ્લોક સાંભળીને રાજાએ સામો શ્લોક કહેવરાવ્યો કે દશલક્ષમુદ્રા, ચતુર્દશશાસન, એટલું આપ્યું; હવે હાથમાં ચાર શ્લોકવાળો આવે કે જાય. વાદીએ આ શ્લોક સાંભળી કહાવ્યું કે ભિક્ષુ તો આપનાં દર્શનજ ભીખે છે, એટલે રાજાએ તેને અંદર બોલાવ્યો. આવતાજ ઓળખ્યો ને પૂછયું હે ભગવન્! આટલા બધા સમયે કયાંથી પધાર્યા ? આચાર્યે કહ્યું ધર્મકાર્યને લીધે બહુ સમયે અવાયું. ચાર શ્લોક સાંભળોઃ આવી અપૂર્વ ધનુર્વિદ્યા આપ કયાંથી શીખ્યા ? માર્ગણૌઘ [૧] સન્મુખ આવતાં ગુણ દિગંતમાં જાય છે. સરસ્વતી કંઠે, અને લક્ષ્મી કરકમલે રહી એટલે કીર્તિ શું કોપ કરવા લાગી કે દેશાંતરમાં જતી રહી? ચારે સમુદ્રમાં સ્નાન કરવાથી ટાઢે ઠરી ગએલી હોય એમ

---

૧ માર્ગણૌઘ એટલે બાણનો સમૂહ અને ગુણ એટલે કામઠાની દોરી તે બાણ ચઢાવતાં દિગંતમાં જાય એ વિરોધાભાસ પરિહાર એવો કે માર્ગણૌઘ એટલે યાચકસમૂહને દાન આપે છે તેથી તમારા ગુણ દિગંતમાં વિસ્તરે છે

તમારી કીર્તિ તાપવા માટે સૂર્યમંડલમાં ગઇ છે. તમે સર્વદા સર્વ આપો છો એમ લોકો તમારી કીર્તિ ગાય છે. તે મિથ્યા છે કેનકે શત્રુને પીઠ અને પરનારીને વક્ષઃસ્થલ તમે કદાપિ આપ્યાં નથી. એ સાંભળી રાજા બહુ પ્રસન્ન થયો. એટલે યથાસંખ્ય હેમ, વસન, સુગંધ દ્રવ્ય, સુવર્ણમુદ્રા આદિપરિપૂર્ણ એવા ચાર હાથી મગાવી સૂરિને કહ્યું આ લો. સુરિએ કહ્યુ એનો અમારે ખપ નથી. ત્યારે વિક્રમે કહ્યુ મારા રાજ્યના સાર રૂપ ચાર દેશ લો. વાદીએ કહ્યું એ પણ જોઇએ નહિ. ત્યારે રાજાએ કહ્યું કે શો ઇચ્છા છે? વાદીએ કહ્યુ સાંભળો. ઓંકારમાં ચાર દ્વારવાળો જૈન પ્રાસાદ, શિવપ્રાસાદથી પણ વધારે ઉંચો, કરાવી આપો, ને તમે તેની તમામ પ્રતિષ્ઠા કરો. રાજાએ તે પ્રમાણે કરી આપ્યું. એવી પ્રભાવનાથી સંઘને સંતોષ થયો. /

એ પ્રકારે જૈન ધર્મને ઉજ્વલ કરતો વાદી દક્ષિણ દેશમાં પ્રતિષ્ઠાનપુરમાં ગયો. ત્યાં પોતાના આયુનો અંત સમજી અનશનગ્રહણ કરીને સ્વર્ગે ગયો. ત્યાંના સંઘને વૃત્તાન્ત કહેવા માટે એક વાગ્મી ભાટને મોકલ્યો. તે સૂરિની સભામાં એક શ્લોકાર્ધ વારંવાર બોલતો હવો. હવે દક્ષિણાપથમાં વાદિખદ્યોત ઉભરાવા લાગ્યા છે. સિદ્ધસારસ્વતી નામની સિદ્ધસેનની બેહેને કહ્યું કે ખરે ખર વાદી સિદ્ધસેનદિવાકર અસ્ત થયો. તે પછી ભાટે વિસ્તારથી વાત કરી જેથી સર્વને શોક થયો. થોડે દિવસે તે શમ્યો.

## ઇતિ વૃદ્ધવાદી સિદ્ધસેનપ્રબંધ

## અથ શ્રીમલ્લવાદીચરિતપ્રબંધ

ઇંદ્રભૂતિને નમસ્કાર કરીને પ્રભાવકશિરોમણિ એવા મલ્લવાદી સૂરીદ્રનું ચરિત કહું છું—૧

ગૂર્જરમંડલમાં ખેટા નામનું મહાસ્થાન છે ત્યાં દેવાદિત્ય નામે વેદપારંગત વિપ્ર રહેતો હતો—૨

તેને બાલરંડા એવી સુભગા નામે પુત્રી હતી, તેણે કોઇ ગુરુ પાસેથી બહુ ભક્તિએ કરીને સૂર્યનો મંત્ર મેળવ્યો—૩

તે મંત્રથી આકર્ષણ થતાં સૂર્ય તેની પાસે આવ્યા, તેમની સાથે ભોગ થવાથી તેને ગર્ભ રહ્યો—૪

વૈક્રિય * એવાં સુરાંગથી યદ્યપિ ગર્ભ ન ઉદ્દ્ભવે તથાપિ પેલી બાલાના અંગની ધાતુથી તે સંભવે—૫

પાંડુ કપોલ, ગ્લાનિવાળું મુખ, એવી તેને જોઇને પિતાએ પૂછ્યું હે વત્સે ! આ અતિનિંદ્ય તેં શું કર્યું ?—૬

તેણે કહ્યું હે પિતા મારી આ પ્રમાદવિકૃતિ નથી, મંત્રબલે સૂર્ય આકર્ષાઇને આવ્યા તેમના બલાત્કારની આ કૃતિ છે—૭

આવું જાણ્યા છતાં પણ કુકર્મથી ખેદ પામતા દેવાદિત્યે એક નોકર આપીને પુત્રીને વલભીપુર તરફ મોકલી દીધી—૮

ત્યાં તેણે બે પુત્રને જન્મ આપ્યોઃ અને પિતાએ ઉપજીવિકા કરી આપી તે ઉપર નિર્વાહ કરતી તે ત્યાંજ રહી—૯

બાલાર્કના જેવા તેજવાળા તે પુત્ર ક્રમે કરીને વૃદ્ધિ પામવા લાગ્યા, ને તેમને ક્ષણમાત્રની પેઠે આઠવર્ષ તો થઇ ગયાં—૧૦

તે વખતે તેમને અધ્યાપક પાસે ભણવા મૂકયા, ત્યાં લડાઇ થાય ત્યારે છોકરાં તેમને નબાપા કહી ખીજવવા લાગ્યાં—૧૧

તેવું સાંભળી ખેદ કરતા છોકરાએ માતાને પૂછ્યું કે હે માતા શું મારે બાપ નથી કે લોક આવુ બોલે છે ? – ૧૨

* વિક્રિયા પામેલાં

માએ કહ્યું મને તેની ખબર નથી, મને પૂછીને પજવશો નહિ, પ-
ણ એ સાંભળીને તો તે સત્ત્વાઢયને * વિષાદિથકી પણ મરવું ઉચિત
લાગ્યુ—૧૨

ત્યારે ભાનુએ સાક્ષાત્ આવીને કહ્યું હે વત્સ! તમારો પિતા હું છું
જેતમારો પરાભવ કરે તેના પ્રાણ હું લેઇ લેઇશ.—૧૪

એમ કહી તેમને એક સૂક્ષ્મ કર્કર આપ્યુ ને કહ્યું કે તમારો જે કો-
ઇ દ્વેષ કરે તેને આનાથી મારજો એટલે તે મરી જશે.—૧૫।

તે શસ્ત્રથકી બલવત્તર બનેલા તે બાલે પોતાનું અપમાન કરતા
લેપ્પશાલિકને મારી નાખ્યો.—૧૬

વલ્લભીપુરના રાજાએ તે બાલકની વાત જાણી તેથી તેને કોપ ચ-
ઢયો અને તેણે એ બાલકને પોતાની પાસે અણાવ્યો.—૧૭

રાજપુરુષોએ કહ્યું હે નૃશંસ ! શા માટે બાલકોને હણે છે !
ત્યારે બાલકે કહ્યું બાલકોનેજ નહિ પણ મહોટા રાજાઓને પણ
હણું છું—૧૮

એમ કહેતાં તેણે રાજાને પણ પેલા શસ્ત્રથી મારી નાખ્યો, ને તે-
ના સ્થાને પોતે રાજા થયો—૧૯

સુગાઢરાજ્યનો સૂર્ય તે શિલાદિત્ય એ નામે થયો અને તેને
પરચક્રનો સંહાર કરવાની શક્તિ સૂર્યથી મળી—૨૦

તેણે પોતાની બહેન ભૃગુક્ષેત્રના રાજાને આપી, તેને મહા તેજ-
સ્વી અને દિવ્યલક્ષણવાળો પુત્ર થયો—૨૧

---

* સત્ત્વ જે ઉદાર ઉત્તમ ગુણ તેથી પૂર્ણ તે સત્ત્વાઢય.

તે રાજાએ શત્રુંજયતીર્થ ઉપર ચૈત્યોદ્ધાર કર્યો અને અનેક શ્રાવકોનો સંઘ લેઇ જાતે ત્યાં આવ્યો—૨૨

ત્યાં કોઇક સમયે તર્કમદાધ્ધુર* એવા બૌધ્ધ આવ્યા, તેમણે શિલાદિત્યને કહ્યુ કે આ શ્વેતાંબરો છે—૨૩

તે જો વાદમાં અમને જીતે તો ભલે અત્ર રહે, ને જો અમે તેમને જીતીએ તો તેમણે અહીંથી જવું—૨૪

દૈવયોગે કરીને બૌધ્ધો જીત્યા એટલે શ્વેતાંબરો કાલબલ શોધતા વિદેશમાં ગયા—૨૫

શિલાદિત્ય ભક્તિથકી બૌધ્ધોને ભજવા લાગ્યો, અને શત્રુંજય ઉપરના ઋષભદેવને પણ બુદ્ધ બનાવીને પૂજવા લાગ્યો—૨૬

તેવામાં શિલાદિત્યની બેહેન પોતાના પતિના મરણથી વિરક્ત થઇને સુસ્થિતાચાર્ય પાસે વ્રત લેઇને રહી—૨૭

પોતાના આઠ વરસના બાલકને પણ તેણે વ્રત લેવરાવ્યું, તે પણ ત્યાં રહી અધ્યયન કરવા લાગ્યો—૨૮

તે અભિમાનવાળાએ એકવાર પોતાની સાધ્વી માતાને પૂછ્યું, આ આપણો સંઘ અલ્પ કેમ થઇ ગયોછે ?—૨૯

તેણે પણ આંખમાં આંસુ આણી કહ્યું કે હું પાપિણી શું કહું ? શ્રી શ્વેતાંબર સંઘનો પૂર્વે ઘણોએ મહોટો હતો—૩૦

તારા મામા શિલાદિત્યને પોતાના હાથમાં લેઇને શત્રુઓએ તેમનો પરાભવ કરાવ્યો—૩૧

---

* તર્કશક્તિમાં નિપુણતાના મદને લીધે ઉધ્ધત.

શત્રુંજયનામનું જે તીર્થ મહામોક્ષદાયક રૂપે પ્રસિધ્ધ છે તેમાં પણ શ્વેતાંબરોના અભાવે ભૂતની પેઠે બૌધ્ધો પેઠા છે.—૩૨

કેટલાક શ્વેતાંબરો રહેલાછે તે તમામ માનખંડિત થવાથી, નિસ્તેજ થઇ જઇ, જયાં જયાં ગમે તે પ્રકારે કાલક્ષેપ કરેછે—૩૩

આવું સાંભળી બાલકને બૌધ્ધો ઉપર મહાક્રોધ આવ્યો, અને ચોમાસાના મેઘના જેવી ગર્જનાથી તેણે પ્રતિજ્ઞા કરી—૩૪

જો બૌધ્ધોનું મૂલ, નદીનો વેગ તટદ્રુમને ઉપાડી નાંખે છે તેમ ઉખાડી ન નાખું તો સર્વજ્ઞધ્વંસનું પાતક મને લાગો.—૩૫

એમ કહીને કાલાનલદ્યુતિ તે બાલ માતાની રજા લેઇ મલ્લ નામના પર્વત ઉપર ગયો અને તીવ્ર તપ કરવા લાગ્યો.—૩૬

પાસેના ગામમાંથી ભિક્ષા કરીને પારણા કરતો, એમ કેટલાક દિવસ થતાં દેવતા પ્રસન્ન થયા.—૩૭

આકાશમાં રહી તેણે કહ્યું શું ઇચ્છે છે? તે સાંભળી તેણે આકાશ ભાણી દષ્ટિ કરી સાનુભવ કહ્યું વલ્લા—૩૮

છ માસ પછી વળી દેવતાએ આકાશમાંથી કહ્યું કોની સાથે? ત્યારે બાલકે કહ્યું ઘૃત અને ગોળની સાથે.—૩૯

અવધારણ શક્તિ થકી તેને યોગ્ય ધારીને દેવતાએ પ્રત્યક્ષ થઇ કહ્યું કે વત્સ! પરમતનો હણનાર થા.—૪૦

હે માનદ! નયચક્ર નામના તર્કનું પુસ્તક લે, તારી વાણી કુતર્કરૂપી સર્પના વિષનો વૈદ્ય થશે ને સર્વથા સિદ્ધ થશે.—૪૧

બાલકે તે પુસ્તકને ભૂમિ ઉપર મૂકયું,—વયોલીલાને લેઇને પ્રમાદ થવો સુલભ છે.—૪૨

દેવતાએ રોષ કરી કહ્યું તેં આસાતના * કરી,તેથી હું તારી પાસે રહીશ પણ તને પ્રત્યક્ષ નહિ થાઉ—૪૩

મલ્લવાદી આ પુસ્તક લઇને બહુ દીપ્તિમાન્ થયો, જેમ પશુપતાકાસ્ર પામીને અર્જુન થયો હતો.—૪૪

સુરાષ્ટ્રરાષ્ટ્રના ભૂષણ એવા વલભી દ્ર શિલાદિત્ય પાસે આવીને યુગાંતકાલાનલદ્યુતિ એવો × વાદીબોલ્યો—૪૫

બૌધ્ધોએ વૃથા જગતને ખાધું છે, હુ હવે તેમનો પ્રતિમલ્લ પેદા થયોછું, અપ્રમાદી એવો મલ્લવાદી હુ તમારી ભગિનીનો પુત્ર છું—૪૬

શિલાદિત્યનૃપ પાસે વાગ્મી એવા બૌદ્ધાચાર્યે બહુબહુ તર્કનો લવારો કર્યો—૪૭

નયચક્રના બલથી વિકટ એવા મલ્લવાદીના વાદથી એ આચાર્ય છ માસે હારી ગયો—૪૮

છ માસની આખરે તે પોતાની શય્યામાં સુનો હતો ત્યાં તર્કપુસ્તકને કાઢીને કાંઇક તેણે તપાસી જોયુ —૪૯

ચિંતાથીચિત્ત ઉપહત+ હોય તો અર્થગ્રહણ થતું નથી, એમ તેને થયું, અને તેણે વિચાર કર્યો કે સવારમાં મારા તેજનો ભંગ થશે—૫૦

---

* આસાતના એ જૈન પરિભાષાનો શબ્દ છે, પાપ,અપમાન, ઇત્યાદિ તેમાં સમાયછે ધર્મ સંબંધી વસ્તુ પદાર્થાદિનું અપમાન તે આસાતના.

× યુગાંત કાલાનલ એટલે પ્રલય સમયે જે મહા અગ્નિ પ્રકટે છે તે યુગાંતકાલાનલ તેના જેવી દ્યુતિ એટલે પ્રભાવાળો.

+ ઉપહત-હણ્યેલ

*શ્વેતાંબરસ્ફુલિંગનું+ આ તેજ કોઇ વિલક્ષણ છે, તે જરૂર સામ્રાજ્ય ભોગવતા એવા બૌધ્ધોને કહાડી નાખશે.—૫૧

તેમને ધન્ય છે કે જે દેશભંગ, કુલક્ષય, ભાર્યા પરહસ્તે જાય તે, ને મિત્રની આપત્તિ, એટલું જોવા જીવતા નથી– ૫૨

તેના શિષ્યોએ ઘરનું બારણું ઉઘાડયું નહિ; અને સભામાં આ-વીને કહ્યું કે ગુરુ તો માંદા થઇ ગયાછે–૫૩

તે સાંભળીને મલ્લને ઉલ્લાસ થયો અને તેણે શિલાદિત્યને કહ્યું કે શાક્યરાડ્ શોકથી મરી ગયો–૫૪

શિલાદિત્યે જાતે જઇને તેને તેવો જોયો, અને તેણે તુરત બૌધ્ધોને દેશમાંથી કાઢી મૂક્યા—અહો પ્રતિષ્ઠાચ્યુત નરને ધિક્ છે—૫૫

વાગીશ્વર એવા મલ્લવાદીને આચાર્ય બનાવીને રાજાએ વિદેશ-થી બધા જૈનમુનિને બોલાવ્યા—૫૬

ભવપંજરભંજન એવા જિનાધીશ જે શત્રુંજય પર હતા તેમને જૈનોને સ્વાધીન કરી રાજાએ યાત્રા કરાવી--૫૭

કાલાંતરે તેના પુરમાં રંક નામે વાણીઓ થયો તેના હાટમાં કોઇ સાધુએ મહારસની થાપણ મૂકી—૫૮

તે રસને અડતાંજ લોહ સુવર્ણ થતું હતું; તે જોઇને રંક પેલા રસનો ફેરફાર કરી લીધો—૫૯

સાધુને છેતરીને રંક મહા ધનવાન્ થયો, અને તેની પુત્રી તથા રાજપુત્રીને મહાસ્નેહ થયો—૬૦

સોનાની એક કાંશકી જેમાં દિવ્યરત્ન જડેલાં હતાં, તેને રંકપુત્રી-ના હાથમાં જોઇ નૃપપુત્રીએ માગી—૬૧

---

+ તણખા

તે રંકે આપી નહિ તેથી રાજાએ બલથી લીધી એટલે તે. ઉપરથી વૈર રાખી રંકે મ્લેચ્છસૈન્ય આણ્યું—૬૨

તે સૈન્યે વલભી ભાગ્યું અને મહા અસમંજસ થયું. એમ સમૃદ્ધિમાન્ વાણીઆએ શિલાદિત્યનો નાશ કર્યો—૬૩-

પછી વાણીઆએ શક લોકને રણમાં નાખ્યા, એટલે તે તૃષાથી સ્વયમેવ મરી ગયા, એમ એ મહાકંટકનો નાશ કર્યો—૬૪

વિક્રમાર્કથી ૩૭૫ વર્ષ ઉપર વલભીનો ભંગ થયો, જ્ઞાનીઓ તો. પ્રથમથીજ ચાલી ગયા હતા-૬૫

આકાશમાર્ગે થઇને અર્હતબિંબ પણ દેશાંતરમાં ગયાં, દેવતાધિષ્ઠિતની ચેષ્ટા એવીજ સંભવે—૬૬

આ વાત પ્રથમથી જાણીને મલ્લવાદીમહામુનિ પરિવારસમેત. પંચાસરમાં ગયો હતો.—૬૭

નાગેંદ્રગચ્છને લગતા ધર્મસ્થાનનો તે પ્રભુ થયો, ને સ્તંભતીર્થના સંઘે પણ તેનેજ ગુરુ માન્યો—૬૭

મલ્લવાદીનું શ્રીજિનશાસનના તેજની ઉન્નતિ કરવાથી પવિત્ર એવું ચરિત્ર સાંભળીને ભવ્યોને કવિત્વાદિ વિચિત્ર લાભ થાયછે. આર્હતશાસનને નમસ્કાર—૬૮

## ઇતિશ્રીમલ્લવાદીચરિત

## અથ શ્રીહરિભદ્રસૂરિપ્રબંધ.

શ્રીચિત્રકૂટમાં હરિભદ્ર નામે વિપ્ર હતો. તે વિદ્યાદાનપારંગત હતો; અન્યદર્શનનો પરાજય કરનાર, અને અતિ વિદ્યાધુરંધર હતો. ઉદર વિદ્યાથી ફાટી ન જાય માટે ઉદર ઉપર પટ, જાળ, કોદાળો, અને નિસરણી એટલું સાથે રાખીને તે ફરતો. જેનું કહેલું મારા જાણવામાં ન હોય તેનો હું શિષ્ય થાઉં એમ પ્રતિજ્ઞા કરતોહતો. એક વાર ચૌટામાં-થી જતો હતો તેવામાં યાકિનીનામની સાધ્વીએ કહયું:—

> ચક્કિ દુગં હરિપણગં પણગં ચક્કીણ કેસવો ચક્કી
> કેસ ચક્કી કેસવદુ ચક્કિ કેસીઅ ચક્કીય.

આ ગાથા કહી પણ તે હરિભદ્રથી સમજાઇ નહિ. એટલે આગળ જઇબોલ્યો કે માતર્ "ખરં ચિકચિકાયિત"; સાધ્વીએ કહ્યું "નવં લિપ્ત", તે સાંભળી વિચારમાં પડયો કે અહો આણે તો ઉત્તરમાં પણ મને જીત્યો. એમ વિચારી તેને વંદના કરવા લાગ્યો ને બોલ્યોકે હું તમારો શિષ્ય છુ. મને ગાથાનો અર્થ સમજાવો. સાધ્વીએ કહ્યું મારા ગુરુ છે. હરિભ-દ્રકહ્યું ક્યાં છે? તે ઉપરથી તે તેને ચૈત્યમાં લેઇ ગઇ. ત્યાં તેને જિનદર્શન થયું. એ પ્રથમ હર્ષથયો. હે ભગવન્! તમારૂં વપુજ તમારી વીતરાગતા દર્શાવેછે, કોટરમાં* અગ્નિ હોય તો વૃક્ષ લીલું જણાયજ નહિ, વળી:—

> જંદિટ્ઠી કરુણા તરંગિઅ પુડા એ પસ્સ સોમં મુહં
> આયારોપ સમાય જે પરિ પરોસંતો પમજ્ઝાતણુ
> તન્નાસં જરજંમુપવ્વુહરણો દેવાહિ દેવો ઇમો
> રાગંતાઅવરાણી દીસઇ જઇ નેય સરૂવં જએ

---

૧ એનો અર્થ આગળ વાંચી પ્રસંગે સમજાશે

* કોટર એટલે પોલાણ

ઇત્યાદિ નમસ્કાર કર્યા પછી જિનભટાચાર્યનું દર્શન કરી જ્ઞાન પ્રાપ્ત કર્યું.ચારિત્ર લઇ સૂરિપદ પ્રાપ્ત કર્યું. આવશ્યકમાં ચકડીઇત્યાદિ તેણે વિવૃત+ કર્યું. કલિકાલસર્વજ્ઞ એવું બિરદતંથા રહસ્યપુસ્તકો દેવતા-પાસેથી મળ્યાં તે તેણે છિન્ન એવા ૮૪ મઠના ૮૪ નામના પ્રાસાદના વિવિધૌષધનિષ્પ ×સ્તંભ જે જલ અગ્નિઆદિથી અસાધ્ય તેમાં નાખ્યા.

એકવાર ભાગિનેય હંસ પરમહંસને ભણાવતો હતો. તે મહા પ્રભુ જેવા થયા પણ બૌદ્ધ તર્કને બૌદ્ધોને મુખેથીજ ભણવા ઇચ્છતા તે જ્ઞાની એવા ગુરુએ નિવારણ કર્યા છતાં તેમનીપાસે ગયા એક વૃદ્ધાને ઘેર ઉ-તારો કર્યો, અને બૌદ્ધાચાર્યની પાસે બૌદ્ધવેષ ધારણ કરી ભણવા લાગ્યા. કપલિકામાં રહસ્ય લખતા આવ્યા. મતિલેખના સંસ્કારને લીધે દયાલુ જેવા જોઇ ગુરુએ વિચાર કર્યોકે નક્કી આ લોક શ્વેતાંબર છે. એમ વિ-ચારીને બીજે દિવસે પગથીઆં ઉપર અર્હતબિંબનુ ચિત્ર પડાવ્યું. પેલા શિષ્ય આવ્યા તે તેના ઉપર પગ મૂકીને ઉપર ચઢ્યા નહિ, પણ તેને કંઠે ત્રણ રેખા કાઢીને તે ચિત્ર બુધ્ધનું થયું એમ માની તે ઉપર પગ મૂકીને ચઢ્યા. ગુરુએ તે દીઠું. ગુરુ પાસે જઇને બેઠા પણ ગુરુના મુખનો રંગ બદલાયલો જોઇતિમણે પેલું કાવતરૂં તેનું કરેલું સમજી લીધું, અને પેટમાં પીડા થાયછે એવું મિષ કાઢીને ત્યાંથી રજા લીધી. પેલી કપલિકા લેઇને ચાલતા થયા. ઘણો સમય થયો પણ આવ્યા નહિ. તપાસ કરાવી પણ જડ્યા નહિ ત્યારે આચાર્યે રાજા-ને કહ્યું કે મહા કપટી બે શ્વેતાંબરો તરત સમજી લેઇને નાશી ગયા, તેમની પાસેની કપલિકા પાછી લાવો. તે ઉપરથી થોડુંક સૈન્ય તેમની પૂઠે મોકલ્યું. જોતા માત્રમાંજ તેમણે તે સૈન્યનો નાશ કર્યો. થોડા બચ્યા તેમણે નાશીને જઇ રાજાપાસે કહ્યું કે એતો મહા પરા-ક્રમી છે. ત્યારે રાજાએ બહુ સૈન્ય મોકલ્યું. એક જણો દૃષ્ટિથકી યુધ્ધ કરવા ઉભો, બીજો કપલિકા લેઇને નાશી ગયો. પેલો જે રહ્યો હતો

---

\+ સ્પષ્ટ

× નિષ્પન્ન એટલે ઉપજેલું

તેણે હંસનું માથું છેદીને રાજા આગળ મૂક્યું. તેણે ગુરુને બતાવ્યું. ગુરુએ કહ્યું એનો શો ખપ છે, કપલિકા લાવો. વળી સૈન્ય ગયું ચિત્રકૂટના કીલ્લાનાં દ્વાર બંધ હતાં પણ પાસેજ પરમહંસ સૂતો હતો તેનું માથું કાપીને તેમણે રાજાને આપ્યું. બૌદ્ધોને તથા તેમના ગુરુને સંતોષ થયો. પ્રાતઃકાલે શ્રીહરિભદ્રસૂરિએ શિષ્યનું ધડ દીઠું તેથી તેમને બહુ કોપ. થયો. તેમણે કડાઇઆં ભરાવીને તેલ તપાવરાવ્યું અને ૧૪૪૦ બૌદ્ધને તેમાં હોમવા માટે આકાશમાર્ગે ખેંચ્યા. ગુરુએ વૃત્તાંત જાણી સાધુ મોકલ્યા. તેમણે ગાથા આપી:—

ગુણસેણ અગ્નિસમ્મા સીહાણં દાય તહુપિ આપુ તા
સિહે જાલિણિ માઇસુ આ ધણધણ સિરિમો અપઇંભધ્યા—૧
જય વિજયાય મહીાવર ધરણો લછીય તહપઈ ભધ્થા
સેણ વિસેણાપિત્તિ અનુત્તા જમ્મ મિસત્તમએ—૨
ગુણચંદ વાણમંતરે સમરાઇચ્ચ ગિરિસેણ પાણોઉ
એગસ્સ તઉ મુખોણંબી અસ્સ સંસારો—૩
જઇ જલઈ જલ ઉલોએ કુસરુછ પવણાહ ઉકયાયપીતં
બુઝ્ઝંજં જિણ વયણ અમિ સિત્તો વિષય ફ્રક્ષ લહ—૪

એમ બોધ થયોને શાંતિ થઇ. ૧૪૪૦ ગ્રંથ કર્યા. ચિત્રકૂટના હાટવાળા તેલ વેચનાર વાણીઆએ ખાતરી કરી. પ્રથમ યાકિનીભદ્રસુતુ હરિભદ્ર ગ્રંથોને અંતે ૧૪૪૦ પુનર્ભવ " વિરહાંનનાં " "ગુણ શેણ " " અગ્નિ સમ્મા " ઇત્યાદિ ત્રણ ગાથાથી પ્રતિબદ્ધ +—સમરાદિત્યચરિત્ર તથા સમાવલ્લીબીજ નામનાં નવીન શાસ્ત્ર કર્યાં. એક સો શતક, પંચાશત, ષોડશક, અષ્ટક આદિ, તથા અનેકાંતજયપતાકા, ન્યાયા વતારવૃત્તિ, પાંચ વસ્તુક, પંચસૂત્ર, શ્રાવકપ્રજ્ઞપ્તિ, નાણાપત્તક ઇત્યાદિ ગ્રંથો કર્યાં.

---

+ બાધેલુ

૧ જ્ઞાન દર્શન ચારિત્ર એ ત્રણ જે જૈન ધર્મના આચારનાં રત્ન કહેવાય છે તેનું અંગ તે સમ્યક્ત્વ

આ સમયે શ્રીમાલપુરમાં કોઇ ધનવાન્ જૈન શેઠીઓ હતો. ચાતુર્માસમાં પરિકરસમેત દેવમંદીરમાં જતાં તેણે સિદ્ધ નામના દ્યૂતકાર રાજપુત્રને ધૂતકારો લેણા સુવર્ણ માટે ખાડામાં નાખી મારતા હતા તે જોઇ સુવર્ણ આપી મુક્ત કર્યો. તેને ઘેર આણી ખવરાવ્યું અને ધીમે ધીમે બોધ કર્યો,ને સર્વનો અધ્યક્ષ બનાવ્યો. સિદ્ધને મા હતી, તેથી શેઠે કૃપા કરી ધન આપી જુદુ ઘર મંડાવ્યું. સિધ્ધ રાત્રીએ શેઠની અડિકા લખતો; તે લેખનના વ્યાપારથી સાસુ અને વહૂને બહુ કંટાળો થવા લાગ્યો, કેમકે વધારે જાગવું પડે. વહૂએ સાસુને કહ્યું મા ! પુત્રને એમ કહો કે રાત્રીએ વહેલા આવે. માએ કહ્યું પુત્ર! રાત્રીએ વહેલા આવવું, જે કાલજ્ઞ છે તે સર્વજ્ઞ છે. સિધ્ધે કહ્યું માતા ! જેણે મને સર્વસ્વદાન કરી જીવિતદાન આપી ઉધ્ધાર્યો છે તેની આજ્ઞા કેમ લોપાય! તે સાંભળી માતા ચુપ રહી. એકવાર સાસુ વહૂએ વિચાર કર્યો કે આ મોડો આવેછે માટે રાત્રીએ એને બારણાં ઉઘાડીશું નહિ. બીજી રાત્રીએ તે આવ્યો ને કમાડ ખખડાવા લાગ્યો તો કોઇએ ઉત્તર આપ્યું નહિ. તેણે કોપ કરીને કહ્યું કે બારણું કેમ ઉઘાડતાં નથી ! ત્યારે કહ્યું કે જ્યાં અત્યારે બારણાં ઉઘાડાં હોય ત્યાં જાઓ. તે સાંભળી તેને બહુ ક્રોધ આવ્યો એટલે ચૌટામાં ગયો. ત્યાં સૂરિમંત્ર જપતા હરિભદ્ર સૂરિને ઉઘાડે દ્વારે બેઠેલા જોઇ તેમની પાસે ગયો ને દીક્ષા લીધી. સર્વ વિદ્યા, સર્વ મત, દિવ્ય કવિત્વ, આદિ હંસપરમહંસની પેઠે ભણ્યો. વિશેષ તર્ક જાણવા માટે બૌદ્ધ પાસે જવા સારૂ ગુરુની તેણે આજ્ઞા માગી કે મને બૌદ્ધ પાસે મોકલો. ગુરુએ કહ્યું ત્યાં ન જા, તારૂં મન ફરી જશે. તેણે કહ્યું યુગાન્તે પણ એમ નહિ થાય. ત્યારે ગુરુએ કહ્યું ત્યાંથી બદલાઇ જઈને પાછો જો તું આવે તો મેં આપેલો વેષ મને પાછો આપી જજે. તે વાત સ્વીકારીને તે ગયો. અને અભ્યાસ કરવામાં પડ્યો. તે લોકના બહુ બહુ તર્કજાલથી એનું મન ફરી ગયું. એટલે દીક્ષા લેઇને વેષ પાછો આપવા હરિભદ્રપાસે આવ્યો. તેમણે તેને આવતાં જોઇ વિચાર્યું કે આના બે વેષ થયા, એ મૂર્ખ એમજ આયુષ્

ક્ષીણ કરી મિથ્યાદષ્ટિમાં મરણ પામશે, તો ભવભ્રમણથી છૂટશે નહિ. પૂર્વે પણ વાદથી વારંવાર એપરાજિત થયેલો છે. હવે વાદનું કામ નહિ. એમ વિચારી લલિતવિસ્તરા નામની ચૈત્યવંદનાવૃત્તિ પોતે તર્કયુક્ત રચી. તે આવ્યો એટલે પુસ્તકને પાદપીઠ આગળ મૂકી ગુરુ બહાર ગયા. તે પુસ્તક વાચતાંજ સમ્યક્ત્વ તેના સમજવામાં આવ્યું. તેથી પ્રસન્ન થઇ, નિશ્ચલ મનવાળો થયો, ને બોલ્યો, પ્રવરસૂરિ એવા શ્રીહરિભદ્રને નમસ્કાર કરૂંછું, જેમણે લલિતવિસ્તરા નામની વૃત્તિ રચી ! પછી મિથ્યાત્વથકી નિર્વેદ પામેલા સિદ્ધ ઋષિએ ૧૮ હજાર ઉપમિતભવપ્રપંચ કથા રચી. શ્રીમાલમાં તેને સાક્ષાત્ સરસ્વતીએ શોધી. તે સિદ્ધ તથા હરિભદ્રસૂરિ સમય આવતાં અનશન ગ્રહણ કરી સ્વર્ગે ગયા.

## ઇતિશ્રી હરિભદ્રસૂરિપ્રબંધ

---

## અથ બપ્પભટ્ટિપ્રબંધ

ગૂર્જરદેશના પાડલાપુર નગરમાં અજિતશત્રુરાજા રાજ્ય કરતો હતો. ત્યાં સિદ્ધસેન નામે સૂરિ હતા. તે મોઢેરા નામના મહાસ્થાનમાં શ્રીમહાવીરને વંદના કરવા ગયા. મહાવીરને નમી, તીર્થોપવાસ કરી, રાત્રીએ આત્મારામરત તે યોગનિદ્રામાં પડયા હતા. તેવામાં તેમણે સ્વપ્ન દીઠું કે કોઇ સિંહબાલ દેવગૃહમાં ખેલેછે. પછી જાગ્યા એટલે માંગલ્યસ્તવનાદિ ભણીને પ્રાતઃકાલે ચૈત્યમાં ગયા. ત્યાં એક ૭ વર્ષનો સૂર્ય જેવો બાલ આવ્યો તેને સૂરિએ પુછયું: હે બાલક! તું કયાંથી આવેછે ? તેણે કહ્યું પંચાલ દેશમાં ડુંબાઉધી ગામમાં બપ્પ નામનો ક્ષત્રિય તેને ભટ્ટિ નામની સહધર્મચારિણી છે, તેમનો સુરપાલ નામનો હું પુત્ર છું; મારા પિતાને પોતાના ભુજબલથી ગર્વ પામતા એવા બહુ મહાબલવાળા શત્રુછે, તેમને સર્વને સંહારવા

તૈયાર થઇ હું જતો હતો તેમાં પિતાએ મને નિષેધ કર્યો. કહ્યું કે હે વત્સ! તું બાળક છે આ કામ તારૂં નથી, એવી ઉધ્ધતાઇ મા કર. એવું સાંભળી મને ક્રોધ આવ્યો કે આવા નિરભિમાન પિતાનું કાંઈ પ્રયોજન નહિ, પોતે શત્રુને મારી શકતા નથી, તેમ મને પણ હણુતાં નિવારણ કરેછે. આવા અપમાનને લીધે માતાપિતાની આજ્ઞા લીધા વગરજ હું અત્ર આવ્યોછું. સૂરિએ વિચાર કર્યો કે ખરેખર આ રત્ન દિવ્ય છે, કોઈ માનવ નથી, જે તેજસ્વી છે તેના વચનો કાંઇ મેળ નથી. એમ વિચાર કરી બાલકને કહ્યું વત્સ! અમારી પાસે રહે, તને તારા ઘર કરતાં વધારે સુખમાં રાખીશું. બાલકે કહ્યુ બહુ કૃપા થઇ. તે ઉપરથી સૂરિ તેને પોતાને સ્થાને લાવ્યા અને સંઘ આગળ તેને બતાવ્યો તો સર્વની દષ્ટિ તેનું રૂપ જોતાં તૃપ્ત થઇ ગઇ. એને અધ્યયન કરાવા માંડ્યું તો દિવસમાં હજાર શ્લોક ભણુવા લાગ્યો. ગુરુ બહુ પ્રસન્ન થયા. રત્ન છે તે મહાપુણ્યના પ્રભાવે પ્રાપ્ત થાયછે. બાલકે પણ થોડાજ દિવસમાં વ્યાકરણ, તર્ક, સાહિત્ય, આદિ ઘણાં શાસ્ત્રનું પરિશીલન+કરી લીધું. પછી ગુરુ ડુંબાઉધી ગામ ગયા. પેલા બાલકનાં માતા પિતા વંદના કરવા આવ્યાં ત્યારે ગુરુએ કહ્યુ પુત્ર તો ઘણાએ થાયછે પણ તેવા સંસારરૂપી ઉકરડાના જીવડાથી શું? આ તમારો પુત્ર વ્રત ઇચ્છેછે માટે એને મને આપો અને ધર્મસંગ્રહ કરો. નાશી જાય કે મરી જાય તો માબાપ બેશી રહેછે, તો આતો ભવને તરવાની ઇચ્છાવાળો છે, તેથી બહુ શ્લાઘ્ય છે. માબાપે કહ્યું ભગવન્! એટલો એકનો એકજ અમારા કુલનો તંતુ છે તે કેમ આપી શકાય? તે સાંભળી પાસે ઉભેલો સુરપાલ બોલ્યો હું ચારિત્ર લેઇ ચૂકેલો છું કેમકે તે બુધ્ધિ વિલય પામો, તે વિધા ઉપર વજ્રપાત થાઓ, તે ગુણ મહાજ્વાલાકરાલ અગ્નિમાં પડો, કે જે બધાં પ્રાપ્ત થયા છતાં સ્ત્રીના ગર્ભસ્થાનના નરકમાં વાસ કરવાની વ્યથા છૂટતી નથી. આવો નિશ્ચય જાણીને માતાપિતાએ કહ્યું ભગવન્! એને લેઇ જાઓ, એ પાત્ર છે, પણ એનું નામ બપ્પભટ્ટિ એટલું રાખજો. ગુરુએ કહ્યું ભલે

---

+ અભ્યાસ

એમ કરીશું, એમાં કાંઇ દોષ નથી, તમારાં પુરાં પુણ્ય કે તમને આવો લાભ થયો બપ્પભટ્ટિની રજા લઇ, સુરપાલને સાથે લેઇ ને સિદ્ધસેનાચાર્ય મોઢેરા ગયા. વિક્રમ સંવત્ની ૧૧૫ વર્ષે વૈશાખ માસના શુક્લપક્ષની તૃતીયા ગુરુવારે દીક્ષા આપી, બપ્પભટ્ટ એવું વિશ્વમિષ નામ પ્રસિદ્ધ કર્યું. સંઘની પ્રાર્થનાથકી ચાતુર્માસ ત્યાંજ કર્યું. એક વાર બપ્પભટ્ટિ બહાર ગયો હતો ત્યાં તેના દૃષ્ટિ મહાવિપુલ થઇ. કોઇ કુલમાં રહેલો પુરુષ દેવકુલમાં આવ્યો. ત્યાં રસપૂર્ણ એવાં પ્રશસ્તિકાવ્ય તેણે બપ્પભટ્ટિ પાસે વ્યાખ્યા કરાવી સાંભળ્યાં. પછી બપ્પભટ્ટિની સાથે મુકામે આવ્યો. ગુરુએ આશિર્વાદ આપ્યો, તેને કોણ છો વગેરે પુછ્યું; તે ઉપરથી તેણે કહ્યું ભગવન્ ! કન્યકુબ્જ દેશમાં ગોપાલગિરિદુર્ગ નગરમાં યશોવર્મ નૃપતિ અને સુયશા રાણી છે તેમનો હું પુત્ર છું. યુવાવસ્થામાં અનર્ગલ ધન ઉડાડતો હતો તે ઉપરથી પિતાએ મને શીખામણ દીધી, કે હે વત્સ ! ધનને અર્જન કરનારનો મહાશ્રમ અસ્થાને તેનો વ્યય કરનાર પુત્ર જાણી શકતો નથી. પિતા મિતવ્યય કરનારા હતા માટે કોપ કરીને હું અહીં આવ્યો. ગુરુએ કહ્યું તારૂં નામ શું! તેણે ખડીવતે ભૂમી ઉપર લખીને બતાવ્યું કે આમ મારૂં નામ છે. મહાજનોના આચારની એવીજ પરંપરા છે કે સાધુપુરુષે પોતાનું નામ પોતાને મોઢે કહેવું નહિ. તેના ઉત્તમત્વથી ગુરુને હર્ષ થયો. તેમણે વિચાર કર્યો, પૂર્વે રામસમીપે છ માસનો શિશુ દીઠો હતો, પીલુ વૃક્ષની શાખાએ લુગડાની ઝોળીમાં મૂકેલો હતો. અચલ છાયા ઉપરથી પુણ્ય પુરુષ છે એમ નક્કી કર્યું હતું. પછી તેની માતા વનફુલ વીણતી હતી, તેને અમે પૂછ્યુ કે વત્સે ! તું કોણ છે? તારૂં કુલ કેવું છે? ત્યારે તેણે કહ્યું હું રાજપુત્રી છુ, કન્યકુબ્જના યશોવર્મની પત્ની છું, મારૂં નામ સુયશા છે. આ પુત્ર મારા ગર્ભમાં હતો તે વખતે દદ કામણવડે વશ કરેલા મારા પતિને માન્ય થઈ પડેલી એવી કૂર કૃત્યા મારી શોકે મારા ઉપર પરપુરુષસગનો મિથ્યાદોષ મૂકી મને કાઢી મૂકાવી. અભિમાનને લીધે માસરૂં તેમ પીઅર ઉભયે તજીને ભમતી ભમતી હું અહીં આવી. વન્યવૃત્તિથી

છવું છું ને મારા બાલકને ઉછેરું છું. આવું સાંભળી મેં કહ્યું કે હે વત્સે! અમારા ચૈત્યમાં ચાલ ને ત્યાં બાલકને ઉછેર. તેણે તેમ કર્યું. પેલી શોક પણ બહુ બહુ શોકોને મરાવતી મરાવતી પોતે મરી ગઇ. પાછી વિશિષ્ટ પુરુષોએ યશોવર્માને વિનતિ કરી કે દેવ! સુયશા રાણી નિર્દોષ છે છતાં શોકનાં વચન ઉપરથી આપે તેને કાઢી મૂકી છે, તેને આજ્ઞા હોય તો પાછી લાવીએ. રાજાએ તેને પાછી મગાવી અને તેને તથાં તેના પુત્રને બહુ માનપૂર્વક રાખ્યાં. એક વાર વિહરતા અમો તેના દેશમાં ગયા; તેણે પૂર્વનો સંબંધ સંભારી અમને વંદના પૂજા આદિ કર્યાં. આ આમ નામનો તે રાણીનોજ પુત્ર હોવો જોઇએ. એમ બહુવાર વિચાર કરી સૂરિ બોલ્યા વત્સ! તારા મિત્ર બપ્પભટ્ટિ સાથે સુખે નિશ્ચિંત થઇ રહે, અને સર્વે કલા શીખ. આ પ્રકારની લિખિત, ગણિત, ગીત, નૃત્ય, વાદ્ય, પઠિત, વ્યાકરણ, છંદ, જ્યોતિષ, શિક્ષા, નિરુક્ત, કાત્યાયન, નિઘંટુ, પત્રછેદ્ય, નખછેદ્ય, રત્નપરીક્ષા,, આયુધાભ્યાસ, ગજારોહણ, તુરગારોહણ, ગજતુરગશિક્ષા, મંત્રવાદ, યંત્રવાદ, રસવાદ, ખન્યવાદ, રસાયન, વિજ્ઞાન, તર્કવાદ, સિદ્ધાંત, વિષવાદ, ગારુડ, શાકુન, વૈદ્યક, આચાર્યવિદ્યા, આગમ, પ્રાસાદલક્ષણ, સામુદ્રિક, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, વેદ, વિધિવિધાનુવાદ, દર્શસંસ્કાર, ખેચરીકલા, આમરીકલા, ઇંદ્રજાલ, પાતાલસિદ્ધ, ધૂર્તશંબલ, ગંધવાદ, વૃક્ષચિકિત્સા, કૃત્રિમ મણિકર્મ, સર્વકરણી, વશ્યકર્મ, પણકર્મ, ચિત્રકર્મ, કાષ્ઠઘટન, પાષાણકર્મ, લિપિકર્મ, ચર્મકર્મ, યંત્રકરસોઇ, કાવ્ય, અલંકાર, હસિત, સંસ્કૃત, પ્રાકૃત, પૈશાચી, અપભ્રંશ, કપટ, દેશભાષા, ધાતુકર્મ, પ્રયોગોપાય, કેવલિવિધિ, એ સંપૂર્ણ કલા શીખ્યો; અને લક્ષણાદિ ગ્રંથનો પણ પરિચય પામ્યો. બપ્પભટ્ટિ સાથે હાડચર્મ જેવી પ્રીતિ થઇ ગઇ; કેમકે આર બે ગુરુ અને ક્રમે ક્રમે ક્ષય થનારી, પૂર્વે લઘુ પણ અંતે દીર્ઘ થનારી, એમ દિવસના પૂર્વ અને પશ્ચિમ ભાગની છાયાના જેવી ખલ અને સાધુની મૈત્રી હોયછે. કેટલેક દિવસે વ્યાધિથી પીડાતા યશોવર્માએ પટ્ટાભિષેક સારુ આમકુમારને તેડવા પ્રધાનપુરુષોને મોકલ્યા, ઇચ્છા ન છતાં

પણ તેને તે ત્યાં લઇ ગયા. પિતાને તે મળ્યો. પિતાએ આલિંગન દીધું ને ઠપકો દીધો કે હે મૌક્તિક ! તારા વૃત્તપણાને શુચિપણાને કંઠ સું દરગુણમ્ પ્રગ્રહિત્વને — ધર્મને ધિક્કાર છે ! કેમકે જેણે તને પોતાના ખોળામાં ઉછેર્યું તેનેજ તું તજીને દૂર ગયું ! ! તે શું યોગ્ય છે ! પછી તેને રાજ્યાભિષેક તથા પ્રજાપાલનાદિની બાબતમાં શિક્ષા આપી. એટલું કરીને યશોવર્મા શ્રી અર્હતને શરણે રહી સ્વર્ગે ગયો. આમરાજાએ પિતાનું ઔર્ધ્વદેહિક કર્યું અને દ્વિજાદિકને દ્રવ્યદાન આપ્યું. એ લાખ હય, ચૌદગો હસ્તી તથા તેટલાજ રથ, એક કોટિ પદાતિ, એટલી આમરાજાની સામગ્રી હતી. આમે રામરાજ્ય ચલાવ્યું પરંતુ બપ્પભટ્ટિમિત્ર વિના બધું પરાળના પૂળા જેવું લાગવા માંડ્યું. માટે મિત્રને લાવવા પ્રધાનને મોકલ્યો. તેમણે જઇ વિજ્ઞાપના કરી કે બપ્પભટ્ટિ ! તમને આમરાજા બહુ ઉત્કંઠાથી તેડે છે; માટે ચાલો. તેણે ગુરુના મુખ સામું જોયું. તેણે સંઘની અનુમતિ લઇ બપ્પભટ્ટિને મંત્રી સાથે મોકલ્યો. આમના પુર આગળ આવ્યો એટલે રાજા સેના-સમેત સામો આવ્યો. બધે ઉત્સવ કરાવ્યો. મહેલમાં લાવી રાજાએ કહ્યું મિત્ર અર્ધરાજ્ય લ્યો, ત્યારે તેણે કહ્યું અમારે ત્યાગીને મહાદોષપૂર્ણ એવા રાજ્યનું શું કામ? કેમકે અનેક યોનિમાં પડવા રૂપી અનંત બાધા કરનારી આ રાજ્યશ્રી કેવલ અભિમાન રૂપ ફલ આપનારી છે. છતાં પણ વળી વિનાશિની છે. ત્યારે રાજાએ તેને મહોટા મહેલમાં રાખ્યો. પ્રાતઃકાલે બપ્પભટ્ટિ સભામાં આવ્યો ત્યાં તેને માટે સિંહાસન મંડાવ્યું તે જોઇ તેણે કહ્યું કે પૃથ્વીપતે! આચાર્ય વિના બીજા માટે સિંહાસન ન હોય, એ તો મોટી આશાતના થાય. ત્યારે રાજાએ બપ્પભટ્ટિને પ્રધાનો સાથે ગુરુ પાસે મોકલ્યો અને કહાવ્યું કે જો મારા માણની તમને દરકાર હોય તો તુરતજ મારા મિત્રને સૂરિપદ સ્થાપજો. યોગ્ય સુતને અને યોગ્ય શિષ્યને ગુરુજ સુસ્થાને પહોંચાડે છે. સ્થાપ્યા પછી તુરતજ મોકલી દેજો

---

× સુંદર ગુણોનું ગ્રહણ કરવામાં જે આગ્રહ તે ગુણ

૧ વૃત્ત એટલે ગોળ તે મોતી, અને વૃત્ત તે વૃત્તિ-શુભવૃત્તિ-પુત્રની, તેમજ ગુણ તે દોરો મોતીમાં પરોવવાનો, અને ગુણ પુત્રના

નહિ તો મારો જીવ રહેશે નહિ વિલંબ કરશો નહિ. તે બધા ખંડ પ્રયાણ કરીને મોઢેરામાં આવ્યા અને સચિવોએ ત્યાં સૂરિને વિનતિ કરી કે પ્રભુની આવી આજ્ઞા અમને થઇછે તેમાં આપને જે ઉચિત લાગે તે કરો. શ્રીસિધ્ધસેનાચાર્યે બપ્પભટ્ટિને સૂરિપદ સ્થાપ્યો, ને તેને અંગે આચાર્યલક્ષ્મી સાક્ષાત્ આવેલી જણાઇ. એકાંતમાં તેને ઉપદેશ કર્યો ને શિક્ષા આપી કે વત્સ ! તારા ઉપર રાજાનો સારો પ્રેમ છે, તેનો બહુ સત્કાર તને અવશ્ય થશે, લક્ષ્મી બહુ પ્રાપ્ત થશે, તેમાં ઇંદ્રિયો વશ રાખવી કઠિન છે, માટે મહાબ્રહ્મચારી થઇને રહેજે, વિકારહેતુ છતાં જેમને વિકાર ન થાય તેજ ખરા ધીરપુરુષ છે, એમ વ્રત ધારણ કરવાથી મહત્તમ થઇશ. વિક્રમ સંવતથી ૧૧૯ વર્ષે ચૈત્ર કૃષ્ણઅષ્ટમીને દિવસે તે સૂરિપદ પામ્યો. ગુરુએ પછી તેને આમરાજા પાસે મોકલ્યો. ત્યાં પહોચતાં ગોપગિરિના ઉપવનમાં ઉતર્યો, એટલે રાજા સામો આવી મહામહોત્સવથકી તેને નગરમાં લેઇ ગયો. શ્રીબપ્પભટ્ટિસૂરિએ કલેપનાશિની દેશના આપી. લક્ષ્મી છે તે પુરુષને ઉપકાર કરવાનું મહાસાધન છે, તેનો જે યોગ્ય ઉપયોગ નથી કરતા તેમનો પાસે તે વ્યર્થ છે. આમરાજે ગુરુપાદ માટે એકસોએક હસ્તપ્રમાણ પ્રાસાદ ગોપગિરિ ઉપર કરાવ્યો, અને તેમાં અષ્ટાદશભાર પ્રમાણ શ્રીવર્ધમાનબિંબ સ્થાપ્યું, તેની પ્રતિષ્ઠા કરી. તે ચૈત્યનો મૂલમંડપ સવા લાખ સોનૈયાનો બન્યોછે એમ વૃધ્ધો કહેછે. આમરાજા હાથીએ બેશી સર્વ સમૃધ્ધિસમેત ચૈત્યવંદના કરવા જતો તે જોઇ મિથ્યાદષ્ટિવાળાની આંખોમાં અંગારા પડતા, સમ્યક્દષ્ટિવાળાંનીમાં અમૃત પૂરાતું. એમ પ્રભાવના થઇ. પ્રાતઃ કાલે રાજા પોતાનું અનર્ઘ્ય મૂલસિંહાસન સૂરિ માટે મંડાવતો. તે જોઇ બ્રાહ્મણોએ, ક્રોધથી બળી, રાજાને વિજ્ઞપ્તિ કરી દેવ ! આતો શ્વેતાંબર છે, શૂદ્ર છે, એને સિંહાસન શાનું ? વારંવાર તેમણે એમ કહ્યાં કર્યું તેથી કંટાળીને રાજાએ મૂલસિંહાસનને ભંડારમાં મૂકાવ્યું. પ્રાતઃકાલે સૂરિએ તે જોઇ રોષથી રાજા આગળ કહ્યુઃ માન રૂપી હાથીના દર્પનું, વિનય રૂપી શરીરનો નાશ કરનારા

સર્પનું, મર્દન કરો; જેની તુલનામાં ભુવનત્રયમાં કોઇ ન હતું એવો દશમુખ પણ દર્પથી ક્ષીણ થઇ ગયો. આવું સાંભળી રાજાએ શરમાઇ જઇ મૂલ સિંહાસન પાછું મગાવ્યું, અને અપરાધની ક્ષમા માગી. એક વાર રાજાએ ગુરુને સવા કોટિસુવર્ણ આપ્યું. તેમણે નિઃસ્પૃહાપકી તે દ્રવ્ય સમૃદ્ધ શ્રાવકદ્વારા જીર્ણોદ્ધારમાં વપરાવ્યું. એકવાર શુદ્ધાંતમાં પોતાની વલ્લભાને મ્લાનવદનવાળી જોઇ રાજાએ પ્રભુ આગળ અર્ધી ગાથા કહીઃ—

અજ્જવિ સા પરિતપ્પઇ કમલમુહિ અત્તણો પમાએણ

તે સાંભળી સૂરિ બોલ્યાઃ—

પંઢમવિ વુઠ્ઠેણ તએ જીસે પચ્છાઇઅં અંગં

રાજાને પોતાના મનમાં હતી તે વાત નીકળેલી જોઇ ચમત્કાર લાગ્યો. એકવાર મિત્રાને પદેપદે મંદમંદ ચાલતી જોઇ રાજાએ ગાથાર્ધ કહ્યુંઃ—

બાલા ચંકમંતી પએ પએ કી કુણઇ મુહભંગં

તે સાંભળી સૂરિ બોલ્યાઃ—

નૂણં રમણપએસે મેહલિયા છિવઇ નહપંતિ ૧ +

આ સાંભળી રાજાને હર્ષ થયો તેમ મોઢે નિઃશ્વાસ આવ્યો કે નક્કી આમણે મારા અંતઃપુરને શોધ્યું છે. આચાર્યે તેવો આશય સહજમાં જાણી લીધો, એટલે તેમણે વિચાર કર્યો કે અહો! વિદ્યાગુણ તે પણ દોષ થઇ પડયો ! જલના કલ્લોલ અને વાનરનું ચાપલ તેમને કવચિત્ રોકી શકાય પણ રાજાના ચિત્તના ચાપલને રોકી શકાય નહિ. રાજાએ સંઘની પણ આજ્ઞા લીધા વિના, રાજદ્વાર ઉપર એક કાવ્ય લખીને સૂરિ નગર બહાર

૧ રાજાની સમસ્યાનો અર્થ એ છે કે પગલે પગલે ચાલતાં બાલા મો કેમ મચકોડે છે? સૂરિએ પાદપૂર્તિ કરી કે નિતંબદેશે જે નખક્ષત છે તેને મેખલાનો સ્પર્શ થતાંપીડા થાયછે તેથી

ચાલ્યા ગયા. તે કાવ્ય આ પ્રમાણેઃ અમે જઇએ છીએ તારૂં કલ્યાણ થાઓ, હે અમને ઉપજાવનાર ગિરિ! તું મનમાં સ્વપ્ને પણ એમ ન લાવીશ કે મારાથી ભિન્ન થતાં આ હવે ક્યાં જઇ રહેશે! તારાથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલા એવા મહા શ્રીમાન્મણિ અમે છીએ કે જેને શૃંગારપરાયણ અનેક નૃપતિઓ પોતાને માથે બેસાડશેજ. કેટલેક દિવસે ફરતા ફરતા ગૌડ દેશમાં લક્ષણાવતી નામના નગરની બહારના ઉદ્યાનમાં આવી પહોચ્યા. ત્યાં ધર્મ નામે રાજા રાજ્ય કરતો હતો, તે ગુણજ્ઞ હતો, તેની સભામાં વાક્પતિ નામે કવિરાજ હતો. તેણે સૂરિના આગમનની વાત સાંભળીને રાજાને કહી. રાજાએ ઉત્સવ પૂર્વક તેમને શહરમાં આણ્યા. શહરમાં રાજમહલની પાસેજ ગુરુ રહ્યા, રાજા તેમને નિત્ય વંદવા લાગ્યો. કવિઓ બહુ રંજિત થયા, પ્રભાવના વૃદ્ધે પામી, અને કુંદધવલયશ વિસ્તરવા લાગ્યો.

આ તરફ બપ્પભટ્ટિ જ્યારે પ્રાતઃકાલે આમરાજ પાસે નઆવ્યા, ત્યારે તેણે સર્વત્ર તપાસ કરાવી પણ કહીં જડયા નહિ. રાજા બહુ વિલક્ષ થઈ ગયો. એવામાં "અમે જઇયે છીએ" ઇત્યાદિ કાવ્ય દીઠું ને અક્ષર પણ ઓળખ્યા એટલે જરૂર મને તજીને પોતે કહીંક ગયા એમ નકકી થયું. એક વાર રાજા બહાર ફરતો હતો, ત્યાં મોટો સર્પ દીઠો, તેને મોઢેથી પકડી લુગડે ઢાંકીને પોતે ઘેર આવ્યો. કવિઓને સમસ્યા પૂછી "શસ્ત્ર, શાસ્ત્ર, કૃષિવિદ્યા, અને બીજું જે કાંઇ જેનાથી ઉપજીવિકા થતી હોય" એ સમસ્યા બધાએ પૂરી પણ રાજાને કોઇથી ચમત્કાર લાગ્યો નહિ, કેમકે એકેમાં હૃદયગત અભિપ્રાય ન આવ્યો. ત્યારે બપ્પભટ્ટિને બહુ સંભારવા લાગ્યો. એની વાણીજ હૃદયમર્મ જાણનારી છે. પછી રાજાએ નોબત વગડાવીને એમ કહેરાવ્યું કે મારા હૃદયમાં જે મર્મ છે તે અનુસારે જે કોઇ આ સમસ્યા પૂર્ણ કરશે તેને લાખ સુવર્ણટંક આપીશ. તેવામાં ગોપગિરિથી કોઇ દ્યૂતકાર ગૌડ દેશમાં ગયો હતો તેણે તે સમસ્યા બપ્પભટ્ટિ આગળ કહી, એટલે તેમણે પૂર્ણ કરી કે 'એ બધાં સારી પેઠે પકડી રાખવાં, દુર્ગ્રહ સર્પ.

ના મુખની પેઠે સજ્જડ પકડવાં" સૂરિ પરપ્રિકૃતિ ત્યાગી સિદ્ધસારસ્વત ભગવાન્ ગગનગમનશક્તિથકી તીર્થવંદન કરતા તેમને આવી સમસ્યાનો શો હીસાબ! પેલા ધૂતકારે પૂર્તિનાં બે પાદ જઈને ગોપગિરિમાં આમરાજાને કહ્યાં. રાજાએ કહ્યું અહો શો સુઘટિત અર્થ છે!ને પૂછ્યું કે કોણે આ પૂર્તિ કરી ? ધૂતકારે કહ્યું લક્ષણાવતીમાં બપ્પભટ્ટિ સૂરિએ પૂર્તિ કરી. એ સાંભળી તેને ઉચિતદાન આપી વિદાય કર્યો.

એક વાર રાજા નગર બહાર ફરતો હતો ત્યાં વડના વૃક્ષ નીચે એક મુવેલો મુસાફર તેની નજરે પડયો. શાખાએ એક કરપત્ર+ટાંપે સુતું લટકતું હતું. ને એક પથરા ઉપર ગાથાર્ધ લખેલો હતો:—

તઇયા મહ નિગ્ગમણે પિયાઇ થોરંસુ પહિજં રુણ્ણં

તે સમસ્યા પણ રાજાએ કવિઓને કહી પણ કોઇએ બરાબર પૂરાઇ નહિ. રાજાએ વિચાર કર્યો: વેશ્યાની પેઠે વિદ્યાનું મુખ કોણે કોણે સુંઘ્યું નથી ? પણ તેના હૃદયને જેમણે પકડેલું એવા તો બે ત્રણ હોય કે ન હોય ! ખરે ખરો હૃદયગ્રાહી તો મારો મિત્ર એ સૂરિવરજ છે. એ સમસ્યા રાજાએ તેમની પાસે મોકલાવી તો તેમણે તુરત પૂર્ણ કરી આપી:—

કરયત્તય બિંદુ અતિ વડણેણ તંમઇ સંભરિઅં

આ પૂર્તિ ધૂતકાર પાસેથી સાંભળતાંજ મહાહર્ષ પામી રાજાએ સૂરિને તેડી લાવવા પંડિત એવા સચિવોને મોકલ્યા, તથા ઉપાલંભ-સમેત વિજ્ઞાપના કહાવી. તેમણે જઇ સૂરિને ઓળખી વંદના કરી ને રાજાની વિજ્ઞપ્તિ કહી: ગંગા ગાંગેયને, ધુરતીકપોલસ્થલગતમુક્તા શુક્તિ×ને, કોટીરાકમણિ@મૂલ પોતાને ઉત્પન્ન કરનારને, સંભારતાં

---

+ કરપત

× છીપને

@ ડીપને

નથી માટે એમજ માનુંછું કે બધું વિશ્વ પોત પોતાના સુખનીજ દરકાર કરેછે, ને કેવલ સ્નેહરહિતજ છે. વળીઃ—

છાયા કારણિ સિરિ ધરિય પછવિ ભૂમિ પડતિં
પત્તહંઇ ઉંહુ પત્ત નાણું કંતરુ આઇ કરંતિ.

સચિવોએ પણ કહ્યું સ્વામિન! આમરાજ શુધ્ધ સ્નેહથી વિજ્ઞાપના કરેછે કે શીઘ્ર પધારીને આ દાસને વચનલીલામાં મગ્ન કરવો જોઇએ. આપના વાક્યરસલુબ્ધ એવા અમને બીજા કવિઓની વાણી રુચતી નથી; કવિની કથામાં જેને રસ પડયો છે તેમને અન્ય કથામાં રસ આવતો નથી, ગ્રચિપર્ણને[1] ખાનારા કસ્તૂરિમૃગો કોઇ વાર પણ તૃણ ખાતા નથી. એવુ સાંભળીને સૂરિએ સચિવોને એક પત્ર આપી કહ્યું કે શ્રીઆમ સાક્ષાત્ બૃહસ્પતિ જેવો છે તેને કહેજો કે તારે જો અમારું કામ હોય તો ધર્મરાજાની સભામાં આવીને તેમની રજા લેઇ મને તેડી જા એવીજ મારી પ્રતિજ્ઞા ધર્મરાજા સાથે થયેલીછે કે તમારી સમક્ષ આવીને મને તેડી જશે તે સિવાય હું જવાનો નથી; સત્યવાદી અને શિષ્ટ લોકે પ્રતિજ્ઞાનો ભંગ કરવો સારો નહિ. તે ઉપરથી મંત્રીઓ કન્યકુબ્જરાજ પાસે આવ્યા, ને સૂરિની સર્વ વાત કહી, તેમણે પત્ર આપ્યું. તેમા લખ્યુ હતુ કે.—

વિંઝેણ વિના વિ ગયા નરિંદભવણ સહુંતી ગારવિઆ;
વિઝઓ ન હોઇ વંઝો ગએહિ બહુએહી વિગએહીં.
માણસ રહી એહિ સુહાઇં જહય ન લબ્ભતિ રાયહંસેહિ
તહતસ્સ વિ તેહિવિણ્ણા તીરુછટા ન સોહંતી
પરિમેસિ અહં સઉલં પિ મણાસં ન સંદેહે!
અજ રછવિજરછ ગયા હંસા વિવધા ન ભાણું
હંસા જહિં ગય તહિ જિ ગય મહિમંડણા હવંતિ
એ અઉ તહં મહાસરહં જેહિ સિંહિ મુચ્ચંતિ.

---

[1] વૃક્ષવિશેષ

મલઉસ ય દણુપ્પિયઇ સુહહીરંત ચંદણુ દુમોહો
મલયઈ વિહુમલયા ઉ ચંદણ જાયઈ મહગ્ઘ.
અગ્ઘાયંતિ મહુઅરા વિમુક્ક કમલાયરા વિ મયરંદં
કમલાયરો વિ દિટ્ઠો સુઉવ કિં મહુઅર વિહીણો
ઇકેણ કુત્થુહેણં વિણા વિરયણા ય રુચ્ચિય સમુદ્દા
કુત્થુ હ રયણં પિ ઉરે જસ્સવિ ઉસો વિહુ મહગ્ઘો
પઇં મુક્કાણ વિ તરૂવર ફિટ્ટઇ તત્તાણં ન પત્તાણં
તુહ પુણ છાયા જઇ હોઇ કહ વિ તા તેહિ પત્તેહિ
જે કે વિ પહૂ મહિમંડલં મિતે ઉછુ દંડ સારિછા
સરસા જ ડાણુ મઝ્ઝે એ વિ રસા પત્તેસુ દીસંતિ
મ પઇ પહુણો પહુણો પહુત્તણં કિચ્ચિરંતણ પહૂણં
દોસ ગુણા ગુણ દોસા એહિ કયા ન હુ કયા તેહી.

આ વાંચીને રાજા અતિ ઉત્કંઠાપૂર્વક, સારા સારા કેટલાક પુરુષે ને લેઇ ચાલ્યો; જતાં ગોદાવરી તીરે એક ગામમાં આવ્યો; ત્યાં દેવમંદિરમાં ઉતારો કર્યો. દેવકુલાધિષ્ઠાત્રી વ્યંતરી સૌભાગ્યથી મોહિત થઇ ગઇ. ભરતને જેમ ગંગા તેમ તે તેને મળી. પ્રભાતે વાહને ચઢી એ દેવીની આજ્ઞા લેઇ, પ્રભુ પાસે આવ્યો. ગાથાર્ધ બોલ્યો:—

વિમ્હ્મુમરિઝઝઇ, કોને હો હોઈ એક રાઈએ
સૂરિએ કહ્યું:—

ગોદાનઈ એ તીરે સુનઉ હેજં સિવી મમિઙ

એમ કહી ઉભયે અન્યોન્યને મારી પેઠે ભેટ્યા. પછી આમ બોલ્યો. આજ મારી પ્રીતિ સફલ થઈ) જન્મ સફલ થયો, આજ કૃતમાત્ર સફલ થયાં. રાત્રીએ મધુમધુર ઇષ્ટ ગોષ્ઠી ચાલી. પછી પ્રભાતે સૂરિ ધર્મનૃપસ્થાનમાં ગયા. આમ રાજા પણ પોતાના પ્રધાનપુરુષો સમેત સ્થગીધર થઇને આવ્યો. સૂરિએ ધર્મને આમરાજાના પ્રધાનપુરુષો બતાવ્યા કે આ આમનૃપના માણસો મને તેડવા આવ્યાછે. ધર્મ-

રાજે પેલા પુરુષોને પૂછયું કે આમપ્રધાનપુરુષો ! તમારો સ્વામી કેવે રૂપે છે? તેમણે કહ્યું જેવો આ સ્થગીધર છે તેવો. આમને હાથમાં બીજોરૂં આપીને આણ્યો હતો એટલે સૂરિએ પૂછયું કે સ્થગીધર તારા હાથમાં આ શું છે? સ્થગીધરવેષવાળાએ કહ્યું " બીજઉરા " ક્ષણવારમાં વાત કરતે કરતે સૂરિએ વાતમાં સૂક્ત ઉતાર્યુઃ—

તત્તી સીયલીમલા વા કે હા ધાણ ઉત્તાવલી પિયમંદ સિણેહા
વિરહિંમાણુસ જો મરઇ ત સુકવણુ ન હોગકણિપવિત્તડી
જાણુ જાણઇ દોરા.

ઇત્યાદિ ગોષ્ઠી ચાલતી હતી તેવામાં આમરાજ ધીમેથી સભામાંથી નીકળીને પુર બહાર રાખેલાં વાહને ચઢી કેટલીક ભૂમિ કાપી ગયો. અહીંઆં સૂરિએ વિલંબ કરાવવા માટે બે પ્રહર સુધી કાંઇ કથા વાર્તા ચલાવી. એવો કોઇ રસ જામ્યો કે જે રંભાતિલોત્તમાદિને જોવાથી પણ ન થાય. આમરાજા પોતાનું અમૂલ્ય કંકણ ઘરેણે મૂકીને વેશ્યાના ઘરમાં રહ્યો હતો. તે લક્ષણાવતીપતિની વારાંગના હતી એક કંકણ રાજદ્વારે મૂકીને તે ગયો હતો. બપોર થયા તે પછી રાજા આગળ બપ્પભટ્ટિએ કહ્યું દેવ ! આમરાજા પાસે અમે જઇશું, આજ્ઞા આપો. ધર્મરાજે કહ્યું અહો ભગવાનની વાણી પણ વ્યર્થ થાયછે ! આપે કહ્યું હતું. કે તમારી સમક્ષ આવીને આમરાજા મને નિમંત્રણ કરશે તોજ હું જઇશ, નહિ તો નહિ જાઉં, તેશું આપ વીસરી ગયા? આપને શું બે જિવ્હા છે ? આચાર્યે કહ્યું ધર્મદેવ ! મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. રાજાએ કહ્યું શી રીતે ? સૂરિએ કહ્યું આમરાજ પોતે અત્ર આવ્યો હતો, તમે ઓળખ્યો નહિ. રાજા કહે કે કેમ જાણીએ? સૂરિએ કહ્યું તમે પૂછયું " તમારો સ્વામી કેવે રૂપે છે " ત્યારે પ્રધાનોએ કહ્યું કે સ્થગીધરરૂપે છે; તેમજ બીજઉરા એ શબ્દ ઉપર પણ વિચાર કરો, દોરા શબ્દ જે મેં કહ્યો હતો તે પણ જુઓ. માટે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. એટલામાં કોઇ કે રાજદ્વાર આગળથી આમનું કંકણ લાવીને ધર્મના હાથમાં મૂકયું. તે ઉપર આમનું નામ હતું. બીજું કંક-

ણુ વેશ્યાએ આપ્યું. તે જોઇ પોતાનું સર્વસ્વ નષ્ટ થયું હોય એ શોક ધર્મને થયો કે મને ધિક છે, શત્રુને ઘેર આવ્યા છતાં મેં અર્થ ન કર્યું. ધર્મે સૂરિને રજા આપી. તે, કહીંક રહેલા આમની સાથે ગય રસ્તે જતાં કોઇ પુલિંદને આમે જલાશયમાંથી બકરાની પેઠે મોઢે પા ણી પીતો દીઠો અને કહ્યું:—

પસુ જેમ પુલિંદઉ પોપિયઇ પંથિઅ કવણિણ કારણિએ સૂરિએ કહ્યું:—

કરવે વિ કરંબિઅ કઝઝ લિણ મુદ્દહ અ સુનિવારણિએ.

રાજાએ ખાતરી કરવા તેને પાસે બોલાવી પૂછ્યું. તેણે કહ્યું સૂરિની વાત ખરી છે, એમ કહી હાથ બતાવ્યા. તેથી રાજા બહુ પ્રસન્ન થયો. આ તો સર્વ સારસ્વતવિલસિત છે એમ બોલ્યો. શીઘ્ર તે ગોપાલગિરિ પહોચ્યા પતાકા તોરણ મચ પ્રતિમાદિ વૈભવમાં કેટલાએક દિવસ ચાલી ગયા. તેવામાં શ્રીસિદ્ધસેનસૂરિ બહુ વૃદ્ધ થયા હતા એટલે તેમને અનશન લેવાનો વિચાર હતો, તેથી તેમણે બપ્પભટ્ટિને તેડવા બે મુનિએક ગાથાસમેત મોકલ્યા. તેમણે આવી ગુરુનું પત્ર બતાવ્યું. તેમાં લખ્યું હતું કે તને અધ્યયન કરાવ્યું, પદવીએ ચઢાવ્યો, તેના બદલામાં કાંઈ પણ કર. મને ઉપવાસરૂપ રથમાં બેસાડી સ્વર્ગધામમાં પહોચાડ. તે વાચતાંજ આમરાજની આજ્ઞા લઈ મોઢેરામાં શ્રીબ્રહ્મશાંતિસ્થાપિત જિનમંદિરમાં આવ્યો; ગુરુને વંદના કરી, ગુરુ પણ તેને સારી પેઠે ભેટ્યા, ને બોલ્યા કે વત્સ! મને બહુ ઉત્કંઠા હતી, તારૂં મુખકમલ પણ હું વિસરી ગયો હતો, તું રાજા સાથે ગયો તેથી મને બહુ દુઃખ થયું, સાધના કરાવ, અને અનૃણી થા. પછી સૂરિએ અંત્ય આરાધનાદિ, શરણગમન, દુષ્કૃતગર્હા, સુકૃતાનુમોદન, તીર્થમાલા ચંદનાવિધિથકી કરી. ગુરુ સ્વર્ગે ગયા. શોક થયો, ને ગયો. પછી બપ્પભટ્ટિ શ્રી ગોવિંદસૂરિ તથા શ્રીનન્નસૂરિને ગચ્છભાર સોંપી આમરાજ પાસે પાછા ગયા. ત્યાં પ્રથમની પેઠેજ સમસ્યાપૂર્તિ આદિ ગોષ્ઠી ચાલવા લાગી.

એકવાર સૂરિ નૃપસભામાં પુસ્તકાક્ષરમાં નજર ધાલીને બેઠા હતા, તેવામાં એક નર્તકી ત્યાં નૃત્ય કરવા લાગી. તેનું રૂપ અપ્સરાને પણ લજ્જા પમાડે તેવું હતું સૂરિએ, આંખે ઝાંખ આવી તે નિવારણ કરવા માટે તેનાં વસ્ત્ર જે નીલ હતાં ને તેની કંચુકિ જે નીલવર્ણી હતી તે તરફ નજર નાખી. આમરાજે તે જોઈ મનમાં કહ્યું:—

સિદ્ધં નતત્ત પારંગયાએ જોગિએ જોગજુત્તાણં

જઈ તાણં પિમય છી મણમ્મિ ના તચ્ચિઅમાણં

આમે રાત્રીએ તે નર્તકીને સૂરિના રેઠાણમાં મોકલી, તેણે સૂરિના પગ દાબવા માંડયા. તેણે કરસ્પર્શ ઊપરથી સ્ત્રી ઓળખીને કહ્યું કે તું કોણ છે ? શા માટે અહીં આવી છે? અમારા જેવા બ્રહ્મચર્યમાં દઢ થયેલા આગળ તારો શો અવકાશ છે ? ગમે તેવી વાત્યા ૧ થી મેરુ ડગતો નથી. ત્યારે પેલીએ કહ્યું આપને ઉપદેશ કરવા આવીછું. રાજ્યનો સાર વસુધા છે, વસુધાનો સાર નગર છે, નગરનો સાર પ્રાસાદ છે, પ્રસાદનો સાર પલંગ છે, ને પલંગનો સાર નારી છે. વળી પ્રિયાદર્શનજ હો, અન્યદર્શનોનું કાંઈ પ્રયોજન નથી, કેમકે એ થકીજ સરાગ છતાં પણ ચિત્ત નિર્વાણ પામેછે, શ્રી આમે મને મોકલી છે, હું આપની પ્રાણવલ્લભા છું, આપની સેવા કરવા આવી છું. ત્યારે સૂરીંદ્રે કહ્યું જ્ઞાનદૃષ્ટિથી જેણે દ્રષ્ટવ્યમાત્ર દીઠું છે એવા અમને તું મોહ પમાડી શકવાની નથી. મલમૂત્રાદિનાં પાત્ર એવાં મૃગાક્ષીનાં ગાત્ર તે ઉપર કયો બુદ્ધિમાન્ રતિ કરે એમ છે? પેલીને પણ ખાતરી થઇ કે સૂરિ નિર્વિકાર છે, એટલે રાજા પાસે પાછી ગઇ. રાજાએ પૂછ્યું કે રાત્રીએ શો વૃત્તાંત બન્યો? પેલી સ્ત્રીએ યથાર્થ વૃત્તાંત કહ્યો કે તમારા ગુરુ પાષાણના બનેલા હોય તેવા દઢ, નવનીતનોજ લોચ્યો હોય તેવા શાન્ત છે, બીજા લોક તુચ્છ છે; જેટલા કૂડકપટ પ્રપંચ હાવભાવ કટાક્ષ ભ્રૂવિક્ષેપ ચુંબન નખક્ષત દંતક્ષત આદિ વિલાસ આખા જન્મારામાં હું શીખી હોઇશ તે બધાનો પ્રયોગ મેં કરી જોયો, પણ તલના ત્રીજા ભાગ જેટલું પણ તેમનું મન ડગ્યું નહિ; બલાત્કારાદિ ભીતિ બતાવી, દા-

૧ પવનનું તોફાન.

નાદિ પ્રપંચ કર્યો, તો પણ ક્ષોભ પામ્યા નહિ; તેથી હું જાણું : એ કોઇ મહાવજ્રમય છે, દેવકન્યાથી, વિદ્યાધરીથી, નાગાંગ કોઇથી ચલે તેવા નથી, તો માનુષીની તો શી વાત ? આ પ્રકારે રિનાં સ્થૈર્ય ધર્મ આદિ સાંભળી રાજાને પરમ આનંદ થયો, ને અંગે વિસ્મયાનંદથી રોમાંચ થઇ આવ્યો. ગુરુને ધ્યાનથી પ્રત્યક્ષ રી બોલ્યો તમારાં વાક્ય ઉપર વારી જાઉં, તમારી દૃષ્ટિનાં ઓવાર લેઉં, હે મારા હૃદય ! સૌહાર્દથી હૃદ્ય એવા તમને એમ બલિ આ પ્રભાતે ગુરુ આવ્યા; રાજા શરમાઇ ગયો, કશું બોલ્યો નહિ. ( સૂરિએ કહ્યું રાજા લાજ પામીશ નહિ, મહર્ષિનાં દૂષણ ભૂષણનો શો કરવો એ રાજાનું કામ છે, એટલે તે દોષ નથી. રાજાએ કહ્યું ગઇ તનું સ્મરણ કરશો નહિ, આપ બ્રહ્મરૂપ છો તેમના આગળ હાથ જ કરી માન અને આશ્ચર્યથી કહું છું:તરલ અને આયત+ લોચનવાળ તારુણ્યના દર્પથી પરિપૂર્ણ ઘન પયોધરવાળી, ક્ષામ ઉદર ઉપ વળેલી ત્રિવલીની શોભાવાળી, સ્ત્રીઓની આકૃતિ જોઈ જેમના મન વિકૃતિ થતી નથી તેમને ધન્ય છે. એમ કહી સાષ્ટાંગદંડવત્ નમ સ્કાર કર્યા.

એક વાર રાજમાર્ગે રાજા જતો હતો તેવામાં કોઈ હલ ખેડનારા ની સ્ત્રી એરંડાનાં પત્ર વીણતી ઘરની પાછળ જોઈ, ને ગાથાર્ધ બોલ્યો:—

વઇ વિવર નિગ્ગય દલો એરંડો સાહ઼ ઈવ તરૂણીયં

સૂરિના આગળ આવું કહ્યું એટલે બોલ્યા:—

ઇત્થ ઘરે હલિઅ વહૂ ઈહિદ્દમત્તત્થણી વસઈ.

રાજાને વિસ્મય થયો, અહો સારસ્વત પ્રભાવ !

એક વખતે સાયંકાલે કોઈ પ્રોષિતભર્તૃકાને, પાંકી ડોકે, હાથમાં દીપ

+ તરલ એટલે ચચલ, આયત એટલે વિશાલ.

ઈ વાસભવન તરફ જતી જોઇને ગાથાર્ધ પોતે બોલ્યોઃ—

દિઠ્ઠઈ વંક ગ્રીવા દ્દીવ ઉપ હિય જાયાએ

તે સૂરિ આગળ કહ્યું એટલે સૂરિએ પૂર્વાર્ધ કહ્યુંઃ—

પિય સંભારણ પલ્લટ્ટંત અંસુધારાસ્મિ વાયલીયાએ

એમ સૂરિ અને રાજા સુખે ધર્મપરાયણ રહી કાલ ગાલતા હતા.

એક વાર ધર્મરાજાએ આમરાજા આગળ દૂત મોકલ્યો, તેણે આવીને કહ્યું હે રાજન્! તમારી વિચક્ષણતાથી ધર્મરાજ બહુ સંતોષ પામ્યા છે, ને કહેવરાવે છે કે આપે અમને છેતર્યા કેમકે આપ અમારે ઘેર આવ્યા ને અમારીથી થોડો ઘણો કશો સત્કાર નીપજ્યો નહિ. હવે સાંભળો. અમારા રાજમાં વર્ધનકુંજર નામે મહાવાદી બૌદ્ધ-દર્શનાનુ ગામી આવેલો છે. તેવાદ માગે છે. આપના રાજમાં જે કોઈ વાદી હોય તેને લાવો. અમારે ને આપને ચિરકાલથી વૈર છે, તેનો નીકાલ એમ કરવો કે એ બે વાદીમાંથી જે વાદી જીતે તેનો રાજા સામાવાળાનું રાજ લેઈ લે. અમારો વાદી જીતે તો તમારૂં રાજ અમારે લેવું, તમારો વાદી જીતે તો અમારૂં રાજ તમારે લેવું. આજ આપણી શરત, અને માત્ર વાગ્યુદ્ધ કરવું, માણસોના માણ લેવરાવ-વામાં શો માલ! આમરાજે કહ્યું હે દૂત! જે કહે છે તે ધર્મરાજે પોતે કહાવ્યું છે કે તું માત્ર તારા મુખથીજ લવે છે? તમારા રાજા વાદમાં હું જય પામું તો મને જો સપ્તાંગ રાજ્ય આપે એ વાત સત્ય હોય તો અમે વાદીને લઇને આવીએ. દૂતે કહ્યું કારણવશાત્ યુધિષ્ઠિરે પણ દ્રોણપર્વમાં અસત્ય ભાષણ કર્યું છે, પણ મારા પ્રભુ તો કારણવશાત્ પણ મિથ્યા નથી બોલતા. આમ દૂતને રજા આપી ઠરાવેલે દિવસે બપ્પભટ્ટિને લેઇને આમરાજા અર્ધ માર્ગે ગયો. ધર્મ-રાજા પણ વર્ધનકુંજરને લેઈ ત્યાં આવ્યો. પરમાર વંશના નરેંદ્ર મહા-કવિ વાક્પતિ જે પોતાના સેવક હતા તેમને સાથે રાખી ઉચિત સ્થાને સભા કરી. પેલા બે વાદિપ્રતિવાદીએ પક્ષપ્રતિપક્ષ ગ્રહણ કરીને વાદ આરંભ્યો. સભ્યોને બહુ કૌતુક થયું. બન્ને અસાધારણ બુદ્ધિ-

વાળા પંડિત જાણ્યા. છ માસ થઈ ગયા પણ કોઇ હાર્યું નહિ. આમરાજે સાયંકાલે સૂરિને કહ્યું રાજકાર્યમાં બાધ આવે છે, માટે હવે આનો જયપરાજય કરી સમાપ્તિ કરો. સૂરિએ કહ્યું, પ્રાતઃકાલે નિગ્રહ કરીશ, કાંઈ પણ ભ્રાંતિ રાખશો નહિ. રાત્રિએ સૂરીશ્વરે મંત્રશક્તિથી મંડલ રચી, મણિમુક્તાહાર, કુંડલ, દિવ્યાંગરાગવસન દિવ્ય કુસુમસુગંધ, ઈત્યાદિથકી શોભીતી ભારતીને સાક્ષાત્ બોલાવી ચતુર્દશ કાવ્યથી સ્તુતિ કરી. તે બોલી વત્સ! શા માટે મારૂં સ્મરણ કર્યું છે? સૂરિએ કહ્યું વાદ કરતાં છ માસ થઇ ગયા હવે કાંઈ એવું કરો કે જેથી પ્રતિવાદી નિરુત્તર થાય. દેવીએ કહ્યું, એણે મને સાતભવ સુધી આરાધી છે, ને આ ભવમાં મેં એને અક્ષયવચનગુટિકા આપી છે, એટલે એનો પરાજય થવાનો નથી. સૂરિએ કહ્યું, હે દેવિ! તમે શું જૈનશાસનવિરોધિની થશો? કે મને જયશ્રી આપતાં નથી. ભારતીએ કહ્યું વત્સ! જયોપાય કહું છું. તારે કાલે પ્રાતઃકાલે વાદારંભે સર્વને મુખશૌચ કરાવવું, કોગળા કરતાં એના મોમાંથી મારી ઈચ્છાએ ગુટિકા નીકળી પડશે, તે પછી તારો જય થશે. તને બીજું એટલું કહું છું કે આ જે ચતુર્દશ કાવ્ય તેં કહ્યાં તે કોઈના આગળ પ્રકાશ કરવાં નહિ, કેમકે તેનું પઠન કર્યાથી મારે અવશ્ય પ્રત્યક્ષ થવું પડે છે. હું કેટલાંક આગળ પ્રત્યક્ષ થાઉં ? કેટલો કલેશ કરૂં! એમ કહી દેવી અંતર્ધાન થઇ ગઈ. સૂરિએ રાત્રીએ પોતાના એક આપ્ત શિષ્યને વાક્પતિ પાસે મોકલ્યોને કહાવ્યું કે તમે વિદ્યાનિધિ છો લક્ષણાવતી પુરીમાં આપનો અમારે પરિચય થયો છે; તે વેળા આપે કહ્યું હતું કે તમે નિરીચ્છછો * એટલે શા પ્રકારે ભક્તિ દર્શાવીએ? તે વખત મેં કહ્યું હતું કે અવસરે કહીશું, આપે તે સ્વીકાર્યું હતું, તો એ અવસર હવે આવ્યો છે. વાક્પતિએ શિષ્યને પૂછ્યું, શી આજ્ઞા સૂરિ કરેછે? હું તે કરવા તત્પર છું. શિષ્યે કહ્યું રાજન્! ગુરુ એમ આજ્ઞા કરેછે કે પ્રાતઃકાલે ધર્મરાજ અને આમરાજ સભામાં બેઠા હોય તે સમયે તમારે કહેવું કે વદનશૌચ કર્યા વિના ભારતી પ્રસન્ન થતી નથી માટે

* ઈચ્છાથી રહિત.

વાદિપતિવાદી, સભ્ય સભેશ, સર્વે શૌચ કરો. એટલું કરાવશો એટલે આપનો બધો સ્નેહ કૃતાર્થ થયો માનીશું. વાક્પતિએ તે અંગીકાર કર્યું, શિષ્યે ગુરુ પાસે જઇને તે વાર્તા નિવેદન કરી, તેથી ગુરુ પણ બહુ પ્રસન્ન થયા. પ્રાત:કાલે ભગવાન્ સહસ્રરશ્મિનો ઉદય થતાં પૂર્વ-દિશાનું મુખ લાક્ષાલિપ્ત થયું, તેવે રાજા સભામાં આવ્યો. વાક્પતિએ સર્વને વદનશૌચ કરાવ્યું. બૌધવાદીદ્રે પણ કર્યું એટલે તેના મુખકમલમાંથી પેલી ગુટિકા નીકળી પડી, તેવીજ બપ્પભદ્દિના શિષ્યોએ લેઈ લીધી, ને બીજાં માણસોએ તેને વેગળી કરી નાખી. ગુટિકા સૂરીંદ્ર પાસે ગઈ. બૌદ્ધ ગુટિકાહીન થઇ ગયો. દિવ્યશક્તિ-મુક્ત એવા તેને, અર્જુને કર્ણને હણ્યો તે પ્રમાણે સૂરીંદ્રે વાણીરૂપી બાણથી હણ્યો. તે નિરુત્તર થઇ ગયો. રાહુએ ગ્રસાયલાચંદ્ર જેવો, હિમથી બળી ગયેલા છોડ જેવો તે બહુ નિસ્તેજ થઇ ગયો. પછી બપ્પભટ્ટિનું વાદિકુંજરકેશરી એવું બિરુદ પોતાના તેમ પારકા સર્વેએ આપ્યું. ધર્મરાજે સપ્તાંગ રાજ્ય આમને સ્વાધીન કર્યું. કહેલુંજ છે કે ધર્મથી રાજ્ય મળેછે; એમાં ચર્ચાનો અવકાશજ ક્યાં છે ? સૂરિએ આમને કહ્યું રાજન્ ! ધર્મને રાજ્ય પાછું આપ, એવું મહાદાન તને બહુ શોભા આપશે. પૂર્વે શ્રીરામે વનવાસમાં રહે રહે પણ સુગ્રીવ અને વિભીષણને રાજ્ય આપ્યાં એમ મ્હોટા રાજાઓની પરંપરા છે, તો આ યુગનો તું રામ છે. આવું સાંભળતાની સાથેજ ગાંભીર્ય ઔદાર્ય આદિ ગુણધામ એવા આમરાજે ધર્મને રાજ્ય પાછું આપી દીધું. સો મત્તગજેંદ્ર, સહસ્ર તુરંગ, સહસ્ર પાદાતિ, શતવાહિન, એટલું આપ્યું. પોત પોતાને સ્થાને ગયા. સૂરિ તથા આમ, યશથકી સપ્ત ભુવનને ધવલ કરતા, ગોપગિરિ પહોચ્યા ને મહાવીરને નમ્યા. તે સમયે સૂરિએ વીરની સ્તુતિ રચી. " शांतोवेषःशमसुखफला " ઇત્યાદિ એકાદશ કાવ્ય હજુ પણ સંઘમાં ભણાયછે. પ્રભુને નમન કર્યું, ને બહુ સંતોષ હર્ષ પ્રદર્શિત કર્યો. રવિનો ઉદયજ શ્લાઘ્ય છે, બીજા ઉદય કશા કામના નથી, કેમકે તેના ઉદય આગળ તો અંધકાર નથી રહેતું તેમ અન્ય તેજ પણ નથી રહેતું.

એમ કાલ જતાં સ્વપરસમયસૂક્તનો બોધ કરી પ્રભુએ રાજાને મદ્યમાંસાદિ સપ્ત વ્યસનનો નિયમ કરાવ્યો, અને તેને સમ્યક્ત્વમૂલ જે એકાદશ વ્રત તે આપી શ્રાવક બનાવ્યો. બારમું જે અતિથિસંવિભાગરૂપવ્રત તે રાજાને નિષિદ્ધ છે એમ સિદ્ધાંતમાં કહ્યું છે.

એક વાર લક્ષણાવતીમાં ગૌડ બૌદ્ધવર્ધનકુંજરે ધર્મરાજાને ગદ્ગદ કંઠે કહ્યુ કે મને બપ્પભટ્ટિએ જે જીત્યો તેમાં મારો દોષ નથી. બપ્પભટ્ટિ સાક્ષાત્ નરરૂપ સરસ્વતી છે, પ્રજ્ઞામય પિંડ છે, સરસ્વતીપુત્ર છે, એનો મને ક્ષોભ નથી, પણ ક્ષોભ એટલોછે કે આપના ભૃત્ય છતાં પણ વાક્પતિરાજે સૂરિ સાથે મળી જઇને, મારા મુખમાંથી શોચની યુક્તિદ્વારા ગુટિકા કાઢી નખાવી. એમ કહી બહુ પોક મૂકીને રોગો. રાજાએ તેની આશ્વાસના કરીને કહ્યું કે શુ કરીએ ? એ અમારો જૂનો સેવક છે, અનેક સમરાંગણમાં જય પ્રાપ્ત કરી પ્રતિષ્ઠા મેળવેલો છે, પ્રબંધકર્તા કવિ છે, એટલે હવે તેનો પરાભવ કરવો યોગ્ય નથી, એનો આટલો દોષ માફ કરવા જેવો છે. એમ કહ્યુ ત્યારે બૌદ્ધવાદી મૌન રહ્યો. થોડેક દિવસે યશોધર્મ નામના સમીપદેશના બલવાન્ રાજાએ લક્ષણાવતીનાં આવી રણસંગ્રામમાં ધર્મરાજને હણ્યો, ને રાજ્ય લઇ લીધું. વાક્પતિ પણ કેદ પકડાયો. તેણે કારાગ્રહમાં પડ્યે પડ્યે ગાડવધ નામનું પ્રાકૃત મહાકાવ્ય રચીને યશોધર્મને બતાવ્યું. તે ગુણજ્ઞ રાજાએ એ ઉપરથી તેને સત્કારપૂર્વક કારાગૃહથી મુક્ત કર્યો, ને ક્ષમા આપી. વિદ્વાનની સર્વત્ર પૂજા થાય છે. વાક્પતિ બપ્પભટ્ટિ પાસે ગયો તેમને પૂર્વથીજ મૈત્રી હતી, તે હવે વધારે ગાઢ થઇ પાચ સહસ્ર શું ? લક્ષ શું ? કોટિપણ શુ ? ઔદાર્યોન્નત મનવાળાને રત્નપૂર્ણ વસુમતી + પણ શું ?

એક વખત આમરાજે પ્રભુને પૂછ્યુ. આપ તપોવિદ્યાદિથી લોકમાં પરમયશ પામેલા છો, તો હું એમ પુછુ છું કે આપની કોઇ પણ

+ પૃથ્વી

તુલ્યતાને પહોચે તેવો કોઈ હશે ? બપ્પભટ્ટિએ કહ્યું અવનિપને ! મારા ગુરુભાઈ ગોવિંદાચાર્ય નન્નસૂરિ એ બે સર્વ ગુણે કરી મારાથી પણ અધિક છે, ને ગૂર્જરભૂમિમાં મોઢેરામાં રહે છે. ગુણલુબ્ધ એવો આમ થોડાંક માણસ લેઈ ત્યાં ગયો. તે સમયે નન્નસૂરિ વ્યાખ્યાનપ્રસંગે વાત્સ્યાયનોક્ત કામાંગભાવનું વર્ણન કરતા હતા. રાજાને તે સાંભળીને બહુ અરુચિ પેદા થઈ; અહો આમે કામી છતાં આવા ભાવ સમજતા નથી, અને આ તે બરાબર જાણે છે, માટે અવશ્ય નિત્ય સ્ત્રીસંગમાં આસક્ત હોવો જોઈએ એમ વિચારી પ્રણામ કર્યા વિનાજ ઉઠયો, અને તુરત ગોપગિરિ ચાલ્યો ગયો. રાજા બહુ દિવસે આવ્યો એમ જાણી ગુરુ મળવા આવ્યા, તો રાજાને નિરાદર દીઠો. વંદના પણ રાજા કરે નહિ. એમ ઘણા દિવસ ગયા ત્યારે ગુરુએ એક વાર પૂછયું રાજા ! પૂર્વે હતી તેવી તારી ભક્તિ હવે નથી, એવો અમારો શો દોષ છે ? રાજાએ કહ્યું સૂરિ થઈને તમારા જેવા પણ કુપાત્રની શ્લાઘા કરે ત્યારે પછી શું રહ્યું ! સૂરિએ પૂછયું એ શી રીતે ? આમે કહ્યુ આપે આપના જે ગુરુભાઇની સ્તુતિ કરી તેમાંના એક નન્નસૂરિને મે જોયા. તે શૃંગારકથાલંપટ હોઇ તપોહીન છે, લોહપ્રસ્તર જેવો તે ડુબશે ને ડુબાવશે. માટે એ કાંઈ નહિ. સૂરિનું મુખ મલિન થઈ ગયું, ને પોતે પોતાના મુકામમાં ચાલ્યા ગયા. ત્યાં જઈ બે સાધુને તેમણે મોઢેરા તરફ મોકલ્યા, ને કહાવ્યુ કે આમ તમને પ્રણામ પણ કર્યા વિના પાછો આવ્યો છે, ને વળી તમારી નિંદા કરે છે, માટે એવુ કાંઇ કરો કે આપના પ્રતિ તેમ બીજા શ્રમણો પ્રતિ પણ અવજ્ઞા ન રાખે. આવો સર્વ વૃત્તાંત જાણી તેમણે બંનેએ ગુટિકાથકી વેષ બદલી નાખ્યો, ને નટનો વેષ ધારણ કરી, તે ગોપગિરિ આવ્યા. શ્રી ઋષભધ્વજનું ચરિત્ર તેમણે નાટકરૂપે રચ્યું. રાજા પાસે આવીને નાટક ભજવવા રજા માગી. રજા આપવા ઉપરથી રસભાવાદિ જાણતી સભા આગળ નાટકનો આરંભ કર્યો. ભરત અને બાહુબલિના સમરના અવસર આવ્યો તે વેલે વ્યૂહરચના, શસ્ત્ર ઝળકાર વીરવહીના ભટપ્રોવાહ્ય આદિ અભિનયદ્વારા

देखावा मांडयां. ते वेळे रमनी धारा छूटी रही. ते वखते आम तथा तेना सुभटो कालिंदीप्रवाह जेवी श्याम अने दीर्घ तरवारो खेंची उभा थया ने मारो, मारो, करता तूटी पडया. एटले नन्नसूरि तथा गोविंदाचार्ये पोतानुं रूप प्रगट करी कह्युं अरे ! राजन् ! अरे सुभटो ! सांभळो, सांभळो, आ तो कथायुक्त छे, साक्षात् नथी, संभ्रम न करो. आवुं सांभळी सर्वने लाज आवी, ने विस्मय थयो. तरवारो कोशमां पाछी नाखी बेशी गया. त्यारे गोविंदाचार्य ने नन्नसूरि बंनेए राजाने कह्युं के अमे शृंगारना अननुभवी छीए पण तेनी यथार्थ व्याख्या करी शकीए तेवा छीए, जुओ समर न छतां पण तमने समररस पेदा करी शकया, जो के अमे पोते तो शस्त्र देखतां पण बीहीए छीए. बाल्यथकीज अमे गृहीतव्रत छीए, पापभीरु छीए, पण भारतीना प्रभावथी सर्वरसने जीवंत जेवा दर्शावी शकवा समर्थ छीए. हे राजन् ! मोढेरामां जे वात्स्यायनभाववुं व्याख्यान करता हता, ते नन्नसूरि अमे छीए, आ गोविंदाचार्य छे. आपने जे निंदा अने विकल्प थइ आव्यां ते मिथ्या छे. आवुं सांभळी राजाने बहु लाज आवी, एटले तेणे ए बे सूरिनी क्षमा याची, बप्पभट्टिनी पूजा करी. ते बे राजा पासे केटलोक वखत रही बप्पभट्टिनी आज्ञा लेइ मोढेरे पाछा आव्या.

केटलोक समय वीत्यो ते पछी गायकवृंद आव्युं. तेमां नीलोत्पललोचनी, मृगांकमुखी, किन्नरस्वरी, विदुषी, एवी एक बाळा अति सुंदर गाती हती. तेने जोई मदनशरथी थयेला ज्वरे विवेकमात्र जेनो हीन थयो छे एवो आमराजा शौचधर्ममानथी विमुख थइ परवश बनी गयो. बे पद्य राजा प्रत्यक्ष बोल्योः वदन पूर्णशशी, अधर सुधा, दांत मणिपंकित, कांति श्री, गमन गज, परिमल पारिजातद्रुम, वाणी कामदुधा, अलक कालकूटच्छटा,(१) तो हे चंद्रमुखि ! शुं

(१) अलक एटले माथानावाळना गुच्छ ते कालकूट जे महाविष तेनी छटा, रेखा, होय तेव

તારે માટેજ દેવોએ ક્ષીરસમુદ્રનું મથન કર્યું હતું ? જન્મસ્થાન વિમલ નથી, વર્ણ પણ વર્ણનીય નથી, શોભા તો દૂર રહી પણ શરીરે લગાડી હોય તો કાદવ ચોપડયો છે એમ જણાય, છતાં વિશ્વમાત્ર જેની પ્રાર્થના કરે છે એવો, સકલ સુરભિદ્રવ્યના દર્પને હરનારો, પરિમલગુણ કસ્તૂરીમાં કયાંથી આવ્યો તે જણાતું નથી. સૂરિએ વિચાર કર્યો અહો ! મહાપુરુષો ને પણ કેવો મતિવિપર્યાસ × થાય છે ? સૂરિ રંધ્રથી ગળતા વિવિધ મલથી ખરડાયલી ભસ્મા અનેક સંસ્કારથી બાહ્ય શોભાને પામી તેને જોઇ, અંતઃતત્ત્વસમુદ્રના કલ્લોલથી જેની મતિ સ્વચ્છ થઇ તેવા પણ તેનો મનોમય આશ્લેષ કરે છે, નમે છે, સ્તુતિ કરે છે, તો હવે કોને કહેવું ! તે તો ત્યાંથી સ્વસ્થાને ગઈ પણ રાજાએ ત્રણજ દિવસમાં ગામ બહાર સારો મહેલ કરાવ્યો, એવી ઇચ્છાથી કે, માતંગો સાથે ત્યાં રહીશું. તે વાત સૂરિએ જાણી, તેમને તો આખા જગતનું ઇતિવૃત્ત ધ્યાનમાં પ્રત્યક્ષ હોય છે. પછી આ રાજા કુકર્મથકી નરકે જશે એમ સમજી, કૃપા કરીને, બંધાતો હતો તે મહેલના એક બારોટીઆ ઉપર ખડીથકી કેટલાંક બોધવચન ગુરુ લખી આવ્યા. શીતલતા એ તારો ગુણજ છે, સ્વચ્છતા સ્વાભાવિકી છે, તારી શુચિતાનું તો કહેવુંજ શું ? કેમકે તારા સંગથી બીજા શુચિ થાય છે, વળી એ કરતાં વધારે મહોટી તારી સ્તુતિ બીજી કેઇ કે તું દેહીમાત્રનું જીવિત છે, છતાં હે જલ ! તુજ નીચમાર્ગે જાય તો તને કોણ રોકી શકે એમ છે ?

જીયં જલબિંદુ સમં સંપત્તીઉ તુરંગ લોલાઉ[1]
સુમિણય સમંચ પિમ્મં જંજાણ સિલંકરિજ્જાસિ

× વ્યુત્ક્રમ.

૧ જીવિત જલબિંદુ જેવું છે, સંપત્તિ તુરંગ જેવી ચંચલ છે, પ્રેમ સ્વપ્ન જેવો છે, એમ જાણી શીલનો આશ્રય કરવો જેનાથી લોકમાં લાજ આવે, જેનાથી પોતાના કુલનો ક્રમ મલિન થાય, તેવું કામ કુલીન માણસે કદે પ્રાણ આવ્યા છતાં પણ કરવું નહિ

लज्जि ज्जई जेण जणे मई लिज्जई नियकुलक्कमो जेण
कंठट्ठिएवी जीए तं न कुलीणेहिं कायव्वं.

प्रातःकाले એ પદોને આમે પોતે દીઠાં. અક્ષર તથા કવિત્વ ઓળ-
ાં. અહો ગુરુની મારી ઉપર કૃપા ! અહો મારી પાપાભિમુખતા !
મ વિચારી લજવાયો, અને વિચારનાં પડયો કે આ પાપ સાંકલ્પિ-
થયું ! ક્યાં જાઉં ? શું કરૂં ? ગુરુને શું મુખ બતાવું ? શું તપ
ાચરૂં ?.તીર્થ સેવું ? ઉર્ધ્વમુખ રાખી રહું ? કૂવે પડું ? શસ્ત્રથી
ાત્મઘાત કરૂં ? અથવા લોક આગળ સ્પષ્ટ રીતે પાપ કહી દેઇ
ષ્ઠલક્ષણ કરૂં ? એમ ટળવળાટ કરતાં તેણે અનુચરોને આજ્ઞા કરી
અગ્નિ સળગાવો. તેમણે અગ્નિ તૈયાર કર્યો, બપ્પભટ્ટિ સૂરિ પણ
ાવ્યા. ચારે વર્ણ ભેગી થઇ. તે ન કહેવાની વાત સર્વને કહીને આમ
વો સાહસથકી અગ્નિપ્રવેશ કરે છે તેવાજ ગુરુએ આવીને તેના-
ાથ ઝાલ્યા, ને કહ્યું રાજન્ ! તું શુદ્ધ છે, ખેદ મા કર, તેં સંકલ્પ-
ાત્રથકી તે પાપ કર્યું છે, ને પ્રાયશ્ચિત પણ સંકલ્પથી કર્યુંજ છે, માટે
વે શુદ્ધ થયો છે, નીરાંતે ધર્મ આચર, માનસકર્મ મનથી, વાચિક
ાણીથી, ને કાયિક કાયાથી, બુદ્ધિમાનો તરી જાય છે.આવા વચનથી
ાજા અગ્નિમાં ન પડયો ને જીવતો રહ્યો. લોક સંતુષ્ટ થયા, સૂરિ
ાસન્ન થયા.

કાંઇક સમય થતાં વાક્પતિરાજ મથુરા ગયા ને ત્યાં જઇ શ્રીપાત
ત્રેદંડી થયા. એ વાત લોકો પાસેથી સાંભળીને આમે સૂરિને કહ્યું, આપે
મને પણ શ્રાવક બનાવ્યો, આપની વાણી દિવ્ય છે, આપની શક્તિ
અપરિમિત છે, પણ તે બધું હું ક્યારે પ્રમાણ કરૂં કે વાક્પતિને પણ
આર્હતદીક્ષા આપ આપો ત્યારે. આચાર્યે પ્રતિજ્ઞા કરી કે મારી વિદ્યા
ત્યારેજ પ્રમાણ જાણવી કે જ્યારે હું વાક્પતિને મારો શિષ્ય શ્વેતાંબર
બનાવું. વાક્પતિ ક્યાં છે તે કહો ! રાજાએ કહ્યું મથુરામાં છે. પછી
આમના ઘણાક આપ્ત મનુષ્યો લેઈ સૂરિ નીકળ્યા. વ ક્પતિને વરાહ-

મંદિરમાં ધ્યાનમાં બેઠેલો દીઠો. તેની પાછળ ઉભા રહીને સૂરિએ ઉચ્ચસ્વરથી આશિર્વાદ દેવાનો આરંભ કર્યો: લોકના દેખતાં સંધ્યાને હાથ જોડી પ્રણિપાત કરીને તું યાચે છે, અને હે નિર્લજ્જ ! બીજી સીને માથે ધારણ કરી રાખે છે, એ બધું મેં સહન કર્યું, પણ વળી અમૃત-મંથનસમયે શ્રીવિષ્ણુને લક્ષ્મી મળી તેમાં તેં વિષ શા માટે ખાધું? માટે હે સ્ત્રીલંપટ ! મને સ્પર્શ કરીશ નહિ, એવું ગૌરીએ જેને કહ્યું તે હર તમારૂં રક્ષણ કરો. એક ચક્ષુ ધ્યાનમાં મીચાયલું છે, બીજું પાર્વતીના નિતંબ ઉપર શૃંગારરસથી નમી રહ્યું છે, ને ત્રીજું દૂરથી ચાપ ચઢાવતા કામ ઉપર કોપના અગ્નિએ સળગી રહ્યું છે, એવાં શંભુનાં, સમાધિસમયે ભિન્ન રસવાળાં ત્રણ નેત્ર તમારૂં રક્ષણ કરો. એક રામ હતો—હાં; તેની સ્ત્રી સીતા હતી—હાં; તેને પંચવટીમાંથી રાવણ હરી ગયો; એવી કથાને નિદ્રાર્થે હોંકાર કરતાં સાંભળતા હરિની પૂર્વસ્મરણ થવાથી ક્રોધકુટિલ દૃષ્ટિ તમારૂં રક્ષણ કરો. રતાંતે ઉઠીને શેષ એક હાથે દૂર કર્યો, બીજે હાથે વસ્ત્ર લેવા માંડયું એવી, તથા ચોટલાના વાળ ખભા ઉપર વિખરી રહ્યા છે એવી, કાયાની કાંતિને જોતાંજ દ્વિગુણિત સુરતપ્રીતિ થવાથી વિષ્ણુએ જેને આલિંગન દઈ ફરી શય્યામાં નાખી એવી લક્ષ્મીનું અલસ+ બાહુવાળું શરીર તમને પવિત્ર કરો. એવું ઘણું બોલ્યા તેવામાં વાક્પતિ ધ્યાનથી ઉઠીને સામા આવી કહેવા લાગ્યા હે બપ્પભટ્ટિ મિત્ર ! તમે મારા આગળ આવો શૃંગારરૌદ્રપથપાઠ શા માટે કરી રહ્યા છો ? બપ્પભટ્ટિ બોલ્યા તમે સાંખ્ય છો, કેટલાક સાંખ્યો નિરીશ્વર છે કેટલાક ઇશ્વર માનેછે, તે સર્વેને પચીશ તત્ત્વ સંમત છે. એ બધું સમજીને અમે તમારા આગળ તમારા ઇષ્ટદેવની સ્તુતિ કહીએ છીએ; જેને જેવી રુચિ હોય તેને સમપર્કે તેવું કહેવું. વાક્પતિએ કહ્યું તે વાત ઠીક છે,

---

+અલસ-વિલાસથી કાંઈક મંદ.

પણ હું તો મુમુક્ષુ છું, મારૂ મરણ પાસે આવ્યું જાણીને બ્રહ્મધ્યાન,માં વિલીન થવા અત્ર આવ્યો છું. ત્યારે શું રુદ્રાદિ મુક્તિદાતા નથી! એમ બપ્પભટ્ટિએ પૂછ્યું. વાક્પતિએ કહ્યું નથી એમ મને લાગે છે. બપ્પભટ્ટિએ કહ્યું ત્યારે જે ખરા મુક્તિદાતા છે તેમની વાર્તા સાંભળ; તે તો શ્રી જિન એકજ છે. મદથી, માનથી, મનોભવથી, ક્રોધથી, લોભથી, મોહથી, એ સર્વથી પરાજિત એવા જે જે અન્ય દેવ છે તેમને તો સામ્રાજ્યપીડા વ્યર્થજ છે.

જ દિઠ્ઠી કરૂણાતરંગિય પુડાએ યસ્સ સોમં મુહં
આયારોપમમાયરો પરિયરો સંતો પસન્નાતણુ
તંમન્ને જર જમ્મ વુહુરયણા દેવાહિ દેવો જિણા
દેવાણં અવરાણ દીસઈ જઉ નેયં સરૂવં જએ.

ઇત્યાદિ બહુ કહ્યું. વાક્પતિએ કહ્યું જિન ક્યાં છે ? સૂરિએ કહ્યું સ્વરૂપથકી તો મુક્તને વિષે ને મૂર્તિથકી જિનાયતનમાં. વાક્પતિએ કહ્યું બતાવો. પછી સૂરિ તેને આમનરેંદ્રે કરાવેલા જિનાલયમાં લેઇ ગયા, ને ત્યાં પોતેજ પ્રતિષ્ઠા કરેલા શ્રીપાર્શ્વનાથનાં દર્શન કરાવ્યાં. શાંત, કાંત, નિરંજન, રૂપ જોઇ પ્રબુદ્ધ થઈ બોલ્યો આ દેવ નિરંજન છે એમ આકારમાત્રથીજ જણાય છે. પછી બપ્પભટ્ટિ સૂરિએ, દેવ. ગુરુ, તત્ત્વ, આદિ ધર્મવિવેક સમજાવ્યો, તેથી તે પ્રસન્ન થયો, અને તુરત મિથ્યાત્વ રૂપ વિષને તજી શ્વેતાંબર જૈન થયો, ને બોલ્યો:—

મંથનાહિ સુર સિણ્ણસંઈ મિણકિં કિર ફ્લંગિ લાડેણ
છાચ્ચામિ અહં જિણવર પાણામ કિણ કુણુમિ અંકાઉં
દાવિ ગિહુલ્યા ધડહડ વચ્ચઈ કો કિર કસ્સ વિયત્ત ભણિ કત
મારબો સારંભ ઉઇક્કાઈ કટમેણ કિમ સુક્ક્ષઇ.

એનું મરણ પાસે આવ્યું ત્યારે મથુરાના ચાતુર્વર્ણ્ય સમીપ તથા આમરૂપના સચિવોની પ્રત્યક્ષ એને અષ્ટાદશ પાપસ્થાન સૂરિએ તજાવ્યાં, પરમેષ્ઠિમય નમસ્કાર એને સંભળાવ્યો, જીવ ક્ષમણા કરાવી. એ રીતે સુખે શરીર તજી વાક્પતિ સ્વર્ગમાં ગયો. તે સર્વ વાત પ્રધાનોએ નૃપને કહી, તે પછી બપ્પભટ્ટિ પણ ગોપગિરિ આવ્યા તેમણે કહી. રાજાએ તેમની બહુ સ્તુતિ કરીઃ ભાસ્કરાદિ અનેક આલોકવાળા તો છે, પણ પથરાને પીગળાવનાર તો એક કલાવાન્ (ચંદ્ર) જ છે.

એક વાર રાજાએ સૂરિને પૂછયું કે જૈનતત્ત્વ જાણતા એવા મને વચમાં વચમાં તાપસધર્મ ઉપર પ્રીતિ થઈ આવેછે તેનું કારણ શું ? સૂરિએ કહ્યું પ્રાતઃકાલે કહીશ. પ્રાતઃકાલે આવીને તેમણે કહ્યું કે મેં ભારતીના વચનથી પૂર્વભવ જાણ્યો. કાલિંજર ગિરિને તીરે તમે શાલ નામે તપસ્વી હતા, અને શાલદ્રુમ નીચે. ઉપવાસ સમેત બહુ વર્ષ તપ કરતાં મરણ પામ્યા હતા. તે પછી તમારો આ જન્મ થયોછે. એ તાપસની અતિ દીર્ઘ જટા અદ્યાપિ પણ લતાઓમાં વીંટાયલી ત્યાં પડેલીછે. તે સાંભળી રાજાએ આપ્ત પુરુષોને ત્યાં મોકલ્યા. તે જટા લાવ્યા તેથી સૂરિના કહેવાની સત્યતા જણાઈ. ભૂપતિએ સૂરિને પગે પડીને પરમ આર્હતપણું ગ્રહણ કર્યું.

એક વાર મહેલની ઉપર ફરતે ફરતે રાજાએ કોઇ ઘરમાં ભિક્ષા માટે મુનિને પેસતા જોયો. તેમાં એક યુવતી હતી, તેણે કામાર્ત્ત થઇ, અક્ષ્મ્ય ચિત્તવાળા મુનિ સાથે રમવાની ઇચ્છાથી બારણાં અડકાવ્યાં. મુનિએ તેને ગ્રહણ કરવાની ના પાડી ત્યારે તેમને લાત મારી તેમાં તેનું નૂપુર મુનિના ચરણમાં, કાકતાલીય ન્યાયથી કે અંધવર્તિકા ન્યાયથીજ પેશી ગયું. તે જોઇ રાજાએ સૂરિને સમસ્યા કહીઃ—

કવાડ માસફ્ફ્લવરંગણાએ અબ્ભત્થિઉ જુવ્વણગવ્વિઆએ
ચ્ઠિએ પાઠિ કરીકઃ—

ન મન્નિઅં તેણ ભિક્ષુ દિઓણ મ નઉરો પન્વક્ષમસ્સ પાઉ

* એક વાર કોઇ પ્રોષિતભર્તૃકાના ઘરમાં કોઇ ભિક્ષુ ભિક્ષા મ પેઠો. રાજાએ મહેલ ઉપરથી દીઠું. પેલી સ્ત્રીએ ભિક્ષુને પારણા કરાવ અન્ન આણ્યું હતું તેને કાગડા ખાઇ ગયા. મુનિની દૃષ્ટિ તેની નાભિ ઉપર લાગી, ને પેલીની દૃષ્ટિ મુનિના મુખ ઉપર લાગી. તે જોઈ રાજા સૂરિને સમસ્યા આપી:—

ભિખ્ખયરો વિ પિચ્છઇ નાભિમંડલં

સૂરિએ કહ્યું:—

કુન્હં વપિ કવાલં ચટ્ટંપ પિ કાયા વિલુપ તિ

એ સાંભળી આમને બહુ ચમત્કાર થયો. અહો આ ખરેખર સર્વજ્ઞપુત્રજ છે!

એક વાર કોઇ ચિત્રકાર રાજાનુ ચિત્ર લેઈને આવ્યો. બપ્પભટ્ટિએ તેની કલાની સ્તુતિ કરી રાજા પાસેથી તેને લક્ષ ટંક મળ્યા. લેપ્યમય ચાર બિંબ કરાવ્યાં: મોઢેરામાં, અણહિલ્લપુરમાં, ગોપગિરિમાં, ને સતારક નામના પુરમાં. તે તે સ્થાને પ્રતિષ્ઠાપ્રભાવનાદિ પણ કર્યાં. બીજાં પણ ઘણાં બિંબ કરાવ્યાં.

એ સમયમાં આમને પેર પુત્ર થયો. તે સારાં લક્ષણયુક્ત હતો. ઉત્સવપ્રસંગે તેનું નામ દુંદુ એવું પાડયુ. મુવા છતાં પણ તે ગુણ પ્રાપ્ત કરીને પિતાની પેઠે પ્રસિદ્ધિ પામ્યો. એક વખત આમરાજે સમુદ્રાસન રાજાનો રાજગિરિનામે દુર્ગ રોધ્યો. અમિત સૈન્ય, કુદ્દાલકાદિ સામગ્રી, ભૈરવાદિ યંત્રભેદ, બધું ત્યાં યોજ્યું, પણ ઘણો બલિષ્ઠ એવો તે દુર્ગ હાથ થયો નહિ. આમ બહુ ખેદ પામ્યો ને સૂરિને પૂછવા લાગ્યો કે આ આકાશને ચુંબન કરતો દુર્ગ ક્યારે હાથ થશે! સૂરિએ કહ્યું કે તમારા પુત્રનો પુત્ર ભોજ આ દુર્ગને દૃષ્ટિમાત્રથીજ ભાંગી નાખશે,

બીજાથી કશું થવાનું નથી. તે ઉપરથી આમ પ્રાકારની બહાર બાર વર્ષ પડી રહ્યો, ને શત્રુનો દેશ જીતી લેવા લાગ્યો. તેવામાં હુંદુકને ઘેર પુત્ર થયો, તેનું નામ ભોજ એવું પાડ્યું. તે જન્મ્યો એવોજ તેને નાના પલંગમાં ઘાલી દુર્ગ આગળ આણ્યો. તેની દષ્ટિના પાતમાત્રથી આખા દુર્ગના કકડે કકડા થઈ ગયા. સમુદ્રાસનભૂપ ધર્મદ્વારથી બહાર નીકળ્યો. આમરાજાએ દુર્ગ હાથ કર્યો, પ્રજાને કાંઇ વિઘ્ન કર્યું નહિ; જૈનરાજર્ષિઓ અક્રૂરને દયાલુ હોય છે. રાત્રીસમયે રાજાના અધિષ્ઠાતાએ આમને કહ્યું હે રાજન્ ? તમે જો અત્ર રહેશો તો તમારા લોકને હું હણીશ. આમે કહ્યું લોકને હણવામાં શો લાભ છે ! હણવો હોય તો આવ મને હણ. આવું નિર્ભય વચન સાંભળીને પેલા વ્યંતરને બહુ સંતોષ થયો ને બોલ્યો: જે ઇચ્છા હોય તે માગો. રાજાએ કહ્યું કાંઇ ન્યૂન નથી માત્ર એટલુંજ કહે કે મારૂં મૃત્યુ ક્યારે થવાનું છે ? વ્યંતરે કહ્યું આજથી છ માસે મકારાદ્યક્ષર ગ્રામ પાસે તમારૂં મૃત્યુ છે. છ માસ પછી પાણીમાંથી ધૂમ નીકળતાં દેખો ત્યારે મૃત્યુ જાણવું. માટે પારલૌકિક સાધના કરો. એમ કહીને ગયો. રાજા પ્રાતઃકાલે સૂરિ પાસે ગયો તો સૂરિએ કહ્યું જે વાત વ્યંતરે આયુઃ પ્રમાણ બાબતમાં કહી છે તેજ પ્રમાણે છે, માટે ધર્મરૂપી ભાથુ તૈયાર કરો. તે સાંભળી રાજાને બહુ સંતોષથયો ને પોતે વિસ્મય પામ્યો કે આતે શું જ્ઞાન ! અથવા એમાં વિસ્મય શાનો ? સૂર્ય તેજસ્વી, ઇંદુ આલ્હાદકારી, ગંગાજલ પાવન, જૈન જ્ઞાની, એમાં શું આશ્ચર્ય ! બે દિવસ ગયા પછી પ્રસંગ જોઇને સૂરિએ આમ આગળ નેમિનાથનો આશિર્વાદ કહ્યો:લાવણ્યામૃતસાર, સુસ્નેહ, સલક્ષ્મી, નવીન તરુણિમાવાળા, બલયુક્ત, ગોવિંદ શિવા સમુદ્રવિજય આદિ પ્રિયપ્રેરક સમેત, એવા જે નેમિનાથે ઉદ્વાહ* કર્યો નહિ, તે તમને કલ્યાણ આપો. મિથ્યાકાર્યજર્જર એવા, અને કુટુંબકચરામાં ડુબેલા, નેમિને રૈવતાચલ ઉપર નમે નહિ તે જો છતા ગણાતા હોય તો મુએલા કોણ છે ? એજ પ્ર-

* વિવાહ

કારે રૈવતમહિમા પણ સૂરિએ કહી બતાવ્યો, રાજા ભૂમિએ પગ ઠોકી કમર કસીને ઉભો થયો અને તેણે એવી પ્રતિજ્ઞા લીધી કે રૈવતક ઉપર નેમિનાં દર્શન કર્યા વિના મારે અન્ન ન લેવું. લોકે બહુ નિષેધ કર્યો, કે આપ રાજા, નરમ પ્રકૃતિવાળા, અને રૈવતગિરિ બહુ દૂર, માટે તંત ન કરશો. રાજાએ કહ્યું મારી પ્રતિજ્ઞા ચલવાની નથી. પછી સૂરિને લેઇને આમ પોતાના સૈન્યસમેત રૈવતક તરફ ચાલ્યો. સ્તંભતીર્થ સુધી આવ્યો ત્યાં ક્ષુધાના તાપથી બહુ વ્યાકુલ થયો, ઽમાણસંદેહમાં પડયો, પણ અન્ન તેણે લીધું નહિ. લોક બહુ ભય ને ખેદ પામવા લાગ્યા. સૂરિએ મંત્રબલે કુષ્માંડાદેવીને સાક્ષાત્ બોલાવીને આજ્ઞા કરી કે એવુ કરો કે જેથી રાજા જમે અને જીવે. તે ઉપરથી કુષ્માંડાદેવી હાથમાં એક બિંબ લેઇને આમ પાસે ગઇ. બોલી કે વત્સ! હું અંબિકા છું, તારા સત્વથી પ્રસન્ન થઇ છું, તેં મને ગગનથી સાક્ષાત દીઠી છે, રૈવતકથી આ નેમિબિંબ આણ્યુંછે, તેની વંદના કર, એટલે ત્યાંના બિંબની વંદના વળશે, પછી પારણા કર સૂરિએ પણ એ વાત ઠીક છે એમ કહ્યુ, લોકે તે બિંબની સ્થાપના કરી. રાજાએ અન્ન લીધું. અદ્યાપિ તે બિંબ સ્તંભતીર્થમાં ઉર્જયંત નામે પ્રસિદ્ધ છે. આમરાજા પછી આનંદવાદિત્ર વગાડતો વિમલ ગિરિ ઉપર વૃષધ્વજનાં દર્શન કરી રૈવતાદ્રિ પહોચ્યો. ત્યાં જુએ છે તો તીર્થ દિંગબરોએ રોધેલું છે, ને શ્વેતાંબરસંઘ તો પેશી પણ શકતો નથી આમે તે જોઇ કહ્યું કે યુદ્ધ કરી એ લોકને બહાર કાઢોને નેમિને નમન કરીશ. તે વખતે દિગંબર ભકત એવા અગીઆર રાજા ત્યાં ભેગા થયા. તે સર્વે યુદ્ધ કરવા તૈયાર હતા. પછી બપ્પભટ્ટિએ દિગંબરની પાસે સુરાષ્ટ્રવાસી દિગંબર તેમ શ્વેતાંબરોની હજારો કન્યા ભેગી કરાવી સભા મેળવી. અંબાદેવી પાસે બપ્પભટ્ટિએ કહેવરાવ્યુ કે જો બધી શ્વેતાંબરશ્રાવકકન્યાઓ:—

ઉજ્જિંતસેલસિહરે દિરકા નાંણુનિસિ હિઆજસ્સ

તંધમ્મચક્કચટ્ટિ અરિટ્ઠનેમિં ન નંસામિ.

એ ગાથા પઢે તો આ તીર્થ શ્વેતાંબરોનું, તેમ ન થાય તો દિગંબરોનું. પછી પેલી મુગ્ધ બાલાઓને આણી. શ્વેતાંબરપક્ષની તમામ બાલાઓએ એ ગાથા કહી, દિગંબરમાંથી એકે પણ કહી નહિ, તે ઉપરથી રૈવતકતીર્થ શ્વેતાંબરોનું થયું. અંબિકાએ આકાશમાં રહી શ્વેતાંબરો ઉપર પુષ્પવૃષ્ટિ કરી. પછી તીર્થના ઉપયોગના સામાન વગેરેનાં હાટ આદિ આમે ત્યાં કરાવ્યાં. એ પ્રકારે કાર્ય કરીને રાજા તથા સૂરિ બન્ને ગોપગિરિ આવ્યા. સંઘપૂજાદિ ઉત્સવ થયો. પુત્રનો જે સમયે જન્મ થયો હતો તે સમયે દુંદુકને રાજ ઉપર સ્થાપ્યો તેની આજ્ઞા લીધી, લોકની ક્ષમા યાચી, દશ અનશન કર્યા, અને સૂરિને સાથે લેઇ રાજા નાવમાં બેશી ગંગાને તીરે આવેલા માગધતીર્થમાં ગયો. ત્યાં જલમાં ધૂમ જણાયો ત્યારે સૂરિની ક્ષમા યાચી, ને પોતે અનશન ગ્રહણ કર્યું. સમાધિમાંજ રહી વિક્રમ સમયથી ૮૭૦ વર્ષે ભાદ્રપદ શુક્લ પંચમીને દિવસે પંચપરમેષ્ઠીનું સ્મરણ કરતો તે સ્વર્ગે ગયો. સૂરિને પણ અશ્રુ આવ્યાં, ચિરપ્રીતિનો મોહ દુર્જય છે. સેવકોએ બહુ આક્રંદ કરવા માંડયો. હા શરણાગતરક્ષા કરનાર વજ્રકુમાર! હા રાજસ્થાપન કરનાર રામ ! હા અશ્વદમન નલ ! હા સત્યવાક્ યુધિષ્ઠિર ! હા હેમદાન કર્ણ ! હા શુદ્ધ જૈનશ્રેણિક ! હા અનૃણીકરણ વિક્રમાદિત્ય ! હા વીરવિદ્યા જાણનાર શાતવાહન ! અમને તજીને કયાં ગયા ! એકવાર અમને દર્શન દો, એકલા ન તજી જાઓ. એમ વિલાપ કરતા તેમને સૂરિએ બોધ આપ્યો; અરે ! પાપી દૈવે કામધેનુનો હોમ કર્યો, સરસ કિસલયવાળું ચંદનવૃક્ષ ચૂર્ણ કર્યું, ફલ કુસુમવાળા મંદારવૃક્ષને છેદી નાખ્યું, કલ્પવૃક્ષ ખંડિત કર્યું, કપૂર બાળી નાખ્યું, મેઘમાણિક્યમાલા દળી નાખી, સુધાનો કુંભ ભાંગી નાખ્યો, કમલકુવલયથી કેલિહોમ કર્યો ! તથાપિ શોક મા કરો, જુઓ પ્રાતઃકાલમાં રાત્રીના અંધકારને દૂર કરી, કમલવનને ખીલાવી, ચંદ્રને નિસ્તેજકરી મધ્યાન્હે દીર્ઘ કર થકી સરિતાના જલને શોષી લેઇ, સર્યે સાયાન્હે વિવશ * થઇ અસ્ત પામેછે. તો બીજા શાનો શોક કરવો ! એમ લોકને

* પરવશ.

શોક તજાવીને સૂરિ સર્વની સાથે ગોપગિરિ આવ્યા. આમના પુત્ર દુંદુક પિતાના શોકથી મુક્તાફલ જેવાં અશ્રુ પાડતો, હિમથી ગ્લાન થઇ ગયેલા કમલ જેવું વદન ધારણ કરતો, ચિંતાથી ચિત્તમાં બળતો. જોઇ સૂરિએ કહ્યું રાજન્ ! આવો મહાપિતૃશોક શા માટે રાખોછો ! એ તો ચતુર્વર્ગ સાધીને કૃતકૃત્ય થઇ ગયા, અને યશોમય દેહથી ચંદ્ર સૂર્ય તપે ત્યાં સુધી જીવતાજ છે. ઉપકારી પુરુષની પુણ્યલક્ષ્મી ને કીર્તિલક્ષ્મી એ વલ્લભા છે. પુણ્યલક્ષ્મીની ને કીર્તિલક્ષ્મીની ચારુતા વિચાર. એક સ્વામીની સાથે જાયછે, બીજી અહીંજ રહેછે. એમના જેવો અન્ય કોઇ થશે. એવા પ્રકારનાં વચનો થી દુંદુકરાજને સૂરિરાજે નિઃશોક કર્યો દુંદુક ધીમે ધીમે પરમ આર્હત થયો. રાજકાર્ય કરતાં ત્રિવર્ગને સાધવા લાગ્યો.

એમ સમય જતાં એકવાર દુંદુક ચોટામાં નીકળ્યો તો ત્યાં ઉદાર રૂપવાળી, સાક્ષાત્ ચિદ્રૂપ જેવી, જુવાનો રૂપી મૃગની જાલ, મદનની માયા, એવી કંટિકા નામની ગણિકા દીઠી, તેને પોતે રણવાસમાં બેસારી તેણે દુંદુકને એવો વશ કરી લીધો કે તે કહે તેટલુંજ પોતે કરવા લાગ્યો, તે જે કહે તેજ સત્ય માનવા લાગ્યો. કામણગારાં વચનોથી તેણે આખું રાજ્ય જેમ હિમ વૃક્ષને ખાય તેમ, ખાઈ જવા માંડયું. ભોજની માતાપદ્મા તથા બીજી પણ રાણીઓ જે સર્વે કુલશીલરૂપસંપન્ન હતી તેમને તૃણવત્ ગણવા લાગ્યો.

એક વાર કલાકેલિનામના જ્યોતિષીને સેવકલોકે રાત્રીએ પૂછયું તો તેણે દુંદુકરાજ્ય કેવલ વિજ્ઞન દેખી કહ્યું દેવ ! અમે તમારા સેવક હોઇ સુખી થયા છીયે, એટલે જેવું હશે તેવું કહીશું. આ તમારો જે ભોજ નામનો પુત્ર છે. તે બહુ ભાગ્યશાલી છે, તમને હણીને રાજ્ય ઉપર બેસશે, માટે નજરમાં આવે તેમ કરો. રાજા એવું સાંભળી ને વજ્રપાત થયો હોય તેમ ક્ષણવાર મૌન રહ્યો. જોશીને રજા આપી. આ બધી વાત ભોજની માતાની એક દાસી એક મહોટા થાંભલા કંડે સંતાઈ રહી હતી તેણે સાંભળી, તે તેણે જઇને પોતાની રાણીને કહી.

તેને પુત્રમરણનો મહાભય પેઠો. રાજા કંટિકાના ગૃહમાં ગયો. તે રાજાને સચિંત જોઈ બોલી દેવ ! આજે વદન કેમ કરમાઇ ગયું છે ? રાજાએ કહ્યું શું કરવું ? દૈવજ્ઞ કોપ્યો છે, જ્ઞાનીએ કહ્યું કે મારા પુત્રથી મારૂં મરણ છે, એ વાત જરી પણ ખોટી થવાની નથી. કંટિકાએ કહ્યું એમાં શી ચિંતા છે, પુત્રને મારી નાખો. જે રાજ્યલુબ્ધ છે તે પુત્રને પણ ગણતા નથી. એ પુત્ર પુત્ર ન કહેવાય, પુત્રરૂપે શત્રુ કહેવાય. આવું સાંભળી દુંદુકે પુત્રને હણવાનો વિચાર કર્યો. એ બાબતની યોજના કરતો હતો તેવામાં ભોજની માએ પાટલીપુત્રમાં પોતાનો ભાઈ, જેણે સ્વયંવરમંડપ આરંભ્યો હતો, ને સ્નેહપૂર્ણ, ધર્મિષ્ઠ હતો, તેને ગુપ્ત લેખથી કહાવ્યું કે તમારા ભાણેજનો નાશ થવાનો છે, રાજા ક્રોધે ભરાયો છે, માટે એને લેઇ જાઓ, જીવની પેઠે જાળવજો, નહિ તો હું નિ:પુત્ર થઈ જઈશ. તે ઉપરથી તે આવ્યો અને દુંદુકને નમસ્કાર કરી ઉત્સવને મિષે ભાણેજને લેઇને પાટલીપુત્ર પાછો ગયો. ત્યાં તેણે તેને ભણાવ્યો, શાસ્ત્રમાં કુશલ કર્યો. એમ કરતાં બાલક પાંચ વર્ષનો થવા આવ્યો. તેવામાં કંટિકાએ વળી કહ્યું દેવ ! તમારો પુત્રરૂપ શત્રુ તેના મોશાળમાં વૃદ્ધિ પામેછે, નખછેદ્યને પરશુછેદ્ય ન થવા દો, અહીં લાવીને છાને માને યમરાજને આધીન કરો. રાજાએ કહ્યું ખરી વાત છે. તે ઉપરથી દૂત મોકલી ને તેના મામા પાસેથી ભોજને પાછો બોલાવરાવ્યો, પણ મામાએ મોકલ્યો નહિ. ત્યારે દુંદુકે બીજા દૂતને મોકલ્યા; તેમને ભોજના મામાએ કહ્યું રાજાના અંતરના ભાવ અમને ખબર છે, માટે મારા ભાણેજને હું મોકલનારો નથી; જે કોઈ ક્ષત્રિયને શરણે આવે તેની રક્ષા કરવી એ ધર્મ છે, તો આ તો વળી મારો ભાણેજ છે ! રાજાને કદાપિ બલથી લઈ જવાની મરજી હોય તો તૈયાર થઇ આવજો, બનેવીને ચમત્કાર બતાવીશું. દૂતોએ જઇને દુંદુકને ખબર કહી તેથી તેને બહુ કોપ ચઢયો, પણ કાંઈ કરી શકયો નહિ. ભોજને પણ પોતાના પિતાના દુષ્ટત્વની ખબર પડી ગઈ એટલે પોતાના પિતા પાસે કદાપિ આવ્યો નહિ. ત્યારે દુંદુકે બ-

પ્પભટ્ટિની પ્રાર્થના કરી કે તમે જાઇને ભોજને સમજાવીને લાવો. સૂરિ ઇચ્છા ન છતાં પણ માણસો લેઈ પાટલીપુત્ર તરફ ચાલ્યા. અર્ધે માર્ગે જાઇને જ્ઞાનદષ્ટિથી વિચાર કર્યો કે મારા વચનથી ભોજ આવશે તો પણ તેને તેનો પિતા મારશે, ને જો નહિ લાવું તો રાજા કોપ કરી મને હણશે, માટે આ તો આ તરફ દુસ્તર કીનારો આ તરફ વાઘ એવો યોગ આવ્યો; મારૂં આયુષ્ હવે પતી રહ્યું છે, બે દિવસ માત્ર બાકી છે, માટે અનશન ગ્રહણ કરવું એજ ઉત્તમ છે. એમ વિચાર કરી પાસેનાં માણસોને કહ્યું કે સૂરિગોવિંદાચાર્યને બોલાવો કે શ્રાવકોને સદ્બોધ કરે: જુઓ પરસ્પર અમત્સરતા રાખજો, ક્રિયા પાળજો, બાલ વૃધ્ધ સર્વેનું પાલન કરજો, અમે તમારા નથી, તમે અમારા નથી, સંબંધમાત્ર કૃત્રિમ છે, એમ ઉપદેશ આપી અનશનથી તે સમાપ્ત થઇ ગયા. જિજગદ્ગંધ, બંધનરહિત, અર્હત્સિદ્ધ; જૈન ધર્મ; તથા સાધુ એમ ત્રણને શરણ જાઉં છું. પંચમહાવ્રત અને છઠ્ઠું રાત્રીભોજન એમાં જો મેં અપરાધ કર્યો હોય તો મને પાપ લાગજો. એમ બોલતા બેઠે બેઠે કાલ કાઢતા હતા. શ્રીબપ્પભટ્ટિ સૂરિ વિક્રમાદિત્ય પછી આઠસો વર્ષે ભાદ્રપદ શુક્લ તતીયા રવિના દિવસે હસ્તનક્ષત્રમાં જન્મ્યા હતા, તે પંચાણું વર્ષની વયે સ્વર્ગે ગયા. તેજ સમયે નન્નસૂરિના આગળ ભારતીએ કહ્યું તમારા ગુરૂઇશાનદેવ લોકમાં ગયા. તે જાણી બહુ શોક ત્યાં પ્રસરી રહ્યો. શાસ્ત્રજ્ઞ, સુતપસ્વી, બહુ જનના આધાર, સદ્દૃત્ત, પરોપકારી, દાક્ષિણ્યરત્નાકર, સર્વ અભિમત ગુણપૂર્ણ, ભૂમિના અલંકાર, એવા સજ્જનોને હે મૂઢ વિધાતા ! તેં દીર્ઘાયુ કેમ ન કર્યા ! વૃધ્ધોએ બોધ કર્યો કે જીર્ણ થયેલા દેહને તજીને નવો લેછે, માટે પુણ્યશાલી મનુષ્યને મૃત્યુ છે તેજ રસાયન છે. દુંદુકે બપ્પભટ્ટિ સાથે જે માણસ મોકલ્યાં હતાં તે પાછાં ગયાં, દુંદુકને પણ સમાચાર સાંભળી બહુ પશ્ચાત્તાપ થયો. ભોજે તેમ તેના મામાએ સૂરિના શિષ્ય તથા બીજા લોક પાસેથી સાંભળ્યું કે સૂરિ આ પ્રકારે મરીયા, અત્ર આવ્યા નહિ, એવી ભીતિથી કે મારે લીધે આ છોકરો

સંકટમાં પડે નહિ; અને જરૂર મારશે, એમ વિચારીને કૃપા કરી. આવું બધુ સાંભળીને ભોજને એવું દુઃખ લાગ્યું કે જેવું મહોટા વજ્રપાતથી પણ ન થાય. પિતા પાસે પછી ગયો નહિ.

એક વાર કોઇક માલી જે આમરાજાનો ભૃત્ય હતો તે વિદેશમાં ફરતો ફરતો પાટલીપુત્રમાં ભોજ પાસે આવ્યો. તેણે કહ્યું દેવ ! મત્સ્યામિકુલદીપ ! મેં વિદેશ ફરતાં કોઇ સદ્ગુરુ પાસેથી એક માતુલિંગી નામની વિદ્યા પ્રાપ્ત કરીછે તેનાથી અભિમંત્રણ કરીને માતુલિંગ કોઇને માર્યો હોય તો હાથી અને સિંહ જેવા પણ મરી જાય તો માણસની તો શી વાત ! આપ તે વિદ્યા લો.ભોજે તે વિદ્યા લીધી ને પ્રમાણ કરી જોઇ. માલીને દાનમાનાદિથી સંતોષી રજા આપી. ભોજે પોતાના મામાને વિદ્યાશક્તિ બતાવી સંતોષ પમાડયો. તેમણે કહ્યું આવી શકિત તારામાં આવી છે તો પ્રાભૃતિક તરીકે માતુલિંગ લેઇને તારા પિતા પાસે તું જા, ને પિતાને મારી રાજ્ય લેઇ લે. તે વાત ભોજને ગમી. ઘણાંક માતુલિંગ લેઇને ચાલ્યો. રાજદ્વાર આગળ જઇ તેણે કહાવ્યું તાત ! તમે પૂજ્ય છો હું બાલક છું, આપના દ્વારા મારૂં મરણ થાય કે મને રાજ્ય મળે તે બધું એ મારે મન અતિરમણીય છે. રાજાને બહુ સંતોષ થયો કે અહો પુત્ર બહુ વિનીત થયો. કહ્યું કે આવવા દે. રાજાને પેલી વેશ્યા બે એકાસને બેઠાં હતાં, તેમને માતુલિંગ થકી બંને હણ્યાં. તેની માતા પદ્મા બહુ પ્રસન્ન થઇ. મામાઓને પણ બહુ સંતોષ થયો. દુંદુકે જેનાં ધનગ્રાસાદિ હરી લીધેલાં એવા રાજાઓ પોતાનો ફરી જન્મ થયો એમ માનવા લાગ્યા. ઘણા જનોના જીવ બચ્યા. વર્ણમાત્ર ખુશી થયા. સંસારસારરૂપ ભોજને કમલા સ્વતઃ આવી વરી. બાહુબલ તેમ સૈન્યબલથકી રાજાએ જગતને વશ કર્યું. પછી કૃતજ્ઞતાને લીધે પોતે મોઢેરામાં નન્નસૂરિ પાસે વિનતિ લેઇને ઉત્તમ પુરુષોને મોકલ્યા. તેમણે જઇ વિનતિપત્ર આપ્યું. નન્નસૂરિ, ગોવિંદાચાર્યાદિએ તે વાચ્યું. સ્વસ્તિ શ્રીમોઢેરપરમગુરૂ શ્રીનન્નસરિ.

શ્રીગોવિંદસૂરિપાદને ગચ્છસમેત ગોપગિરિદુર્ગથી પરમ જૈન શ્રીભોજ વિજ્ઞાપના કરે છે કે અત્ર મજ્ઞાગંગાના હિમાલય, સર્વ સમાચારીનારીના સૌભાગ્યને વધારનાર મકરધ્વજ, રાજસભાકુમુદિનીના ચંદ્ર, ભારતીધર્મપુત્ર, શ્રીબપ્પભટ્ટિસૂરિએ ત્રિભુવનને વિખ્યાત એવું પુણ્ય નામ કરેલું છે. તેમને સ્થાને હવે આપ દીર્ઘાયુજી છો. આ વિનતિપત્ર ઉપરથી આપે અત્ર ચરણ કરવાની ઇચ્છા કરવી. આવો ભક્તિભાવ જોઈ સંઘસમેત આચાર્યને બહુ હર્ષ થયો. સંઘની અનુમતિથકી ગોવિંદાચાર્યને મોઢેરામાં મૂકી ને શ્રીનન્નસૂરિ ગોપગિરિ ગયા. ભોજરાજા પગે ચાલતો સૈન્યસમેત સામો આવ્યો. ગુરુનું ચરણોદક તેણે લીધું; બહુતૃષ્ણાલુ એવા તેણે અમૃતરૂપ વાણી શ્રવણ કરી, સ્થાને સ્થાને લોકોનાં મહોટાં ટોળાં મળેલાં એવા તોરણાદિથી શોભાવેલા રાજમાર્ગમાં થઇને રાજા તેમને નગરમાં લેઇ ગયો. સિંહાસને બેસારી મંગલાચાર કર્યો; અને પોતે તેમની આજ્ઞારૂપ થઇ રહ્યો, તેમના ભક્તને આત્મવત્ જોવા લાગ્યો, તેમના અભક્તને વિષ જેવા માનવા લાગ્યો, તેમના ઉપદેશથી આખી પૃથ્વીને તેણે જિનમંડિત કરી. કુંદુકના મરણને સંભારી કુમાર્ગથી સર્વથા દૂર રહેવા લાગ્યો. મથુરા શત્રુંજયાદિસ્થાને યાત્રા કરી એકાદશ વ્રત કર્યાં, અને પૂર્વરાજર્ષિના યશનો ઉદ્ધાર કર્યો. ચિરકાલ તેણે રાજ્ય કર્યું એમ ગોપગિરિમાં ભોજે ધર્મનું લાલન કરવા માંડયું ને ઉન્નતિ પ્રાપ્ત કરી. અન્ય પુણ્યપુરુષોએ પણ તેના જેવા થવું

ઇતિ શ્રીબપ્પભટ્ટિચરિત્ર સમાપ્ત.



## અથ શ્રીહેમસૂરિચરિત્ર

પૂર્ણતલ્લગચ્છના પ્રાજ્ઞ શ્રીદત્તસૂરિ વાગડ દેશમાં વટપદ્રપુરમાં ગયા. ત્યાં યશોભદ્ર નામે ઋદ્ધિમાન્ રાણો રાજ્ય કરતો હતો. તેના મેહેલ પાસે ઉપાશ્રય આવેલો હતો ત્યાં શ્રદ્ધાલુઓએ તેમને

ઉતારો આપ્યો. રાત્રીએ સારા ચંદ્રપ્રકાશમાં રાજાએ ઋષિને ઉપાશ્રયમાં બેઠેલા દીઠા. પોતાનો અમાત્ય શ્રાવક હતો તેને પૂછ્યું કે આ કોણ છે ? અમાત્યે કહ્યું એ મહામુનિ છે, વિષમતમ વ્રત ધારણ કરનારા છે. રાજાને શ્રદ્ધા થઇ, તેથી પ્રાતઃકાલે નમન કરવા આવ્યો. ત્યાં સારી દેશના પામી શ્રાવક થયો. એક માસ રહીને ગુરુ પરદેશ ગયા. તેવામાં વર્ષાકાલ આવ્યો. દેવપૂજાદિ ધર્મવ્યાપારમાં રાજાએ દિવસ ગાળવા માંડ્યા. શરદ્ આવી એટલે ચારે ધામ કરવા નીકળ્યો. ત્યાં ચાકરો ખાંટવાં બાળીને જગો સાફ કરતા હતા તેવામાં એક સાપેણ ગર્ભ ભરાલસા × તેમાંથી બળવાને લીધે તરફડીયાં મારતી નીકળી તે રાજાએ દીઠી. તે જોઈ તેને બહુ દયા થઇ અને વિરાગ આવ્યો. અહો સંસારને ધિક્કાર છે ! ગર્ભવાસને ધિક્કાર છે ! શા માટે આવું પાપ કરવું ! મંત્રીને પૂછ્યું ગુરુ ક્યાં છે ? તેણે કહ્યું હિંદુઆણમાં છે. મંત્રી તથા માણસોને રજા આપી થોડાક રસાલા સાથે રાણો શીઘ્ર હિંદુઆણ ગયો. ગુરુને મળી પગે પડીને બંધું પાપ કહેવા લાગ્યો. ગુરુએ કહ્યું હે રાણા ! ચારિત્ર વિના જીવ પાપમાંથી છૂટતા નથી. રાણાએ કહ્યું ત્યારે તે મને આપો. સૂરિએ હા કહી. રાણાએ હિંદુઆણના શ્રાવકોને બોલાવ્યા ને હાર અર્પી દિવ્ય પ્રાસાદ કરાવો એમ કહ્યું. તેમણે પ્રાસાદ કરાવ્યો તે અદ્યાપિ છે. ત્યાં રાણાએ વ્રત લીધું. એકાંતરે ઉપવાસનું વ્રત રાખ્યું. તે રાજાનું નામ યશોભદ્ર ગતાર્થ + થયું તેથી તેને સૂરિપદ મળ્યું. શ્રીયશોભદ્રસૂરિ એવું નામ થયું. તેમનાજ પટ્ટ ઉપર પ્રદ્યુમ્નસૂરિ ગ્રંથકાર થયા, તેમના પટ્ટ ઉપર ગુણસેનસૂરિ થયા. શ્રીયશોભદ્રસૂરિ ત્રણ ઉપવાસ કરી, રૈવતક ઉપર નેમિનાથનાં દર્શન કરી, અનશન ગ્રહણ કરીને સ્વર્ગે ગયા.

---

× ગર્ભના ભર એટલે ભારથી અલસ, મંદ.

+ ગતાર્થ થયુ એટલે યશોભદ્ર નામ તેવો યશ હોવાથી સાર્થક થયું.

ગુણસેનસૂરિના પટ ઉપર શ્રીદેવચંદ્રસૂરિ થયા. તેમણે સ્થાનાંગવૃત્તિ, શાંતિનાથચરિત, આદિ મહાશાસ્ત્ર કરી પ્રજ્ઞાપ્રકર્ષ×કૃતાર્થ કર્યો છે. તે ફરતા ફરતા ગૂર્જર અને સુરાષ્ટ્રાના સંધિ ઉપર આવેલા ધંધુકપુરમાં ગયા. ત્યાં દેશના વિસ્તારી. એકવાર સભામાં નેમિનાગ નામે શ્રાવક ઉભો થઇ શ્રી દેવચંદ્રસૂરિને કહેવા લાગ્યો ભગવન્! આ મોઢેર જ્ઞાતિનો મારી બહેન પાહિણિનો પુત્ર, ચાચિગનંદન, નામે ચાંગદેવ આપની દેશના સાંભળી પ્રબુદ્ધ થયો છે, ને દીક્ષા યાચે છે. એ જ્યારે ગર્ભમાં હતો ત્યારે મારી બહેને આંબાનું વૃક્ષ સ્વપ્નમાં દીઠું હતું, તે સ્થાનાન્તરે ઉગ્યું, ને તેને બહુ ફલ આવ્યાં. ગુરુએ કહ્યું આ બાલક સ્થાનાન્તરમાં જશે ત્યાં એનો મહિમા વધશે. એ મહાપાત્ર છે. ભાગ્યવાન્ અને સુલક્ષણ એવા એને દીક્ષા આપવી યોગ્ય છે, માત્ર એનાં માતાપિતાની આજ્ઞાની જરૂર છે. એ ઉપરથી મામો ભાણેજ, પાહિણિ તથા ચાચિગની પાસે ગયા. તેમણે જઇને વ્રતવાસના કહી બતાવી. તો માબાપે અનેક કારણયુક્ત વચનથી પ્રતિષેધ કર્યો. પરંતુ ચાંગદેવે તો દીક્ષા લીધી. એજ હેમચંદ્રપ્રભુ. તેણે સિદ્ધરાજને રંજન કર્યો, વ્યાકરણ રચ્યું, વાદીઓનો પરાજય કર્યો, કુમારપાલનો સંબંધ કર્યો; કુમારપાલ પચાસ વર્ષ જેટલી ઉમરે ગાદીએ બેઠા ને હેમચંદ્રને ગુરુ માનવા લાગ્યો; દેવબોધી એ સૂરિનો પ્રતિપક્ષ થયો, તેનો પરાજય થયો; રાજાને સમ્યક્ત્વ આપ્યું ને શ્રાવક બનાવ્યો; નિર્વીરાધન મૂકયું; એ બધો વૃત્તાન્ત પ્રબંધચિંતામણિમાં જોવો, ચર્વિતચર્વણ કરવાની જરૂર નથી. કેટલાક નવીન પ્રબંધ કહીએ છીએ.

કુમારપાલે અમારિઘોષણા કરાવી તેવામાં આશ્વિન શુક્લ પ્રતિપદ્‌નો દિવસ આવ્યો. કંટેશ્વરી આદિદેવતાના સેવકોએ નૃપને વિનતિ કરી કે દેવ! સપ્તમીને દિવસ સાતસો પશુ અને સાત મહિષ,

× પ્રજ્ઞા જે બુદ્ધિ તેનો પ્રકર્ષ એટલે ઉત્કર્ષ

અષ્ટમીને દિવસે આ૦સો પશુ ને આઠમહિષ, નવમીને દિવસ નવનો પશુને નવ મહિષ, એટલુ રાજાએ આપવુ એવો પરપગથી ચાલ્યો આવેનો રીવાજ છે તે સાભળી રાજા હેમસૂરિ પાસે ગયો ને બધી વાત કહી પ્રભુએ કાનમા કહ્યુ કે આમ આમ કરજે. તેણે પેલા પૂજકોને કહ્યુ કે ઠીક છે આપીશુ પછી રાત્રીએ બધા પશુ દેવીના મદિરમા રાજાએ પૂરાવ્યા, ને તાળા મગાવ્યા, ને ચોકી ઉપર આપ્ત પુરુષોને રાખ્યા પ્રાત કાલે રાજા આવ્યો, ને દેવીના બારણા ઉઘાડયા, તો પશુ બધા એમના એમ કોઈ બેઠેલા, કોઇ સુતેલા, એવા પડયા હતા રાજાએ કહ્યુ હે દેવીજ તો ! આ પશુ મે અર્પણ કર્યાં છે, એમને ઇચ્છા હોય તો તેમનો ગ્રાસ કરે, પરતુ કર્યાં નથી તે ઉપરથી જણાય છે કે દેવીને માસ રુચતુ નથી, માત્ર તમનેજ તેવુ ભાવતુ છે, માટે હને કાઈ બોલતા નહિ, હુ જીવની હિસા કરાવનારો નથી એવુ સાભળી તે સેવકો વિલક્ષ થઇ ઉભા, પશુમાત્ર પોતાને રસ્તે ગયા, રાજાએ પશુ જેટલી કિમતનુ દ્રવ્ય ખર્ચીને નૈવેધ કરાવ્યુ

આશ્વિન શુકલ દશમીની રાત્રીએ ઉપવાસ કરીને રાજા ચદ્રશાલામા ધ્યાન કરતો બેઠો હતો એમ બહુ રાત ગઈ તેવામા એક દિવ્ય સ્ત્રી પ્રત્યક્ષ થઇ તેણે કહ્યુ રાજન્ ! હુ તમારી કુલદેવી કટેશ્વરી છુ, તે મને મારો વિભાગ શા માટે આપ્યો નહિ ? રાજાએ કહ્યુ હુ જૈન છુ, દયાલુ છુ, કીડીને પણ હણુતો નથી, તો પચેન્દ્રિય જીવની તો વાત શી ? તે સાભળી કટેશ્વરીને ક્રોધ ચઢયો રાજાનુ મસ્તક ત્રિશૂલથી છેદી ને જવાની ઇચ્છા કરી રાજા માન થઇ ગયો ભાન ભુલી ગયા જેવો થઇ મહાખેદમા પડયો ભૃત્યદ્વારા મત્રી ઉદયનને બોલાવી બધી વાત કહી પૂછયુ કે દેવી પશુ યાચેછે, આપીશુ કે નહિ આપીએ ? મત્રીએ દાક્ષિણ્યથી કહ્યુ દેવ ! જે તે પ્રકારે રાજાનુ રક્ષણ કરવુ જોઇએ રાજાએ કહ્યુ તુ નિ સત્ત્વવાણીઓ છે તેથી આવુ બોલેછે,

મારે જીવીને શું કરવું છે ? રાજ્ય બહુ થયું, ધર્મલાભ પ્રાપ્ત થયો, શત્રુ નાશ પામ્યા, કેવલ એકાંતમાં મને કાષ્ઠ આણી આપ કે મને આવો જોઈ લોક પ્રાતઃકાલે ધર્મથી દ્રોહ કરે. ઉદયને વિચાર્યું કે મહાકષ્ટ આવી પડયું; પરવશતાને ધિક્કાર છે. મંત્રીએ તુરત બુદ્ધિથી કહ્યું હેમસૂરિને પૂછી આવું. રાજાએ કહ્યું ભલે જાઓ. મંત્રી સૂરિ પાસે ગયો. સૂરિએ જલ મંત્રીને આપ્યું ને કહ્યું કે રાજાને આ જલ છાંટજો. સચિવે તેમ કર્યું. રાજા દેવ જેવો દિવ્યરૂપ થઇ ગયો, ને અધિકતર ભક્ત થયો, ગુરુને વંદવા ગયો. ગુરુએ દેશના આપી. શૂરસહસ્ર પડેલા છે, વિદ્વાનો અનેક છે, કુબેરને પણ ક્ષોભ પમાડે એવા લક્ષ્મીપતિ બહુએ છે, પણ અન્યનું દુઃખ સાંભળીને કે જોઇને તેની સાથે આત્મભાવ સમજે એવા સત્પુરુષો તો જગત્માં ભાગ્યે પાંચ છ હશે. રાજા પોતાને સ્થાને ગયો, સમૃદ્ધ રાજ્ય ભોગવવા લાગ્યો.

એકવાર પ્રભુએ ભરતરાજાના સાધર્મિકવાત્સલ્યની કથા કહી તે સાંભળીને રાજાએ ભોજનવસનઆદિ દાનથકી ગામે ગામ સાધર્મિકવાત્સલ્યનો આરંભ કરાવ્યો. તે જોઈ કવિ શ્રીપાલનો પુત્ર સિદ્ધપાલ સૂક્ત બોલ્યો. સમુદ્ર મણિગણને અને રોહણાદ્રિ રત્નસમૂહને પોતામાં ભરી રાખે છે, મેરુ પણ સુવર્ણને પોતામાં બાંધીને પડયો છે, કુબેર પણ ધનને પારકાની ભીતિથી ભોંયમાં દાટી સાચવે છે, તે બધા કૃપણ શા કામના? અખિલ અર્થીને દ્રવ્ય આપતા તમારા જેવા તેમની સમાન કેમ કહેવાય? તેને રાજાએ લક્ષ દ્રમ્મ આપ્યા. વળી તે કદાચિત્ બોલ્યો: શ્રીવીર પરમેશ્વર ઉપર શ્રદ્ધા કરી, નયજ્ઞ શ્રેણિકમંત્રી ઉપર પ્રીતિ લાવી, કુમારપાલે અકલેશથી જીવરક્ષા ચલાવી, એવું જેના વચનામૃતનું ફલ થઇ આવ્યું તે શ્રીહેમચન્દ્ર ગુરુ અતિમહાન છે. આ ઉપરથી પણ લક્ષદાન કર્યું. એક વાર કથાપ્રસંગે પ્રભુએ કહ્યું પૂર્વે શ્રીભરત રાજા શ્રીમાલપુર, શત્રુંજય, સોપારક, અષ્ટાપદ આદિ સ્થાનો

માં જીવંતસ્વામી, શ્રીઋષભદેવપ્રતિમા, આદિની વંદના માટે ચતુરંગ ચમૂચક્રસમેત ચાલ્યો, અને રજઃપુંજથી ચારે દિશાને ભરી દેતો તે સંઘપતિ, તેતે સ્થાને વંદના કરી આવ્યો, તે સાંભળી ચૌલુક્યે પણ તૈયાર કરાવેલા રથમાં અર્હદ્દબિંબ બેસાડયું, ને પોતે તે સાથે શત્રુંજયોર્જયંતાદિતીર્થની યાત્રાએ નીકળ્યો. સંઘમાં ઉદયનસુત વાગ્ભટ્ટ જે ચતુર્વિંશતિ મહાપ્રાસાદનો કરાવનાર તે, નાગાખ્ય નૃપ, શ્રેષ્ઠી શ્રીઆભડ, ષટ્ભાષાકવિચક્રવર્તી શ્રીપાલ અને તેનો પુત્ર સિદ્ધપાલ, ભાંડાગારિક પરમારવંશીય કૂર્ચાલસરસ્વતી પ્રલ્હાદનપુરનિવેશક રાણા પ્રલ્હાદન રાજેંદ્રનો દૌહિત્ર પ્રતાપમલ્લ, નવલાખ સુવર્ણ ટંકનો સ્વામી શેઠ છાડાક, રાણી ભોપલદેવી, ચૌલુક્યપુત્રી લીલૂ, અંબડમાતા માઉ, આભડપુત્રી ચાંપલ, ઇત્યાદિ કોટીશ્વરો તથા શ્રીહેમચંદ્રસૂરિ, શ્રીદેવસૂરિ, શ્રીધર્મસૂરિ, આદિ લક્ષ માનવ હતાં. સ્થાને સ્થાને પ્રભાવના, જિને જિને છત્રચામરાદિ દાન, ઇત્યાદિ કરતાં સંઘ રૈવતાચલે પહોચ્યો રાજા નીચે મુકામ કરી રહ્યો, ત્યાં નાન્દિનિર્ઘોષ થવા લાગ્યા. રાત્રીમાં ભારતીએ શ્રીહેમસૂરિને કહ્યું રાજાએ ઉપર જવું નહિ, અત્રજ મદનસૂદનદેવ શ્રીનેમિને વંદના કરવી. તે પ્રમાણે રાજાએ કર્યું. સંઘે તો ઉપર જઈ શ્રીનેમિને સ્નાન વિલેપન પુષ્પ વસ્ત્ર ફલ પૂજા નૈવેદ્ય આદિ અર્પી ભાવ પૂર્ણ કર્યા. રાજાએ પણ વિવિધ ગુફાઓમાં દર્શનાદિ કરી દાનધર્મથકી મહાલાભ સાધ્યો. પછી દેવપત્તનમાં મધ્યે ચંદ્રપ્રભયાત્રા કરી. ત્યાંથી નીકળીને શત્રુંજયતીર્થ ઉપર ગયા. મારો ઋષભ બાલક છે માટે એને માથે પુષ્પનો મુકુટ ધીમેથી મૂકો, એ ભાર શી રીતે સહન કરી શકશે, એને કંટાળો ન આવે તેમ કરો; એમ પોતાના અતિ બલિષ્ઠ પુત્ર માટે પણ બોલતાં માતાની દેવતાને હાસ્ય કરાવતી વાણી, તમારૂં રક્ષણ કરો. આગળ કપર્દી હતા, ત્યાં કાયોત્સર્ગ કર્યો. આશિર્વાદની રૂઢિ આ પ્રમાણે: આ પ્રકારે વૃષભ કપર્દીને આ વિમલાચલ ઉપર સેવે છે, તો આ કપર્દી તમને શુભાશય હોઇ શાંતિ પુષ્ટિ આપો. ત્યાંથી આગળ ઋષભ-

પ્રભુપ્રાસાદ છે. દેવદર્શનપૂજા આશિર્વાદ ત્યાં થયાં; જેમને નવીન પરિગ્રહથી + બે વહુ સાથે લેઇને રતિ જેમ કામ સાથે શોભે તેમ શોભતા દેખી સતીએ શુભ આશિષ આપી કે અહો શું પૃથ્વી ઉપર જંગમ થઇને કલ્પદ્રુમ બે પાંદડાવાળો થઈ આવ્યો, જા તું સો શાખાયુક્ત થા, તે ઋષભદેવ સર્વદા કલ્યાણ કરો. ચૈત્યમાં મૂકેલા દાનથી હે ચૌલુક્ય! પ્રાણીઓના પ્રાણનો ઘાત કરવાથી પાતકી થયેલો તમારો દક્ષિણકર તો જિનેંદ્રાર્ચનથી શુદ્ધ થયો છે; આ વામકર પણ તેવોજ પાતકી છે તે જો શ્રીહેમચંદ્રપ્રભુના ચરણનો સ્પર્શ ન કરતો હોત તો ક્યારે શુદ્ધ થાત ? એ પછી અન્નદાનાદિ મહાસત્કાર પ્રવર્તવા લાગ્યા. માલોદ્ઘટ્ટનપ્રસ્તાવે, રાજા તથા સંઘ બેઠા હતા ત્યાં મહંત વાગ્ભટ્ટ ચારલક્ષ બોલ્યા કોઇ ગુપ્ત ધાર્મિકે આઠ લક્ષ કહ્યા. એમ એક એકથી વધતા હતા તેવામાં કોઇએ સવા કરોડ કહ્યા. રાજાને બહુ ચમત્કાર લાગ્યો; એટલે તેણે પૂછ્યું કે ઉઠાડો, એમને લેવા દો. તે ઉઠયો તો બાહર મલિનવસન એવો વણિક્ હતો. રાજાએ વાગ્ભટને કહ્યું દ્રમ્મ નક્કી કરીને આપજો. વાગ્ભટ વાણીઆ સાથે પાદુકા પાસે ગયો, ને દ્રમ્મ માગવા લાગ્યો, એટલે વાણીઆએ સવાકોટિનું માણિક્ય દેખાડયું. મંત્રીએ પૂછ્યું કે તારા ઘરમાં આ ક્યાંથી ? વાણીઆએ કહ્યું મારા પિતા હંસ નામના સોરઠીઆ પોરવાડ મહુઅકના રહેવાસી હતા. હું તેમનો પુત્ર જગડ નામનો છું ને મારી માતાનું નામ ધારુ છે. મારા પિતાએ મરણસમયે મને કહ્યું કે વત્સ ! મેં ચિરકાલ સુધી પ્રવાહણયાત્રા કરી, તે ફળી છે અને મને બહુ ધન મળ્યું છે, તેથી મેં સવા સવા કોટીની કીમતનાં પાંચ માણિક્ય લીધાં છે. હવે મારે ઋષભદેવના ચરણજ શરણ છે. એમ કહી તેમણે અનશન લેઇ, સર્વ જીવની ક્ષમા યાચી, એક માણિક્ય શ્રીઋષભદેવને, એક શ્રીનેમિનાથને, એક શ્રીચંદ્રપ્રભને, અને બે રત્ન તારે માટે રાખજે એમ કર્યું બીજું ધન પણ મારી

+ પરિગ્રહ વહુ

પાસે ઘણું છે. હાલ હું મારી માતાને સાથે લાવ્યો છું. તેને કપર્દિ-ભવનમાં મૂકી છે. તેને, પુરાણપુરુષોએ સર્વ તીર્થ કરતાં આધિક વર્ણવેલી એવી આ માલા પહેરાવીશ. આવું સાંભળીને મંત્રીને બહુ હર્ષ થયો. રાજા અને સંઘ પેલા વાણીઆની માતાને સામા ગયા, સર્વ શ્રાવકોએ માલાપરિધાપન કર્યું. પછી માણિકને સોનામાં જડીને ઋષભદેવના કંઠાભરણમાં ઘાલ્યું, તેથી ચૈત્યના ગભારામાં તેજનો ઝળકાર થઈ રહ્યો, પછી સંઘ પાછો આવ્યો. સંઘભોજન ચાલવા માંડયાં, પ્રતિલાભનઃ થવા લાગી, અમારિ પ્રવર્તી.

રાજા કુમારપાલની બહેન શાકંભરીશ્વર ચાહુમાન વંશના રાજા આનાક સાથે પરણાવેલી હતી. તે અને તેનો પતિ એક વાર સોગઠે રમતાં હતાં. રાજાએ સોકટાને ઘરમાં મૂકતાં કહ્યું મુંડકાને મારો, મુંડકાને મારો. એમ બે ત્રણ વાર કહ્યું. માથે ટોપી ન પહેરનારા ગૂર્જરવાસી તે મુંડકા કહેવાય, અથવા ગૂર્જરેંદ્રગુરુ શ્વેતાંબરો મુંડકા કહેવાય માટે આ ઉક્તિ આવા માર્મિક હાસ્ય અર્થવાળી થઇ, તેથી રાણીને કોપ ચઢયો ને બોલી કે હે જંગડક! જીભ સંભાળીને બોલો, શું બોલોછો? મને નથી દેખતા? અથવા મારા ભ્રાતા રાજરાક્ષસને નથી ઓળખતા? રાજાએ ક્રોધ કરી તેને લાત મારી. રાણીએ પ્રતિજ્ઞા કરી કે તમારી જીભ જો ખેંચી ન કઢાવું તો હું રાજપુત્રી નહિ. એમ કહી તુરત સેનાસમેત શ્રીપત્તન આવી અને પોતાના ભાઇ ચૌલુક્યને વૃત્તાન્ત તેણે કહ્યો. ચૌલુક્યે કહ્યું ઠીક છે એમ કરીશું રમુજ જો. આ પ્રકારે રાણી જતી રહી તે પછી આનરાજાએ ગૂર્જરનૃપના દુર્ધર તેજનો વિચાર કર્યો તો મનમાં બહુ પરિતાપ થયો. ચૌલુક્યે પણ પોતાના બહુ આપ્ત મંત્રીને ત્યાંનો વૃત્તાન્ત જાણવા મોકલ્યો. તેણે ત્યાં જઈ ઘર રાખ્યું. રાજા પાસેની એક દાસીને ધનથી ફોડીને પોતાનું ભોગપાત્ર બનાવી. પહોર રાત જાય ત્યારે નિત્ય આવેને એને રંજન કરે. એક વાર તે છેક મધ્યરાત્રીએ આવી. મંત્રી બહુ કોપ કરીને બોલ્યો

અરે પાપિણિ! અહીં તહીં ભટકનારી! કેમ મોડી આવી? તેણે બહુ વિનયપૂર્વક મંત્રીને કહ્યું સ્વામિન્! કોપ ન કરો, હું સકારણ રહી હતી. મંત્રીએ પૂછ્યું શું કારણ હતું? તેણે કહ્યું હું આનરાજાની તાંબૂલદાસી છું. આજ રાતે એક પહોર રાત ગઇ ત્યારે પરિવારમાત્રને રજા આપી, મને પણ રજા આપી, પણ બધાને જતા જતામાં એક આપતને પોતે કહ્યું કે વ્યાઘ્રરાજને બોલાવી લાવો. આવું સાંભળી હું કૌતુક જોવા માટે થાંભલા પાછળ લપાઇ રહી. વ્યાઘ્રરાજ કોણ છે, શા માટે બોલાવ્યો છે તે જોવાની મને ઇચ્છા થઇ. પછી તે આવ્યો, ને પ્રણામ કરી બેઠો એટલે રાજા બોલ્યો કે જો વિજન છે એટલે કહું છું, તમે અમારા કુલક્રમાગત સેવક છો, માટે તુરત જાઓ, ને ગૂર્જરેશ્વરને ઘાતક થઇને મારી નાખો, ત્રણ લક્ષ સુવર્ણઆપીશ. તે સાંભળી વ્યાઘ્રરાજે કહ્યું દેવ! જરૂર તેને હણીશ, એમાં શંકા ન રાખશો. તે સાંભળી રાજાને સંતોષ થયો. તુરતજ ત્રણ લક્ષ સુવર્ણ તેને ઘેર મોકલાવી દીધા. પોતે વ્યાઘ્રરાજને પૂછ્યું ક્યારે, શા ઉપાયથી, હણશો! તેણે કહ્યું નાથ! આજ રવિવાર છે, આવતે સોમવારે દેવને નમીને તે પાછો આવશે ત્યારે બહારના આંગણામાં શેષ લેવાને મિષે તેની પાસે જઇ, પુષ્પ લેઇશ, ને ત્યાં રાખી મૂકેલી કર્તિકાથી મારી નાખીશ જેણે સાહસ માથે વહોર્યું છે તેને કાંઇ દુષ્કર નથી, કદાપિ હું મરી જાઉં તો મારાં માણસો ઉપર આપ કૃપા રાખજો; ને જો જીવતો રહીશ તો તો જયજયકાર છે. એમ કહ્યું ત્યારે આનાકે તેને બીડું આપ્યું, ને રજા આપી. એ બધું સ્તંભ પાછળથી મેં સાંભળ્યું. પછી રાજા અંતઃપુરમાં ગયા એટલે હું આપની સેવામાં હાજર થઇ, માટે મારા ઉપર ક્રોધ ન કરશો. દાસીની આવી વાત સાંભળીને ચૌલુક્યના પેલા નિયોગીએ વિચાર કર્યો કે શત્રુના ઘરનું મર્મ મેળવ્યું., હવે કાર્ય કરવાનો આરંભ કરવો. પણ બહુ વિચાર કરીને દાસીને કહ્યું જા, જા, મિથ્યાભાષિણિ! સ્ત્રીના કહેવા ઉપર શો વિશ્વાસ? શાસ્ત્રમાં એવું કાંઇ નથી, લોકમાં એવું કશું જોયું નથી કે જે સ્ત્રીઓ ન ઉઠા-

ન સ્થાપે, ઇત્યાદિ કહીને તેને કાઢી મૂકી; અને પોતે ચતુર દૂતને ચૌલુક્ય પાસે મોકલ્યો ને કહાવ્યું કે આપે સાવધાન રહેવું, અમુક અમુક જાતનું આપના ઉપર કાવતરૂં રચાયું છે, ભરટકના ઉપર દૃષ્ટિ રાખવી. આ વૃત્તાન્ત જાણી ચૌલુક્ય સાવધાન થયો. સોમવાર આવ્યો ત્યારે રાજા કર્ણમેરુ ગયો, તો ત્યાં બતાવેલી ચેષ્ટાનુસાર ભરટક પ્રકટ થયો. દેખતા વેંતજ રાજાએ તેને મલ્લપાસે પકડાવ્યો. એટલે તેની પાસેથી કર્તિકા પણ નીકળી વ્યાઘ્રરાજને બાંધી લીધો અને કહ્યું અરે મૂર્ખ! જંગડે તને મોકલ્યો છે, તું તો સેવક છે, એટલે તારે હિતાહિત વિચાર ન જ હોય. તું તો સ્વામીની આજ્ઞાને વશંવદ છે, માટે બીહીશ નહિ, તને હું મૂકી દઇશ પણ જે ગર્વિષ્ઠ થઇ આવો દ્રોહ કરેછે તેને હણીશ. એમ કહી પોતે મહેલમાં ગયો અને યુદ્ધની સામગ્રી કરવા લાગ્યો. વિવિધ પ્રકારે પાર્ષ્ણિરક્ષા[૧] કરીને ચાલ્યો. સવાલક્ષ મુલકમાં પેઠો. ભાટે આનકનરેંદ્રને કહ્યું રે રે દેડકા! જરા ગર્વ ઓછો કર, હે દુર્મતિ! તારૂં શરણ કોણ છે? શાની બૂમો પાડેછે? આ વિષમ વિષથી વદન પ્રજવલી રહ્યું છે એવો મહાદર્પવાળો સર્પ જીભ લબક લબક કરતો તને ગળવા માટે દોડતો સામો આવેછે. આનકે પણ રિપુદૂતનું આવું વચન સાંભળી ત્રણલક્ષ અશ્વ, દશલક્ષ પ્યાદલ, પચાસ મદોન્મત્ત ગજેંદ્ર, તૈયાર કરી ચઢયો; ને પંચક્રોશી આગળ આવ્યો. ઉભયે રાજાઓએ એમ નિશ્ચય કર્યો કે ત્રણ દિવસમાં યુદ્ધ થશે. રાજપુત્ર અન્યોન્ય સાથે અક્ષ રમવા લાગ્યા; તેમ મલ્લ, યોધ, ક્ષુરીકાર, મેષ, વૃષભ, મહિશ, ગજ આદિને રમાડવા લાગ્યા, નાળીએર ફોડવા માંડયાં; પણ એટલો અવકાશ મળ્યો તેવામાં સવાલાખના ધણીએ રાત્રીસમયે દ્રવ્યના બળથી દુલીયા કેલ્હણ આદિ ચૌલુક્યભક્તોનો ભેદ કર્યો ને તેમને સ્વપક્ષમાં લીધા. સર્વેએ એમજ નિશ્ચય કર્યો કે યુદ્ધ માટે તૈયાર થવું પણ યુદ્ધમાં ભળવું નહિ. આ વાતમાં ચૌલુક્યરાજ અદ્યાપિ કાંઇ જાણતો

૧. યુદ્ધ કરવાજતી વખતે પાછળ પોતાનાં નગરાદિની રક્ષા યોજવી તે

ન હતો, એટલે પ્રાતઃકાલે કુમારપાલે કલહપંચાનન નામના પટ્ટહસ્તીને શ્યામલ મહાવત પાસે આગળ ધકેલાવ્યો; પણ પોતાના માણસોને તટસ્થ જોઇ તેમને દુષ્ટ જાણ્યા અને શ્યામલને કહ્યું કે આ લોકો કેમ ઉદાસીન છે? શ્યામલે કહ્યું કે શત્રુએ આપેલા દ્રવ્યને લીધે એ લોકો તમારા દ્રોહી થયા છે. રાજાએ પૂછ્યું ત્યારે તું કેમ કરશે? શ્યામલે કહ્યું દેવ! એક આપ, બીજો હું, ને ત્રીજો આ કલહપંચાનન, એ ત્રણ કદાપિ હઠવાના નથી. રાજાએ કહ્યું કે એમ હોય તો સંમુખ જે શત્રુરૂપમુઙ્ગરસંઘટ્ટ દેખાયછે તેમાં હાથીને હાંકઃ—

સાહસ મેરુ હલ વહઈ દૈવહ તણઇ કપાલિ
ખૂટા વિણુ ખીંખઇ નહી ખેડી મ ખૂંટા ટાલિ.

તેજ વેળે એક ચારણે કહ્યું:—

જા કુમારપાલ મત ચિંત કર ચિંતિઉ કિંપિ ન હોઇ
જિણિ તુહ૰રજ્જુ સમપ્પિઉ ચિંતા કરે સિરનોઇ

તેવું તેનું વચન સાંભળી શકુન થયા માની પુરસ્થ મહાસંઘટ્ટમાં પેઠો. હજારો નરને હણતો ગજારૂઢ કુમારપાલ આનાકના ગજ પાસે આવ્યો. હાથી હાથી સાથે ભચકાયો, સુંઢે સુંઢ દંતે દંત અથડાયાં, ને બે હાથી જાણે એકજ હોય એમ થઈ ગયા. ઉભયે મહા બલવાન હાથી ખાઝયા, ચીત્કાર પાડતો સતો પણ કલહપંચાનન પાછો હઠયો નહિ. ત્યારે કુમારપાલે શ્યામલને કહ્યું આ પાછો કેમ હઠે? શ્યામલે કહ્યું રાજન્ ! શ્રી જયસિંહ દેવ પડયા ત્યારે કાંઇક દિવસ પાદુકાથી રાજ્ય ચાલ્યું, માલવાના રાજપુત્ર ચાહડ કુમારે પ્રધાનપાસે રાજ્ય માગ્યું પણ તેમણે આપ્યું નહિ, તે ઉપરથી રોષ કરીને ચાહડ આનનો સેવક થયો. તે ભગદત્ત રાજાની પેઠે મહાવતોના શિરોમણિ છે, અતુલ બલવાળો છે, તેના સિંહનાદથી કલહપંચાનન સ્થિર થઇને ગિરિની પેઠે ઉભો છે. એમ ઉભયે રાજાએ યુદ્ધ ચલાવ્યું. ઉભયે સૈન્ય ચમત્કૃત થયાં, ઉદાસીન થઇને ઉભેલા ગૌલુકપક્ષીનાવાળા

ભયથી પ્રથમે કંપ્યા કે અહો એકલા એવા કુમારપાલદેવનું શું અસમરસ* સાહસ છે! સૈન્યનું યુદ્ધ થયું નહિ, તેમનું બેનુંજ યુદ્ધ ચાલ્યું. એમ ચૌલુક્ય આને ફેંકેલા શસ્ત્રને બચાવી, આનના હાથીના કુંભસ્થલે ચઢી બેઠો. આનરાજાનાં કસણને છરીથી છેદી નાખી તેને તેણે ભૂમિ ઉપર પાડી નાખ્યો ને છાતી ઉપર પગ મૂકી, હાથમાં કટાર લેઈ, બોલ્યો અરે બકવાદ કરનાર! મૂઢ! અધર્મી! પિશાચ! માર મુડકાંને એવું મારી બહેન આગળ કહેલું યાદ કર, મારી બેનની પ્રતિજ્ઞા આજ હું પૂર્ણ કરૂં છું, તારી દુર્વાક્યકટુ એવી જીભને છેદુ છું. કુમારપાલે આવું કહ્યુ તો પણ સવાલાખ માળવાનો ધણી કાંઇ બોલ્યો નહિ, માત્ર ટગર ટગર તેના સામું જોઈ રહ્યો. ચૌલુક્યને પણ બહુ દયા આવી એટલે તે બોલ્યો અરે નીચ! તને જવા દઉં છું, પણ મારો તું બનેવી છે માટે નહિ, માત્ર દયાથીજ જવા દઉં છું, તારા દેશમાં ટોપીને અગ્રે બે જીભ જેવું રાખવું, ને તેને કસણથી પછવાડે બાંધવું, એટલે મારી ભગિનીની પ્રતિજ્ઞા સચવાશે. એ વાતની આને હા કહી. મનમાં એમ ન્યાય ધારીને કે બલવાન્ જોડે વિરોધ શા કામનો. એને કુમારપાલે લાકડાના પાંજરામાં ઘાલી ત્રણ રાત્રી સુધી પોતાના સૈન્યમાં રાખ્યો, જયવા દિત્ર વગડાવ્યાં. પછી પાછું તેને રાજ સોંપ્યું. આ રીતે ઉત્ખાતપ્રતિરોપિત રાજાએ પોતાના સુભટોને બહુ ઉપાલભ આપ્યો. તે બધા જીવ વેગળો મૂકી એની સેવા કરતા હતા. મેડતનો ગરામ સાત વાર લૂટ્યો, અદ્રકના સ્થાનમાં આર્દ્રક વાવ્યું, ત્યારે ચારણે કહ્યું:—

કુમારપાલ રણહટ્ટિ વલિઉ કુકરિ સઈવ વહરણુ
દુક્કહ પલ્લી મટ્ટિ વિ સકલખ્ખ ઉઝગડ ઉક્કિયઉ.

કુમારપાલ બહુવાર ત્યાં રહ્યો સાથે શ્રીહેમચંદ્રસૂરિ પણ હતા, તેમને પોતે પૂછ્યું કે માલવાના રાજા ગૂર્જરદેશમાં આવે છે, ત્યારે પોતાની ખ્યાતિ માટે પ્રાસાદને પાડી નાખે છે, તો આપણે શા પ્રકારે

* અસમરસ એટલે અલૌકિક

ખ્યાતિ કરવી ? શ્રીહેમસૂરિએ કહ્યું પાષાણમય પેષણયંત્રને ભાંગી નાખો તેથી પુણ્ય અને કીર્તિનો લાભ થશે. તેણે તેમ કર્યું; તેના ભાગેલા કટકા અદ્યાપિ ઠેકાણે ઠેકાણે પડેલા છે. એમ કરી પરરાષ્ટ્રને મર્દન કરનાર ચૌલુક્ય પાછો વળ્યો. પોતાના નગરમાં આવ્યો. ભગિનીબનોંના કુલનો પ્રસંગ આ રીતે પાર પડયો, પણ અભિમાનને લેઇને ભગિની ત્યાં ગઈ નહિ સ્તંભનપુરમાં તેણે તપ કર્યું રાજાએ ત્યાં યાત્રા કરી અને તે પુર પાર્શ્વદેવને આપી દીધું. પછી માલવપતિ લાંચ લેનાર કુસેવકને દંડી નિશ્ચિંત થયો.

શ્રીકુમારપાલ શ્રીહેમચંદ્રપાદની સેવા કરતો હતો, સામયિક પૌષધાદિ કરતો હતો. એક વાર રાજાએ પૂછયું કે હે ભગવન્! પૂર્વ ભવમાં હું કેવો હોઇશ ? ગુરુએ કહ્યું આ તો નિરતિશય કાલ છે કેમકે શ્રીવીરના મોક્ષે જવાથી ૬૪ વર્ષે છેલા કેવલી જંબુસ્વામી સિદ્ધિને પામ્યા, તેની સાથે મનઃપર્યાય જ્ઞાન, પરમાવધિ, પુલાકલબ્ધિ, આહારક શરીર, ક્ષપક શ્રેણિ, ઉપશમ શ્રેણિ, જિતકલ્પપરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય, યથાખ્યાતચારિત્ર, કેવલજ્ઞાન, સિદ્ધિગમન એ દ્વાદશસ્થાન વ્યુચ્છિન્ન થયા. એકસો સીતેર વર્ષ પછી સ્થૂલભદ્ર સ્વર્ગે ગયા ત્યારે છેલાં ચાર, પૂર્વના ચાર, ચતુરસ્ર સંસ્થાન, વજ્રઋષભ, નારાચ સંહનન, મહાપ્રાણધ્યાન એટલાં વ્યુચ્છિન્ન થયાં. આર્ય વજ્રસ્વામી ગયા તે પછી પૂર્વ દશ અને આદ્ય સંહનનચતુષ્ક એટલે વ્યુચ્છિન્ન થયાં. પછી ધીમે ધીમે પૂર્વનો પ્રલય થઇ ગયો. તથાપિ દેવતાના પ્રસાદથી કાંઇક જાણી શકાય છે રાજાએ કહ્યું ગમે તે પ્રકારે મને પૂર્વભવ સમજાવો. ગુરુએ તે વાત સ્વીકારી. પછી પોતાના આપ્ત પુરુષો સમેત સિદ્ધપુર ગયા. ત્યાં એકાન્તમાં બેઠા અને આસપાસ બે મુનિને રક્ષા કરવા માટે બેસાર્યા ત્રણ દિવસ પ્રયોગ ચાલ્યે એટલે વિદ્યાદેવી આવી તેમણે પ્રભુને કહ્યું તમારા સત્વથી અને પ્રસન્ન છીએ વર માગો. સૂરિએ કહ્યું કે કુમારપાલનો પૂર્વભવ બતાવો

પારે દેવીએ કહ્યું મેદપાટને સીમાડે પર્વતશ્રેણિમાં પલ્લીશપરમાર જયતાક રાજ્ય કરતો હતો. તે ઘણો અન્યાયી હતો. તેણે એક વાર ધાન્ય કનક સમૃદ્ધ એવી પોઠને લૂટી. વણજારો નાશી ગયો, વણજારો માલવદેશમાં ગયો ને રાજાને મળ્યો. રાજાએ આપેલું સૈન્ય લઇને તેણે પલ્લીને ઘેરો ઘાલ્યો. જયતાક નાશી ગયો, તેની સ્ત્રી પકડાઈ, તેનું પેટ ફાડી અંદરથી ગર્ભમાં પુત્ર હતો તેને કાઢી પથરા ઉપર પછાડીને મારી નાખ્યો. પલ્લી ગ્રામ આદિ બાળી નાખ્યાં. એમ કરીને વણજારો પાછો માલવે ગયો. રાજાએ પૂછયું ત્યારે વણજારે કહ્યું કે જયતાક તો નાશી ગયો; પણ એની સગર્ભા સ્ત્રીને મારી નાખી, ને ગામ બાળી મૂકયું. રાજાએ કહ્યું તેં ઠીક ન કર્યું, કે સગર્ભાને હણીને બે હત્યા લીધી; માટે તું મને મોઢું બતાવીશ નહિ. એમ કહી તેને કાઢી મૂકયો, તેથી લોકમાં પણ તેની બહુ નિંદા થઇ વણજારે તપોવનમાં જઇને તપસ્વિની દીક્ષા લીધી. બહુ તપ કરીને મરણ પામ્યા પછી તે જયસિંહદેવ થઇને અવતર્યો. જયતાક પણ સ્થાનભ્રષ્ટ થયો તેથી દેશાંતરમાં ગયો. અરણ્યમાં જતે જતે તેને ખંડેરગચ્છસ્વામી શ્રીયશોભદ્રસૂરિ મળ્યા; સૂરિએ કહ્યું તારૂં સર્વસ્વ તેં ખોયું છે તો હવે શા માટે અન્યાય આચરેછે? જયતાકે કહ્યુ બુભુક્ષિત ગમે તે પાપ કરે, માટે સર્વ અકૃત્ય પણ કરૂં છું. સૂરિએ કહ્યું ચાલ હવણાં તને વિવિધ ભોજન કરાવીશું, અન્યાય કરવો મૂકી દે સૂરિએ તેને ભોજન વસ્ત્રાદિ કોઇ પાસે અપાવ્યાં કેમકે સંઘમાં સર્વે તેની આજ્ઞાને પાળતા હતા. ચોરી ન કરવી એવો નિયમ આપ્યો. પછી તે તિલિંગદેશમાં તુરંગલ પુરમાં ઉઢર નામના વાણીઆને ઘેર પેટ માટે નોકર રહ્યો. ત્યાંના વિહારમાં એક વાર યશોભદ્રસૂરિ આવ્યા, ચૌટામાં આ નોકરને મળ્યા. જયતાકને શ્રાવકોએ ઉપાશ્રય બતાવ્યો. ત્યાં જઈ તેણે વળી ચૌર્ય ન કરવાનો નિયમ લીધો. બીજા પણ ઘણા નિયમ લીધા. પછી મોડો ઉઢરને ઘેર ગયો. ઉઢરે પૂછ્યું કે વાર કયાં લાગી? કામ એમનાં એમ પડયાં પડયાં બગડેછે;

ત્યારે તેણે કહ્યું મારા ગુરુ આવ્યા છે ત્યાં જઈ વંદનાનંદનો અનુભવ લેતો હતો, તથા નિયમ લેતો હતો. ઉઠરને પણ શ્રધ્ધા થઇ એટલે તેણે કહ્યું ચાલ હું પણ ગુરુ પાસે આવીશ. જયતાકે કહ્યું એતો મહાપુરુષ છે, ચાલો. ઉઠર ગુરુ પાસે ગયો, વંદના કરીને બેઠો. દેશના સાંભળી તેને તત્ત્વજ્ઞાન થયું, એટલે પોતે શ્રાવક થયો. ગુરુને કહ્યું કે દક્ષિણા માગો. સૂરિએ કહ્યું અમે નિર્મમ નિષ્પરિગ્રહ છીએ એટલે દક્ષિણા જોયતી નથી, પણ તારો આગ્રહ હોયતો મહાવીરમંદિર કરાવ. તે પ્રમાણે ઉઠરે કર્યું. ઉઠર અને જયતાકને ભાઈ જેવો સ્નેહ થયો. એક વાર પર્યુષણસમયે ઉઠર પરિવાર સમેત, તથા જયતાકને લેઇ, પુષ્પસામગ્રી સહિત દેવગૃહ પ્રતિ ચાલ્યો. ઉઠરે દેવનીપૂજા કરી અને જયતાકને કહ્યું આ પુષ્પ લેઇને તું પણ પૂજા કર. જયતાકે કહ્યું તમારાં પુષ્પ લેઈને પૂજા કરવાથી મને શું ફલ થાય? માટે મારી પાસે પાંચ કોડી છે તેનાં પુષ્પ લેઇને પૂજા કરીશ. એમ જયતાકે કર્યું તેથી તેને અગણિત પુણ્ય પ્રાપ્ત થયું. પછી ઉઠર અને જયતાક ગુરુની વંદના કરવા ગયા. જયતાકે ઉપવાસ કર્યો. બીજે દિવસે મુનિને દાન આપી પારણું કરી. એમ અનેક પુણ્ય પ્રાપ્ત કરીને મરી ગયો. તે જયતાક મૂલરાજના વંશમાં કુમારપાલ થયો. એમ દેવીએ કહ્યું ત્યારે પ્રભુએ પૂછ્યું કે એ વાતનો પ્રત્યય શી રીતે થાય? દેવીએ કહ્યું રાજાને કહીને તે નગરમાં માણસ મોકલો. ત્યાં અદ્યાપિ પણ ઉઠરના વંશના લોક છે. તેમની દાસી સ્થિરદેવી તમામ હકીકત વૃત્તાન્ત જાણે છે, તે યથાર્થ કહેશે. એમ કહ્યા પછી દેવીને રજા આપી. એટલે તેણે જતે જતે ઉઠરને ઘેર બધી વાતની સૂચના આપી. આ તરફ પ્રભુ રાજા પાસે ગયા. રાજાએ પૂછ્યું એટલે હતું તેવું બતાવ્યું. રાજાએ માણસ મોકલી બધી પ્રતીતિ કરી જોઇ. તેની જિનધર્મ પર શ્રધ્ધા સ્થિર થઇ; સિધ્ધરાજ સાથેના વૈરનું કારણ પણ સમજાયું તથા પૂર્વ ભવમાં ગર્ભઘાત કરેલો માટે સિધ્ધરાજને પુત્ર ન થયો તે પણ જણાયું.

ઇતિ શ્રીહેમસૂરિપ્રબંધ.

---

## અથ હર્ષકવિપ્રબંધ

પૂર્વદેશમાં કાશીપુરીને વિષે ગોવિંદચંદ્ર નામે રાજા હતો. અંતઃપુરયૌવનરસપરિમિલના અનુભવમાંથી તેને જયંતચંદ્ર નામે પુત્ર થયો હતો. તેને રાજ્ય સોંપી પિતાએ યોગમાર્ગે પરલોક સાધ્યો. જયંતચંદ્રે શતયોજન પૃથ્વી જીતી લીધી. તેને મેઘચંદ્ર નામે પુત્ર થયો, તે સિંહને પણ ચૂર્ણ કરવા સમર્થ હતો, તો મદાંધ હાથીનો તો તેના આગળ શો હીસાબ. તે રાજા ચાલે ત્યારે તેનું સૈન્ય ગંગાને યમુનાના જલ વિના તૃપ્ત થાય નહિ; એમ બે નદી રૂપ યષ્ટિના ગ્રહણને લીધે પંગુલ એવું રાજાનું બિરુદ લોકમાં પ્રસિદ્ધ થયું. તેની સેના પરરાજ્યને મહા ત્રાસ કરતી હતી. રાજાને બીજું કામ શું ? તે રાજા પાસે બહુ વિદ્વાનો હતા તેમાં એક હીર નામે બ્રાહ્મણ હતો. તેનો પુત્ર પ્રાજ્ઞચક્રવર્તી શ્રીહર્ષ નામે હતો. તે હજી બાલક હતો તેવામાં રાજસભામાં એક પંડિતે હીરને રાજા સમક્ષ પરાજય પમાડીને મૌન કરી નાખ્યો. લજ્જા પામી હીરપંડિતે મનમાં વૈર રાખ્યું. મૃત્યુસમયે શ્રીહર્ષને તેણે કહ્યું વત્સ ! અમુક પંડિતે રાજસભામાં મારો માનભંગ કર્યોછે, તો તું જો મારો ખરો પુત્ર હોય તો રાજસભામાંજ એ અપમાનનું વૈર વાળજે. શ્રીહર્ષે પ્રતિજ્ઞા કરી એટલે હીર મરણ પામ્યો. શ્રીહર્ષે કુટુંબભાર આપ્ત દાયાદાદિને સોંપ્યો ને પોતે વિદેશ જઇ આચાર્ય પાસેથી વિવિધ તર્ક અલંકાર ગીત ગણિત જ્યોતિષ મંત્ર વ્યાકરણ આદિ સર્વ વિદ્યા પ્રાપ્ત શીખ્યો. ગંગાતીરે પોતે ગુરુએ આપેલા ચિંતામણિમંત્રની એક વર્ષ સુધી ખંતથી સાધના કરી તેથી ત્રિપુરા પ્રત્યક્ષ થઇ; તેણે અમોઘા*દેશ આદિ વરદાન આ-

---

* અમોઘાદેશ = નિષ્ફલ નહિ એવી આજ્ઞા

ધ્યાં. પછી રાજગોષ્ઠિમાં ફરવા લાગ્યો, બોલવા તથા વાદ કરવા લાગ્યો સર્વની સાથે બાઝવા લાગ્યો, તો લોકાગોચરભૂત[૧] એવી અ વિદ્યાથી ખેદ પામ્યો, એટલે ભારતીને વળી પ્રત્યક્ષ કરી કહ્યું હે માત અતિપ્રતિજ્ઞાથી પણ મને તો દોષ પ્રાપ્ત થયો. ત્યારે દેવીએ કહ્યું ધ્ય રાત્રીએ પાણીથી માથું પલાળી દહીં ખાઈ જા, ને પછી સઇ હે; કફાંશાવતારને લીધે સહજ જડતા પ્રાપ્ત થશે. તેમ કર્યું તે ઉપ થી સ્થિરવાક્ થઇ ખંડનાદિ સો કરતાં અધિક ગ્રંથ તેણે રચ કૃતકૃત્ય થઇ કાશી ગયો. ત્યાં નગર બહાર બેશી જયંતચંદ્ર કહાવ્યું કે હું ભણીને આવ્યોછું. ગુણાનુરાગી રાજા પણ હીર જીતનાર પંડિતસમેત નગરના ચારે વર્ણને લેઇ સામો ગયો. શ્રીહર્ષે નમસ્કાર કર્યો, હર્ષે પણ લોકમાત્રને યથાયોગ્ય કર્યા, ને રાજાને એ રીતે સંતોષ પમાડયો કે ગોવિંદનંદન  છે તેથી કે એમના વપુની કાન્તિથી આ નૃપ ઉપર હે તરુણીઓ ! તમે કામબુદ્ધિ કરશો નહિ; કેમકે કામદેવ જગત્નો વિજય કરવામાં સ્રીને અસ્રી કરેછે, અને આ તો અસ્રીને સ્રી[૩] કરેછે. સવિસ્તાર તારસ્વરથી એ શ્લોકની વ્યાખ્યા પણ કરી. રાજા તથા સભા બહુ પ્રસન્ન થયાં, પિતાના વૈરી વાદીને જોઇ સકટાક્ષ બોલ્યો: સુકુમાર વસ્તુવાળા સાહિત્યમાં કે દઢન્યાય ગ્રહથી કઠિન એવા તર્કમાં મારા પ્રતિ ભારતીસમાન લીલા આચરેછે: મૃદુ આચ્છાદનવાળી શય્યા હો કે દર્ભાંકુર પાથરેલી ભૂમિ હો પણ પતિ જો પોતાને મન ગમતો હોય તો સ્રીને રતિ સરખીજ થાયછે. આવું સાંભળી પેલા વાદીએ કહ્યું કે વાદીન્દ્ર ! ભારતીસિદ્ધ

---

૧ લોકના સમજવામાં ન ઉતરે તેવી; અલૌકિક

૨ એટલે પ્રદ્યુમ્ન અથાત્ કામદેવ છે એમ અર્થ છે, ને કહેવામાં ગોવિંદનો પુત્ર એવી ઉક્તિ છે

૩ સ્રીને અસ્રી કરેછે એટલે પુરુષ કરેછે એમ ઉક્તિવિરોધ, તેમજ અસ્રીને સ્રી કરેછે, પુરુષને સ્રી કરેછે એમ ઉક્તિવિરોધ; પરિહાર એનો કે અસ્રી એ-

તમારી તુલ્યે કોઇ નથી કે અધિક પણ નથી: પોતાના કૌશલ્યના પરાક્રમથી ઉદ્ધત બનેલાં એવાં હિંસ્ર¹ પ્રાણી વનમાં ઘણાં હોયછે, પણ એકલા સિંહનાજ લોકોત્તર વીર્યની અમે સ્તુતિ કરીએ છીએ, કેમકે તેનું સાહંકાર હુંકૃત સાંભળતાંજ કોલકુળોએ કેલિ,મદકલોએ મદ, નાહુલોએ કોલાહલ, મહિષોએ હર્ષ, તુરત તજી દીધાં. આવું સાંભળી હર્ષનો ક્રોધ ઉતરી ગયો. રાજાએ કહ્યું વાહ ! શ્રીહર્ષને આ સમયે આવુંજ કહેવું ઉચિત હતું, પ્રતિવાદીપણાનું કામ ન હતું ઠીક અવસર જાણ્યો. એમ કહી શ્રીહીરવૈરી અને હર્ષને રાજાએ પરસ્પર ભેટાડયા, અને ઉભયને સ્નેહ કરાવી ઘેર મોકલ્યા; એક લક્ષ સુવર્ણદાન આપ્યું. એમ નિશ્ચિંત થયા પછી એક વાર રાજાએ કવીશ્વરને કહ્યું વાદીંદ્ર ! કોઇ પ્રબંધરત્ન રચી લાવો. તે ઉપરથી પોતે નૈષધકાવ્ય બાંધ્યું; દિવ્ય રસવાળું, મહાગૂઢ વ્યંગ્યવાળું, એ કાવ્ય રાજાને બતાવ્યું. રાજાએ કહ્યું બહુ સારૂ છે પણ કાશ્મીર જઇ ત્યાંના પંડિતોને બતાવો. ત્યાં શારદાપીઠ ઉપર ભારતી સાક્ષાત્ બીરાજેછે તેના હાથમાં મૂકો. તેમને રુચે નહિ તેવા પ્રબંધને તે કચરાની પેઠે ફેંકી દેછે, ને રુચે તેને માથું હલાવતે હલાવતે સારો કહી સ્વીકારેછે, ને તે વખતે ઉપરથી પુષ્પવૃષ્ટિ થાયછે. રાજાએ આપેલા દ્રવ્યથી મહા સામગ્રી તૈયાર કરાવી શ્રીહર્ષ કાશ્મીર ગયો. ત્યાં જઇ સરસ્વતીના હાથમાં પુસ્તક મૂક્યું, તો સરસ્વતીએ તેને કાઢી નાખ્યું. ત્યારે હર્ષે કહ્યું તું વૃદ્ધ થઇ તેથી અક્કલ ગઇ કે શું ? મારા પ્રબંધને પણ ઈતર પ્રબંધ જેવો લેખે છે ! ભારતીએ કહ્યું પરમર્મ પ્રકાશ કરનાર ! તેં આ ગ્રંથમાં જે કહ્યું છે તે તને સ્મરણમા છે ? અગીઆરમા સર્ગમાં ચોસઠમા શ્લોકમાં મને વિષ્ણુપત્ની રૂપે બતાવી. ૨

૧ હિંસા કરનાર

૨. देवी पवित्रितचतुर्भुजवामभागा वागालपत्पुनरिमां गरिमाभिरामाम् । एतस्यनिःकृपकृपाणसनाथपाणेः पाणिग्रहादनुग्रहाण गण गुणानाम् ॥

લોકમાં મારી કન્યારૂપે જે કીર્તિ છે તેને ઝાંખ લગાડી છે; માટે
પુસ્તકને ફેંકી દીધું. યાચક, વંચક, વ્યાધિ, મૃત્યુ, ને મર્મભાષક,
પાંચ યોગીને પણ ઉદ્વેગ પેદા કરનાર થઇ પડે છે. એવું સરસ્વતી
કહેવું સાંભળી શ્રીહર્ષે કહ્યું એક અવતારમાં નારાયણને પતિ તેં
તેથી પુરાણમાં તું વિષ્ણુપત્ની કહેવાય છે, તો સત્ય વાત કહી
કોપ શા માટે કરે છે? કોપ કરવાથી કંઇ કલંક છૂટતું નથી. એવું
ર સાંભળી ભારતીએ પોતાની મેળે પુસ્તક હાથમાં લીધું. ને તે
સભાસમક્ષ પ્રશંસા કરી. હર્ષે ત્યાંના પંડિતોને કહ્યું કે આ ગ્રંથ
ત્રના રાજા માધવદેવને બતાવો, અને શ્રીજયંતચંદ્ર ઉપર આ ગ્ર
શુદ્ધ છે એવો લેખ કરી આપો. આવું કહ્યું તથાપિ અને ભારતી
ગ્રંથની શ્લાઘા કરી હતી તથાપિ તે પંડિતોએ લેખ ન કરી આપ્યે
તેમ રાજાને પણ તે ન બતાવ્યો. હર્ષ બહુ માસ સુધી રહ્યો, ભા
માત્ર ખાઇ ગયો, વૃષભ આદિ વેચવાં પડયાં, ને પરિચ્છદ ઓછું થ
ગયું. એક વાર નદી પાસે કૂવા આગળ દેવમાસાદમાં હર્ષ ગુપ્ત રી
રુદ્રજપ કરતો હતો તેવામાં કોઇ ગૃહસ્થની બે લઘુ દાસી
ઓ પાણી ભરવા આવી, ને હું પહેલી ભરૂં ને હું ભરૂં એમ કરત
લડી પડી, ને બહુ વાર સુધી ગાળાગાળી કરવા લાગી. માથાં ફૂટય
એવી મારામારી થઇ. રાજા આગળ તેમણે રાવ કરી, રાજાએ
સાક્ષી માગ્યા ને કહ્યું કે આ કલહનો કોઇ સાક્ષી છે કે નથી? તેમણે કહ્યુ
એક બ્રાહ્મણ ત્યાં જપ કરે છે તે છે. રાજપુરુષોએ જઇને શ્રીહર્ષને
આણ્યો. અને રાજાએ તેને ખરી ખોટી પૂછી જોઇ. હર્ષે ગીર્વાણ
વાણીથી કહ્યું દેવ ! હું તો પરદેશી છું, આ પ્રાકૃત બોલનારીઓ શું
કહેવા માગતી હતી તે હું સમજી શકયો નથી, માત્ર તે તે શબ્દ મારી
સ્મૃતિમાં રહ્યા છે. રાજાએ કહ્યું બોલો ! તે ઉપરથી હર્ષે તેમની ઉક્તિ-
પ્રતિઉક્તિમાત્ર કહી બતાવી. તે સાંભળી રાજાને બહુ ચમત્કાર લા-
ગ્યો કે અહો આની બુદ્ધિ કેવી છે ! અવધારણશક્તિ શી છે! દાસીનો

હર્ષને રાજાએ પૂછયું તમે આવા બુદ્ધિશિરોમણિ કોણ છો? હર્ષે બધી વાત કહી ને કહ્યુ કે તમારા પંડિતોના દૌર્જન્યને લીધે તમારા નગરમાં હું મહામહા દુઃખ વેઠું છું. યથાર્થ વિવેક સમજનાર રાજાએ પંડિતોને બોલાવીને કહ્યું રે મૂઢો! તમને ધિક્કાર છે, આવા રત્ન ઉપર પણ તમને પ્રીતિ આવતી નથી; પ્રજ્વલિત અગ્નિમાં શરીરને હોમી સુખ શોધવું સારૂ, પણ ગુણસંપન્ન પ્રતિ અલ્પ પણ મત્સર કરવો સારો નહિ. એવી નિર્ગુણ અવસ્થા સારી કે જેનો કોઇ મત્સરીજ ન થાય, કેમકે પ્રાયઃ સુમનને પણ ગુણયોગનું વૈમુખ્ય[1] છે. માટે જાઓ, તમે બધા ખલ છો; આ મહાત્માનો પ્રત્યેક જણ પોત પોતાને ઘેર સત્કાર કરો. ત્યારે શ્રીહર્ષે કહ્યુ જેમ યુવાનાં તેમ કુમારનાં અંતઃકરણનું હરણ પરમ રમણીય રમણી કેમ ન કરે? મારી ઉક્તિ બુદ્ધિમાનના હૃદયને અમૃતરૂપ થઇ મદમત્ત ન કરે, અને અરસિક પુરુષને આરાધવાનો રસ રાખે તો એને શું નામ આપવું? એવું સાંભળી પંડિતો બહુ લજવાયા. સર્વેએ ઘેર લઇ જઇ સત્કાર કરી હર્ષનો અનુનય કર્યો. રાજાએ સત્કાર્યજ્ઞ પુરુષો સાથે હર્ષને વિદાય કર્યો. કાશી જઇને જયંતચંદ્રને મળ્યો. સર્વ વૃત્તાન્ત સાંભળી રાજા બહુ સંતોષ પામ્યો. નૈષધકાવ્ય લોકમાં એ પછી બહુ પ્રસિદ્ધિ પામ્યું.

એવામાં જયંતચંદ્રનો પદ્માકર નામનો પ્રધાન અણહિલ્લપુર ગયો હતો ત્યાં તેણે સરોવરમાં ધોવાતી એક સાડી ઉપર, કેતકી ઉપર ભમે તેમ, અનેક ભ્રમરને ભમતા દીઠા. તેથી વિસ્મય પામી ધોબીને તેણે પૂછયું કે આ જેની સાડી છે તે યુવતી તું મને બતાવીશ? મંત્રીને એમજ લાગ્યું હતું કે એ કોઈ પદ્મિની હશે. ધોબીએ સાયંકાલે મંત્રીને તેડી જઇ સાડી પાછી આપતાં ઘર બતાવ્યું. અને સૂહવદેવી નામની શીલાપતિપત્ની રૂપયૌવનસંપન્ન વિધવા બતાવી.

[1] સુમન એટલે પુષ્પ તેમને ગુણ જે દોરો તેમાં પરોવાવું ગમતું નથી, તેમ સુમન એટલે ઉત્તમ મનવાળા સત્પુરુષ તેમને ગુણયોગ એટલે ગુણવાન્ સાથે યોગ કરવા ઉપર વૈમુખ્ય વિમુખતા, અરુચિ, ઈર્ષા, રહે છે

તેને કુમારપાલ પાસે પકડાવી ઘરમાંથી કાઢી, સાથે લેઇ, સોમનાથની યાત્રા કરી, મંત્રી કાશી ગયો, ને ત્યાં એ પદ્મિનીને જયંતચંદ્રની ભોગિની બનાવી તેનું નામ સૂહવદેવી એવું પડ્યું. તે અતિ ગર્વિષ્ઠ વિદુષી હતી એટલે તેનું નામ કલાભારતી એવું લોકમાં ખ્યાતિ પામ્યું. શ્રીહર્ષ નરભારતી કહેવાતો હતો. તે વાત તે સ્ત્રીથી સહન ન થઇ એક વાર તેણે સત્કાર કરી શ્રીહર્ષને પૂછ્યું તમે કોણ? હર્ષે કહ્યું કલાસર્વજ્ઞ. રાણીએ કહ્યું એમ હોય તો મને ઉપાનહ્ પહેરાવો. મતલબ એવી હતી કે એ વાત હું નથી જાણતો એમ જો હર્ષ પોતે બ્રાહ્મણ છે એમ સમજીને કહે તો પોતે અજ્ઞ છે એમ અંગીકાર થાય. હર્ષે વાત અંગીકાર કરી અને પોતાને ઘેર ગયો. તરુપર્ણ ભેગાં કરી સાયંકાલે સ્વામિનીને બોલાવી અને ચર્મકાર કરેછે તેમ ઉપાનહ કરી આપ્યાં. પછી રાજા આગળ પણ, અભ્યુક્ષણ કરજો હું તો ચર્મકાર છું એવું કહી આ કુચેષ્ટા પોતે જણાવી અને મનમાં બહુ ખેદ થવાથી ગંગાતીરે સંન્યાસી થયો.

સૂહવદેવીને પુત્ર થયો. તે યૌવનમાં આવતો ગયો તેમ ઘણો દુર્વિનીત જણાયો. રાજાને વિદ્યાધરનામે મંત્રી હતો તેને ચિંતામણિ-વિનાયકપ્રસાદથી સુવર્ણ બનાવવાનો સ્પર્શમણિ મળ્યો હતો તેનાથી તેણે ૮૦૦ બ્રાહ્મણોને ભોજનદાન કર્યું, અને લઘુયુધિષ્ઠિર એવી નામના પ્રાપ્ત કરી. તે ઘણો બુદ્ધિશાલી હતો રાજાએ તેને પૂછ્યું કે રાજ્ય કોને આપું? મંત્રીએ કહ્યું શુદ્ધવંશવાળા મેઘચંદ્રને આપો, આ રાખેલીના પુત્રને આપશો નહિ પરંતુ રાજાને તો પેલી રાખે કામણ કરેલું તેથી તેના પુત્રનેજ રાજ્ય આપવાની ઇચ્છા થઈ. એમ મંત્રી અને રાજાને વિરોધ થયો ધીમે ધીમે મંત્રીએ રાજાને ગળે વાત ઉતારી મેઘચંદ્રને રાજ્ય અપાવ્યું. રાણીને ક્રોધ આવ્યો. તે ધનાઢ્ય હતી અને સ્વચ્છંદ હતી એટલે પોતાના પ્રધાનને મોકલી ને તેણે તક્ષશિલાધિપતિ સુરત્રાણ (સુલતાન) ને કાશીનો ભંગ કરવા

બોલાવ્યો. પ્રયાણે પ્રયાણે લક્ષ દાનઆપવાનું કબુલ કરવાથી તે આવ્યો. આ વાત વિદ્યાધરે ચરદ્વારા જાણીઅને રાજાને કહી. રાણીએ કામણથી વશ કરેલો રાજા બોલ્યો: એ તો મારી વલ્લભેશ્વરી છે, એનો પતિદ્રોહ કદાપિ કરે નહિ મંત્રીએ કહ્યુ આટલાં પ્રયાણ દૂર શાકેન્દ્ર પડયો છે. પણ રાજાએ માન્યું નહિ ને ઉલટો મંત્રીને હાકી કાઢયો. ઘેર જઈ તેણે વિચાર કર્યો કે રાજા તો મૂઢ છે, રાણીનું જોર જામી ગયું છે, તે અવિવેકિની છે; માટે મારૂં મરણ જો સ્વામીના મરણ પૂર્વે થાય તો બહુ સારૂ. પ્રાત:કાલે મંત્રી પોતાને ઘેરથી ચાલ્યો, રસ્તામાં જતાં પિણ્યાક* દેખી તેને ખાઇ ગયો. આગળ ચાલતાં ચાણકપિટક + જોઇ તેને પણ ખાવા મંડયો. આ બે કુચેષ્ટાથી પોતાનું મરણ થશે એમ ધારી રાજા પાસે ગયો. જઇને વિનતિ કરી કે દેવા ગંગાજલમાં ડુબીને મરી જા એવી આપની આજ્ઞા હોય તો એમ કરૂં. રાજાએ કહ્યું કે જો તું મરી જાય તો અમે સુખે રહીએ, કર્ણજ્વરમાત્ર નિવૃત્ત થઇ જાય. મંત્રીને આ સાંભળી બહુ ખેદ થયો. હિતવચન ન સાંભળવાં, અનય ઉપર વૃત્તિ કરવી, પ્રિયનો પણ દ્વેષ કરવો, ગુરુજનની અવજ્ઞા કરવી, એ ચારે મૃત્યુ પાસે આવ્યાનાં લક્ષણ છે, માટે અવશ્ય રાજાનું મોત પાસે આવ્યું છે. રાજાની રજા લેઇને મંત્રીએ ઘેર જઇ પોતાનું સર્વસ્વ બ્રાહ્મણોને આપી દીધું. વિરક્ત થઈ જાન્હવીના જલમાં જઇ ઉભો. ત્યાં પોતાના કુલગોરને બોલાવી કહ્યું દાન લો. વિપ્રે હાથ લાંબો કર્યો એટલે પેલો સ્પર્શમણિ મંત્રીએ આપ્યો. બ્રાહ્મણને ક્રોધ આવ્યો કે પથરો દાનમાં આપે છો એના વિચારથી તેણે પથરાને પાણીમાં ફેંકી દીધો. પછી ગંગાના જલમાં ડુબીને મંત્રી મરણ પામ્યો રાજા અનાથ થઇ ગયો. સુરત્રાણ આવ્યો. ગામમાં ભાડે ભાંડ ફૂટવા લાગ્યાં. રાજા યુદ્ધ કરવા સામો થયો. ૮૪૦૦ શબ્દ થતા હતા

* ખોળ [illegible]

पणु राजा सांभळतो हतो नहि; पासेना लोकने पूछ्युं तो तेमणे क-
ह्युं के म्लेच्छधनुना ध्वनिमां बधा ध्वनि लय पाम्या छे. ते सांभळी
राजा हृदयमां हारी गयो. पछी एनुं शुं थयुं, ए मरायो, नाशी ग-
यो, के शुं थयुं ते जाणवामां नथी. यवनोए नगर लीधुं.

इति श्री हर्ष — विद्याधर— जयतचंद्र—प्रबंध समाप्त.

---

## अथ हरिहरकविप्रबंध

श्रीहर्षना वंशमां हरिहरकवि थयो. गौडदेशनो सिद्धसारस्वत हतो. ते गूर्जरभूमि भणी आव्यो. सो अश्व, पांचसो माणस, एटलुं साथे लेई अन्तध्यान करतो चालतो गयो. धवलकक (धोळका) नामना नगरमां आव्यो. त्यां राणा श्री वीरधवलने तथा वस्तुपालने अने सोमेश्वरदेवने जुदा जुदा आशिर्वाद कोइ प्रगल्भ बाळक साथे मोकलतो हवो. वस्तुपालने हर्ष थयो एटले तेणे उठीने बाळक साथे जई वीरधवलने पंडितनो आशिर्वाद कहेवराव्यो, तथा तेना गुणनुं पण वर्णन कर्युं. राणाए पूछ्युं अत्र शुं योग्य छे! मंत्रीए कह्युं देव! प्रातः काळे विस्तारथी पंडितने गाममां लावीशुं, ने योग्य सत्कार करीशुं. राणाए कह्युं ठीक छे. राणो अने मंत्री गया एटले त्रीजो आशिर्वाद आपवा बाळक गयो. तेणे पंडित सोमेश्वरने आशिर्वाद आप्यो. कविता जोइ तेने मात्सर्य आव्युं, अने निःश्वास नाखी तेणे नीचुं जोयुं, बाळकने बोलाव्यो पण नहि. बाळक हरिहर पासे पाछो गयो. राणा अने मंत्रीना आरापणानी वात कही, सोमेश्वरना मत्सरनी वात पण कही प्रातःकाळ थयो एटले राणो मंत्री तथा चारे वर्ण समेत समृद्धिपुरःसर सामो आव्यो. हरि-

હરને મળ્યો. પછી કવિએ વીરધવલને કહ્યું: શંભુ સ્વર્ગંગાને મસ્તકે ધારણ કરતા સતા પણ માનસસરોવર પાસે બેઠા છે, વિષ્ણુ ગંગાને ચરણ આગળ રાખતા સતા સમુદ્રમાં પેઠા છે, ને બ્રહ્મા એને કમંડલુમાં ભરી મૂકયા છતાં કમલમાં સંતાયા છે; મને એમ લાગે છે કે હે વીર! તમારો અતિ ઉગ્ર પ્રતાપ થવો જાણીને એ બધાંએ એમ કર્યું છે. રાજાને કહ્યું: તેણે ક્ષત્રિયોના ક્ષય કરવામાં બાણપ્રહાર કરતા સાક્ષાત્ પરશુરામનાં જ દર્શન કર્યાં, તેણે નિશાચરેશ્વરના વધમાં પ્રવૃત્ત સાક્ષાત્ શ્રી રઘુનંદનાં દર્શન કર્યાં, તેણે જયદ્રથને મથવામાં તત્પર એવા સુભદ્રાપતિને સાક્ષાત્ દીઠા, જેણે રણાંગણે ચઢેલા ચૌલુકયચૂડામણિનાં દર્શન કર્યાં. પંડિતે પેલા બાલકને પૂછયું આ સમાજમાં સોમેશ્વર છે કે નથી? બાલકે કહ્યું ક્રોધને લીધે આવ્યા નથી. પંડિત કાંઇ બોલ્યો નહિ. શ્રામપ્રવેશ થયો; રાણાએ ધનવસનતુરગ આદિ આપ્યું. પછી પંડિત મંત્રીને ઘેર ગયો. ત્યાં મહોટી સભા મળી હતી. મંત્રી ઉઠીને સામો આવ્યો ને બોલ્યો: મધુ, સુરા, અમૃત, સર્વ હરિહરનાં વચન ચાખ્યા પછી નીરસ છે. પંડિતે કહ્યું દેવ! લઘુભોજરાજ! વિચારચતુર્મુખ! સરસ્વતિકંઠાભરણ! જુઓ અમે પતિત છીએ, અમારી માતા સરસ્વતીત્રિભુવન ચારિણી છે. તેની સાથે એકવાર હું મહેન્દ્રની સુધર્મા નામની સભામાં ગયો હતો. ત્યાં શ્રીમાન્ ઇંદ્ર, કોટિ સુરાંગના, ૮૪ હજાર સામાન્યા, બાર સૂર્ય, આઠ વસુ, ત્રયેદશવિશ્વેદેવા, આદિ દેવમાત્ર હતા. છત્રીશ મહારાજા, એકાદશ રુદ્ર, ઓગણપચાસ વાયુ, ચતુર્દશ વૈકુંઠ, બાર સાધ્ય, ઈત્યાદિ પ્રસિદ્ધ દેવતાગણ જોઈ અમે વિસ્મિત થઇ રહ્યાં. અહો શો તપના ફલનો ઉપભોગ! એવામાં ત્યાં બૂમ મારતો નંદનવનોદ્યાનપાલક આવ્યો તેણે કહ્યું કોઇક આજ ઉદ્યાનમાંથી કલ્પવૃક્ષ લેઈ ગયું, ત્યારે ઇંદ્રે કહ્યું ઠીક છે, મેં પોતેજ માનવો ઉપર પ્રીતિ કરીને પૃથ્વીના રાજાને તે લેવા દીધું છે ને

૧૪

તે વસ્તુપાલ રૂપે પૃથ્વી ઉપર વિદ્યમાન છે. આવો આલાપ સાંભળી મને વિસ્મય થયો તેથી, ભારતીસમેત, પંચમ કલ્પદ્રુમ જે તમે તેમને જોવા અત્ર હું આવ્યો. એ પ્રકારે વ્યાખ્યા કરીને ઉભો. આને શું આપવું એનો વિચાર મંત્રી કરતો હતો તેવામાં ડોડીય વંશના રાણા ભીમદવે મોકલેલાં ચાળીશ અશ્વ ને એક દિવ્ય પદક ભેટ આવ્યાં. તેજ પોતે બધુંએ પંડિતને આપી દીધું. પડિત બહુ સંતોષ પામ્યો. તું ખરેખરો કલ્પવૃક્ષ છે એમ કહી પોતાને ઉતારે ગયો. કેટલાક દિવસ ગયા પછી સભા મળી ત્યાં સોમેશ્વર બેઠા હતો તે સમયે રાણાએ હરિહરને કહ્યું પંડિત ! આ પુરમાં અમે વીરનારાયણનું મંદિર કરાવ્યું છે, તેની પ્રશસ્તિનાં ૧૦૮ કાવ્ય સોમેશ્વર પાસે કરાવ્યાં છે, તે તમે જુઓ, અને તમારો અભિપ્રાય આપો. મહાલક્ષ્મી આગળ નાણાની પરીક્ષા થાય.' પંડિતે કહ્યું બોલવા દો, એટલે સોમેશ્વરે બોલવાનો આરંભ કર્યો. સાંભળતાંજ હરિહરે કહ્યું કાવ્ય બહુ સારાં છે, તેમ અમારાં પરિચિત છે કેમકે માલવદેશમાં ઉજ્જયિનીમા હું ગયો હતો ત્યાં સરસ્વતિકં- ઠાભરણપ્રાસાદના ગર્ભગૃહમાં શ્રીભોજદેવના વર્ણનનાં એ કાવ્ય મેં જોયાં છે. પ્રત્યય ન પતો હોય તો સાંભળો, એમ કહી ક્રમપૂર્વક બધાંએ પોતે બોલી ગયો. રાણો ખેદ પામ્યો, ખલપુરુષો પ્રસન્ન થયા, વસ્તુપાલાદિ સજ્જનોને કલેષ થયો, ને સભા બરખાસ્ત થઇ. હણા- યો હોય, મૃત હોય, જડ થઇ ગયો હોય, એવો સોમેશ્વર થઇ ગયો, અને પોતાને ઘેર ગયો. શરમનો માર્યો કોઇને ઘરમાં પણ મો બતાવે નહિ, તો રાજસભામાં જવાની તો વાતજ કયાં ! એમ કરતાં સોમેશ્વરે વસ્તુપાલને ઘેર જઇને વિનતિ કરી; મંત્રીશ્વર ! એ કાવ્ય તો મારાંજ છે એમાં સંશય નથી, આપ મારી શક્તિને પણ જાણોછો, પરંતુ આ તો હરિહરે મારી આબરૂ લીધી, હવે હું શું કરૂં ! મંત્રીએ કહ્યું એનેજ શરણ જાઓ, કેમકે પોતાથી અધિક આપણને જીતે તો વિરે-

શો જવું કે તેને શરણ થવું એવો કુશલ પુરુષોનો નિયમ છે. પંડિતે કહ્યું એમ હોય તો મને તેમની પાસે લેઇ જાઓ. મંત્રી સોમેશ્વરને લેઇને ગયો. સોમેશ્વરને બહાર બેસારી પોતે હરિહર પાસે ગયો અને કહ્યું કે પંડિત! સોમેશ્વર તમને મળવા આવ્યા છે. હરિહરને હસવું આવ્યું, અને સોમેશ્વરને અંદર બોલાવરાવ્યા. ઉભા થઇ આલિંગન મહાસનાદિ સંભાવના કરી. સોમેશ્વરે કહ્યું પંડિત! પરકાવ્ય ચોરવાના કલંકપંકમાંથી મને કાઢો; જે મહાબુદ્ધિવાળા છે તે પોતાને ઘેર આવેલા શત્રુનું પણ ગૌરવ કરેછે, પોતાના સદનમાં આવેલા મીનને પણ ગીષ્પતિ×એ કવિની ઉત્તુંગતા* આપી. હરિહર આ સાંભળી પ્રસન્ન થયો ને બોલ્યો ચિંતા કરશો નહિ, પુનઃ તમારી પ્રતિષ્ઠા હતી તેવી કરી આપીશ. એમ કહ્યું એટલે મંત્રીને સોમેશ્વર સ્વસ્થાને ગયા. પછી પ્રભાતે રાણાની સભા ભરાઇ ત્યાં સોમેશ્વરને બોલાવ્યો અને પ્રસ્તાવના યોજી કે અહો ભારતીનો શો પ્રતાપ છો એના પ્રભાવથી મને આવી શક્તિ આવી છે! વસ્તુપાલે કહ્યું કેવી! હરિહરે કહ્યું મેં કાવેરીના તટ ઉપર સારસ્વતમંત્ર સાધ્યો હતો. હોમ કરતી વખતે સરસ્વતી સાક્ષાત પ્રત્યક્ષ થઇ. તેણે વર યાચવાનો કહ્યો તે ઉપરથી મેં કહ્યું હે જગદંબમાતર્ ! જો પ્રસન્ન થયાં હો તો એવું વરદાન આપો કે એકજ વાર ભણી જાય, તેમાંથી મને ૧૦૮ સુધી કાવ્ય, ઋચા, સૂક્ત, દંડક, ગમે તે હોય પણ તુરત પાઠ થઇ જાય. દેવીએ કહ્યું તથાસ્તુ. ત્યારથી જે કાંઈ હું સાંભળુંછું તે ૧૦૮ કાવ્ય હોય ત્યાં સુધી મને તુરત પાઠ થઇ જાયછે. એજ રીતે આ સોમેશ્વરપંડિતનાં કાવ્ય પણ મને પાઠ થઇ ગયાં હતાં. રાણાએ કહ્યું એમ હોય તો તેનો પ્રત્યક્ષ થવો જોઇએ. એમ કહ્યુ જુદા જુદા છંદવાળાં ૧૦૮ કાવ્ય કહેવરાવ્યાં, તો તેનાં તે હરિહરે પાછાં કહી

---

× બૃહસ્પતિ.

* શ્રેષ્ઠ પદવી.

બતાવ્યાં, એટલે નિશ્ચય થયો. પંડિત હરિહરનું આવું બોલવું સાંભળીને, લોકોએ અન્નપાન તજ્યું હતું તે ચિંતા મટી ગઇ. રાજાએ પુછયું પંડિત! એમજ છે ત્યારે સોમેશ્વરને માથે શા માટે અપવાદ ચઢાવ્યો! હરિહરે કહ્યું રાજેંદ્ર પંડિત છું એમ માની એણે મારી અવજ્ઞા કરી હતી તેનું એ ફલ થયું કેમકે પ્રિય કે અપ્રિય ગમે તે થયું હોય તેનો બરાબર બદલો ન વાળે તે માણસમાં ગણાય નહિ. રાણાએ કહ્યું એ વાત તો સ્તુત્ય છે, પણ સરસ્વતીપુત્રને કલહ રાખવો સારો નહિ, એમ કહી બન્ને પંડિતને ભેટાડયા. સોમેશ્વર નિષ્કલંક થયો; નિત્ય ઇષ્ટગોષ્ઠિ ચાલવા માંડી, તેમાં હરિહર પ્રસંગ ઉપર નૈષધકાવ્યમાંથી શ્લોક બોલવા લાગ્યો. વસ્તુપાલ તેથી બહુ પ્રસન્ન થયો, ને કહેવા લાગ્યો કે આ કોઇ અપૂર્વ કાવ્ય છે. હરિહરને પૂછયું કે પંડિત! આ ગ્રંથ શાનો છે? પંડિતે કહ્યું નૈષધ મહાકાવ્ય છે. કોણે રચ્યું? કવિશ્રીહર્ષે. વસ્તુપાલે વળી કહ્યું કે મને જરાક જોવા માટે આપશો? પંડિતે કહ્યું આ ગ્રંથ કોઈ સ્થાને છે નહિ, માટે માત્ર ચાર પહોર આપીશ. એમ કહી પુસ્તક આપ્યું; મંત્રીએ રાતની રાત લહીઆ બેસાડીને લખાવી લીધું અને તેને જૂના જેવું ધૂમાડો વગેરે લગાડીને બનાવી દીધું ને મૂકી છાંડયું. પ્રાતઃકાલે પંડિત આવ્યો તેને તેની પોથી પાછી આપીને મંત્રીએ કહ્યું આપણા કોશમાં પણ વેદશાસ્ત્ર આદિ ગ્રંથો છે એમ મને સ્મરણ છે; માટે કોઇ જાઓ ને તપાસ કરો. તપાસ કરીને [illegible] ડી લાવ્યા તેને છોડયું તો નિરીય યત્યક્ષિતિરક્ષિણઃકયા એ અ [illegible] વ્ય નીકળ્યું. જોતાંજ પંડિત હરિહરે કહ્યું મંત્રિરાજ [illegible] ના છે, આવી યોજના કરવી બીજાને સુઝે નહિ. યોગ્ય રીતે કર્યો છે, જૈન વૈષ્ણવ શૈવ શાસ્ત્ર, ઉદ્ધર્યા છે, આવી તમારી બુદ્ધિ છે ત્યાં બાક વધે મોકલેલા સૈન્યથી [illegible] પાયલા મહારાષ્ટ્ર

ઢંઢરૂપે મોકલ્યું તે વસ્તુપાલે ચોદિશાના યાત્રાળુઓને તથા યાચકોને વહેંચી આપ્યું. તે જોઇ હરિહરે કહ્યું લક્ષ્મીને બાથમાં ઘાલી રહેલા અને યાચના માટે હાથ ઉંચો કરી પોતાની ગરિમાને+ હીન કરનારા એવા સોમે આને હું સમાન ગણતો નથી કેમકે આમણે તો પુરુષોત્તમ કરતાં પણ અધિક ગુણવડે યુદ્ધાર્ણવથી લક્ષ્મીને ખેંચી આણી લગાર લગાર સર્વ અર્થીને વહેંચી આપી. એ ઉપરથી વીરધવલનું "સવા કોટી સુવર્ણનો વર્ધાદ" એવું ભાટ આદિ લોકમાં બિરુદ પડ્યું. પછી હરિહર સોમેશ્વરદેવને નમન કરવા દેવપત્તન ગયો. ત્યાં સોમેશ્વર. દેવનું દૌર્જન્ય સાંભળી આવતાં વિષાદ પામી આ પ્રમાણે બોલ્યો: ક્યાં જવું, ક્યાં બોલવું, કોના આગળ કહેવું, ક્યાં કાવ્ય રચવાં, કોની સભામાં જવું?—આખું જગત્ ખલરૂપી સર્પથી ગ્રસાયલું છે ત્યાં બુદ્ધિમાનોને કશી ગતિ રહી નથી, આવું સમજીને શિવ! શિવ! શિવ! હરિહર મૂઢ થઇ રહ્યો છે. ગુણવડે નૃપ પાસેથી લક્ષ્મીનો પ્રસાદ પ્રાપ્ત કરીશું, બુદ્ધિપ્રભાવે બીજાને હઠાવીશું, એવી મારી મોહમય બુદ્ધિ અનર્થમાં ભટકતી હતી, પણ હવે શુદ્ધ બોધ સ્વાધીન થવાથી સ્વર્ગંગાનેજ ઝંખેછે. એમ વિચાર કરી અર્ધ દ્રવ્ય આપી દઇ, બીજા અર્ધને લેઇ ધોળકે જઈ રાજા તથા મંત્રિની રજા લેઇ કાશી ગયો, ને પોતાના સ્વાર્થ સાધવામાં લાગ્યો.

## ઇતિશ્રી હરિહરકવિપ્રબંધ.

—*+०*+—

## અથ અમરકવિપ્રબંધ.

આણહિલ્લપત્તનની પાસે, ચોરાશી મહાસ્થાનમાંનું એક, વાયટ નામે મહાસ્થાન હતું ત્યાં પરપુરપ્રવેશવિદ્યાસંપન્ન એવા, શ્રી જીવદેવસૂરિના સંતાનમાં શ્રીજિનદત્તસૂરિ રહેતા હતા. તેમને

+ ગાંભીર્ય, મહત્તા, મહોટમ.

અમર નામે શિષ્ય હતો. તે બહુ બુદ્ધિમાન્ હતો; તેણે શ્રીજિનદત્ત- સૂરિના શિષ્ય કવિરાજ અમરસિંહ પાસેથી, સિદ્ધસારસ્વતમંત્ર લીધો, અને એ ગચ્છના મહાભક્ત વિવેકનિધિ એવા ભાંડાગારિક- ના વિશાલ ભવનના એકાંત ભાગમાં રહી એકવીશ દિવસ પર્યંત નિદ્રાનો જય કરી આસન છતીને, તેનો જપ કર્યો. પછી વિસ્તારથી હોમ આપ્યો. એકવીશમે દિવસે મધ્યરાત્રીએ આકાશ- માં ઉગેલા ચંદ્રબિંબમાંથી આવીને સાક્ષાત્ સરસ્વતીએ અમરને પોતાના કમંડલુમાંથી જલ પાયું, તથા વર આપ્યો કે સિદ્ધકવિ થા, અને સર્વ નૃપતિઓનો પૂજ્ય થા. એમ વર આપીને ભારતી ગઈ અ ને અમર મ્હોટો કવિપતિ થયો. કાવ્યકલ્પલતા નામે કવિશિક્ષા રચી, છંદારત્નાવલી, સૂક્તાવલી, કલાકલાપ, બાલભારત, આદિ ગ્રંથો પણ રચ્યા. બાલભારતમાં " દધિમથન વેલાએ લોલાક્ષીની ચો કૃ ઉડતી વેણીરૂપે, શંકરે પરાભવ પમાડયાથી બાણ તજીને, આ ખા વિશ્વને છતનારો નિર્દય અનંગ, દિવસાર ભે જાણે તરા ફેરવવાનો અભ્યાસ કરતો હોય એમ લાગેછે " એવું કા છે, તેમાં વેણીને કૃપાણ એટલે તરવાર કહીછે, તેથી એ બિરુદ " વેણીકૃપાણ અમર " એવું પડયું. દીપિકા કાલિદાસ જેવ ઘંટા માઘ જેવી એમ કવિત્વ પ્રસિદ્ધ થયું. એટલે મહારાષ્ટ્રાદિ રાજે તરફથી પૂજા આવવા માંડી. તે સમયે ગૂર્જરભૂમિનો રાજા વીશલદ ધોળકામાં રાજ્ય કરતો હતો. તેમણે અમર કવિના ગુણગ્રામની કથ સાંભળી પોતાના પ્રધાન વૈજલ ઠાકોરને તેને તેડવા મોકલ્યો. કવિ આવ્યો ત્યારે આસન માનાદિ સત્કાર, મહોટી સભા ભરીને, કર્યે અમર બોલ્યો: આના બાહુના વિક્રમનો ચમત્કાર જોઈને, ગુણગ્ર મથી હૃદય રંજિત થયેલાંછે જેનાં એવી આ મારી અનાદાર કર એવું સમજીને, હે વીશલદેવ! તમારા યુદ્ધને જે ટાળી આપો સુરક સમાજ પ્રમુદિત થયો તે સમયે, હરિ રંભાને પોતાની બાથમાંથી મૂ તા નથી. તમે મારંભેલા પ્રચંડ સંહારમાં મરી ગયેલા શત્રુવીર

રુધિરની નદીઓમાં પૃથ્વી પૂરાઇ ગઇ તે સમયે એને પાલનાર નો વજ્રરૂપી કર એને ઉગારવા વિસ્તર્યો, તેજ તમારા મસ્તક ઉપર જે રત્નજાતિ છે તેની રક્તદ્યુતિ રૂપે રહેલો છે. સભા બહુ રંજન પામી, રાજા પ્રસન્ન થયો. પછી રાજાએ કહ્યું તમે કવીન્દ્ર છો એમ સંભળાયછે; અમરે કહ્યું હા, આપ જો પરીક્ષા કરો તો એમજ છે. ત્યારે રાજાએ સોમેશ્વર ઉપર નજર કરી, એટલે સોમેશ્વરે સમસ્યા આપી: " મારાં માથાંમાંનાં નેવું અને લોચનમાંનાં એંશી વ્યર્થ થયાં " અમરે તુરત તે પૂર્ણ કરી: હે ભુજગપતે ! તમારે આંખે અને માથે આ શી શોભા થઈ રહી છે ! એ તો શંભુએ પાર્વતી સાથે દ્યૂત રમતાં પોતે ૬૧૦ દાણા જીત્યા તેનાં ચિન્હ મારે માથે રાખથી કર્યાં છે, અને ગૌરીએ ૧૯૨૦ દાણા જીતીને મારાં તેટલાં નયન આંજ્યાં છે, તેથી એ શોભા થઇ છે જેથી બાકીનાં " મારાં માથાંમાંનાં ૯૦ " ( અત્ર શિરોऽक्ष्णाम् એમજે પાઠછે તે મધ્યમપદલોપી સમાસ ગણવો, કેમકે દ્વંદ્વ. ગણવાથી તો પ્રાણ્યંગ હોવાથી એકવદ્ભાવ થવો જોઇએ તે નથી[1] ) પછી વામનસ્થલીનિવાસી કવિ સોમાદિત્યે સમસ્યા આપી: " ધનુકોટિ ઉપર ભૃંગ છે, તે ઉપર ગિરિ છે, તે ઉપર જલધિ છે. " અમરે કહ્યું: મહાદેવના માથા ઉપરની હિમકરકલાને પાર્વતીના લલાટનો આશ્લેષ થતાં કસ્તૂરિ લાગી છે, તે ઉપર શંકરનાં જટા જૂટ શોભેછે, તે ઉપર ગંગા રહેલીછે, તે બધું અહો " ધનુકોટિ ઉપર ભૃંગ છે ઈ. " પછી કૃષ્ણનગરના રહેનાર કમલાદિત્યે સમસ્યા આપી: " મછરાના ગળામાં હાથીનું યૂથ પેઠું. " અમરે પૂર્ણ કરી કે:—

तटविपिनविहारोच्छृंखलं यत्र यादो
मशकगलकरध्रे हस्तियूथं प्रविष्टम्।
बत बत न कदाचित् किंश्रुतोऽप्येष वार्धिः
प्रतनुतिमिनितहे कापिगच्छ क्षणेन ॥*

1 દ્વંદ્વમાં એકવદ્દ્ભાવ વૈભાષિક છે માટે આવી ટીપ ગ્રંથકારે ન આપી હોત તો પણ ચાલત.

+ આનો અર્થ કિલષ્ટ હોઈ લાગતો નથી.

પછી વીસલનગરના નાનાકે સમસ્યા આપી કે " યુવતીઓ રાત્રીએ મ્હોટેથી ગીત ગાતી નથી." એમે ગાઇશું તો તે સાંભળીને ચંદ્રમંડલમાંથી હરિણ પૃથ્વી ઉપર ઉતરી આવશે એટલે પૂર્ણેન્દુ અમારા વદનની સમાન થશે, તે ન થાય એમ ઇર્ષ્યાથી " યુવતીઓ ઇ." એ પ્રકારે એકસો ને આઠ સમસ્યાઓ જુદા જુદા કવિઓએ આપી તે અમરે પૂર્ણ કરી આપી. ત્યારે રાજાએ કહ્યું ખરેખર તમે કવિચક્રવર્તી છો એમાં સંશય નથી. તે દિવસ સંધ્યાકાલ સુધી સભા બેઠી, રાજા જમવા પણ ઉઠ્યો નહિ, સભ્યલોકે પણ રસના આનંદમાં સમય જાણ્યો નહિ. બીજે દિવસે કાવ્યમય પ્રમાણોપન્યાસથકી પ્રામાણિકોને જીત્યા. ત્રીજે દિવસે રાજાએ પૂછ્યું હાલ મારા મનમાં શી ચિંતા છે તે કહો! અમરે કહ્યું દેવો બહુ દૂર ગયા, સ્વર્ગમાં ઐરાવણના કર્ણ સુધી પહોંચ્યા. ભૂપતિ એ સાંભળી બહુ ખુશી થયો. રોજ આવજા કરતાં કવિએ રાજાને જિનધર્મ ઉપર રુચિ કરાવી. ચૈત્યમાં પોતે પૂજા કરવા જવા લાગ્યો. એક વાર નૃપે પૂછ્યું તમારા કલાગુરૂ કોણ છે! અમરે કહ્યું અમરસિંહ કવિરાજ. ત્યારે તેમને અત્ર બોલાવો એમ રાજાના કહેવા ઉપરથી પ્રાતઃકાલે તેમને અમરે બોલાવી આણ્યા. રાજા ખડ્ગને ફેરવતો હતો તેવામાં પૂછ્યું કે આ કવિરાજ! અમરે કહ્યું હા. ત્યારે કવિરાજ! કાંઇક કાલોચિત બોલો. અમરસિંહે કહ્યું: તમારા કૃપાણને ઘડતાં વધેલા દ્રવ્યથી વિધિએ કૃતાંતને ઘડ્યો છે, અને તમારાં કરોદ્વર્તનથી * સર્પને ઘડ્યા છે, તમારા હાથીમાં એકથી બીજાને અધિક એમ અર્થીને દાન કરવાનો જે ગુણ છે તે હાથમાંથી કૃપાણમાં પણ આવ્યો છે ને તેથી તે શત્રુરૂપોને મહાકષ્ટ આપી શકેછે, અને તેના સંગથી એ બદ્ધમુષ્ટિ થયો નથી પણ શત્રુનૃપોના પૃષ્ઠ ઉપર પણ પ્રોદામરોમોદ્ગમ અર્પે છે; શા માટે કૃપાણ ધારણ કરો છો! વીસલદેવ નામ સાંભળીનાંજ શત્રુના મુખમાં

---

* કર એટલે હાથનું આમ તેમ જે ઉદ્વર્તન કરવું તે.

જે તૃણ લેવામાં આવે છે તેટલાંને પણ કાપવાને એ અસમર્થ છે. હે દેવ ! તમે મલયાચલ છો, તમારા ભુજ ચંદનશાખા છે, તે ઉપર અસિધારારૂપ દ્વિજિહ્વ ક્રીડા કરી રહ્યા છે, તે રિપુરૂપી તરસ્કંધે પોતાનું અંગ વીંટી દે છે, અને પછી છેક આકાશ સુધી પહોંચે એવો ઉજ્જવલ યશરૂપી કંચુક ઉતારે છે. આવી અદ્ભુત કવિતા જોઇને કવિરાજને રાજાએ પાસેજ રાખ્યા અને મ્હોટો ગ્રાસ આપ્યો. એકવાર વીશલદેવે ભોજનાંતે હાથમાં તૃણ લેઇને અમરસિંહને કહ્યું આ તૃણનું તુરત વર્ણન કરો, જો વર્ણન સારું થશે તો ગ્રાસ બમણો કરીશ, સારૂ નહિ થાય તો છે તે લઈ લઇશ. તુરતજ કવિરાજે કહ્યુંઃ અબ્ધિ ક્ષાર છે, શિખી મષીમય છે, સર્પ વિષમય છે, ઇંદુ ક્ષયી છે, એમ જોઇને સુધા દાનવોના ભયથી તૃણમાં આવીને વસી છે, તેથીજ ગાય તેના ખાવાથી પીયૂષ પ્રસવે છે, અને તમારા શત્રુ પણ એને મોમાં લેતાંજ તમારા કૃપાણરૂપ કાલના મુખમાંથી બચે છે. ધ્વનિયકી રાજાને બહુ સંતોષ થયો એટલે ગ્રાસ દ્વિગુણ કરી આપ્યો. કાલાંતરે અમરસિંહે પદ્માનંદ નામનું કાવ્ય રચ્યું. એમ કવિતાકલ્લોલમાં નિરંતર આનંદ ચાલતો હતો.

## ઇતિ અમરચંદકવિપ્રબંધ

---

## અથ મદનકીર્તિપ્રબંધ.

ઉજ્જયિનીમાં વિશાલકીર્તિ નામે દિગંબર હતો. તેને મદનકીર્તિ નામે શિષ્ય હતો. તેણે પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ ચારે દિશાઓમાંના વાદીઓને પરાજય પમાડી મહાપ્રામાણિક એવું બિરુદ પ્રાપ્ત કર્યું અને પોતાના ગુરુનું નામ દીપાવ્યું. પાછા આવી તેણે ગુરુને પ્રણામ કર્યો. પૂર્વેથીજ જનપરંપરાએ તેની કીર્તિ પોતે સાંભળેલી

કર, હે પ્રિયે ! તારા વિરહથી દિશામાત્ર અંધ થઇ ગઈ છે
કાવ્ય સાંભળીને રાજાને ઉભયના દુઃશીલની ખાતરી થઈ
ધીમેથી પોતાને સ્થાને ગયો. મનમાં મહાક્રોધ થયો હતો,
તુરતજ દિગંબરને બોલાવરાવ્યો, અને તે આવ્યો એટલે પૂછયું
તોં આ પદ્ય નવીન રચ્યું છે કે શું? એમ કહેતાં "હે સુભ્રૂ
ઇત્યાદિ બોલી બતાવ્યું. દિગંબરે વિચાર કર્યો કે રાજાએ ગુપ્ત
વાત જોઇ, અને ચોરી પકડાઇ, તથાપિ બંધ બેસાડું. એમ
તેમ જોઇ વિચાર કરીને બોલ્યો. દેવ! બે દિવસથી મારી અ
આવીછે તેના અનુનયનું આ પદ્ય ૧ હું બોલ્યો હતો. એમ ક
જરા પણ ક્ષોભ પામ્યા વિના આખું કાવ્ય બોલી ગયો. રા
એની બુદ્ધિથી અંતરમાં આનંદ લાગ્યો, પણ અકૃત્યકર્મ !
જોયેલું તેથી રોષ આણી ભૃત્યોને આજ્ઞા કરી કે આ કુકર્મ ક
રને બાંધો અને મારી નાખો. નોકરોએ તુરત તેને બાંધ્યો.
વાત સાંભળતાંજ રાજપુત્રી બત્રીશ સખીઓને લેઇ, સર્વેના હા
શસ્ત્ર પકડાવીને, ત્યાં આવી, અને બોલી કે આ મારા પ્રિયને
મૂકી દેશો તો ઠીક છે નહિ તો ચોત્રીશ હત્યા અત્યારે અહીં
થશે, એક દિગંબર અને તેત્રીશ અમે મરીશું. તે જોઇ રાજ
મંત્રીઓએ કહ્યું મહારાજ ! આપેજ આપનાં પુત્રી પાસે અ
મોકલ્યો હતો, યુવાને સ્રીસન્નિધાન થાય એ તો મન્મથકુસ
દોહદ પૂર્યા બરાબર છે, ત્યાં કોને દોષ દેવો! હરિણાક્ષીઃ
ચિત્રસ્થ છતે પણ ચિત્તને હરેછે, તો સ્મરવિભ્રમવાળાં વિલાસીને
વાળી પ્રત્યક્ષ શું ન કરે! માટે દિગંબરને છોડી દેવાની આજ્ઞા કે

---

૧ એ આખું પદ સ્રીને ઉદ્દેશીને કહ્યું છે એટલે આંખને લાગેછે, અને રાગ
એટલે રાગ અર્થાત્ દુખવા આવવાથી જે રતાશ થાય તે રતાશવાળી, એ
અર્થ કરાય એટલે ...

અને આપને જો રૂચે તો આ પુત્રી એનેજ આપો. આવું સાંભળીને દિગંબરને રાજાએ મૂકી દેવરાવ્યો અને પોતાની પુત્રી તેને પરણાવી, તથા રાજ્યનો ભાગ તેને આપ્યો. દિગંબર આ રીતે વ્રત તજીને ભોગી બન્યો. આ વૃત્તાંત વિશાલકીર્તિગુરુએ ઉજ્જયિનીમાં સાંભળ્યો. તે સાંભળી તેમણે કહ્યું અહો યૌવન, ધન, અને કુસંગનો શો મહિમા છે! આવો વિદ્વાન્, વ્રતી, વાદી, યોગજ્ઞ, પણ આવા દુર્ગતિના માર્ગમાં પડ્યો. ધિક્કાર છે! પરિચ્છેદની પાર, સકલ વચનનો અવિષય, વળી આ જન્મમાં કદાપિ અનુભવમાં ન આવેલો એવો, અને વિવેકના ધ્વંસથી થયેલા મહામોહને લીધે અતિગહન, એવો કોઇક વિકાર અંતરને જડ કરી નાખે છે ને સંતાપે છે. એમ વિચારીને પોતાના ચાર શિષ્યને તેને બોધ આપવા માટે મોકલ્યા. તેમણે ત્યાં જઇને કહ્યું: હે પંડિતો! ક્ષણભંગુર એવા સ્ત્રી સંગના સુખથી વિરમો, કરુણા પ્રજ્ઞા મૈત્રી એવી વધૂજનનો સંગ કરો, નરકમાં ૧ હારાક્રાન્ત સ્તનમંડલ, કે મણિજડિત મેખલાનારણકારાવાળાં નિતંબસ્થાન શરણ થવાનાં નથી. એમ કહીને તેમણે કહ્યું કે ગુરુએ બહુ કહાવ્યું છે, જ્ઞાનનો વિચાર કર, મોહમાં ન પડ પણ એ તો કેવલ નિર્લજ્જ થઈ ગયેલો એટલે એણે ગુરુને કેટલાંક પદો પત્રમાં લખીને મોકલાવ્યાં. ગુરુએ વાચ્યાં: તર્ક નિશ્ચિત નથી, શ્રુતિઓ ભિન્ન ભિન્ન છે, એવો એકે ગુરુ નથી જેનું વચન પ્રમાણ ગણાય, ધર્મનું તત્ત્વ તો ક્યાંનું ક્યાં ગુહામાં પડ્યું છે, જે રસ્તે મહાજન જાય તેજ ખરો માર્ગ છે. પ્રિયાદર્શન જ હો, અન્ય દર્શનનું શું કામ? એ એક એવું દર્શન છે કે જેમાં રાગ છતાં પણ ચિત્ત નિર્વાણ પામે છે. ઓષ્ટને દંશ કરવાથી ચકિત થઇ હાથતરછોડી કાઢતી, નહિ એમ કહેતી, જવા દે શઠ! મૂકી દે એમ કોપવચનથી ભમર નચાવીને બોલતી, ચારુ ચંદ્રવદનમાંથી સીત્કાર કાઢતી, એવી માનિનીને જેણે ચુંબન કર્યું તેણેજ અમૃત પ્રાપ્ત કર્યું; મૂઢ દેવતાઓએ સાગરમંથન કરવાનો

૧ જે હારથકી ભરપૂર છે તે

વ્યર્થ શ્રમ કર્યો. વાચીને ગુરુ તો સ્તબ્ધથઇ ગયા; મદનકીર્તિએ વિવિધ વિલાસ ભોગવ્યા.

## ઇતિ મદનકીર્તિપ્રબંધ સમાપ્ત.

---

## અથ સાતવાહનપ્રબંધ.

ભારતવર્ષમાં દક્ષિણદેશમાં મહારાષ્ટ્રદેશના શિરોમણિ જેવું પ્રતિષ્ઠાન[1] નામે નગર હતું. પોતાની સમૃદ્ધિથકી ઇંદ્રપુરનો પણ તિરસ્કાર કરતું તે કાલાંતરે ક્ષુદ્રગ્રામ જેવું થઈ રહ્યું હતું. ત્યાં પરદેશથી કોઈ બે બ્રાહ્મણો પોતાની વિધવા બહેનસમેત આવીને કોઈ કુંભારના મુકામમાં રહ્યા. દાણા વીણી લાવીને નિર્વાહ કરતા. એક વાર પેલા બ્રાહ્મણોની ભગિની પાણી ભરવા માટે ગોદાવરીને તીરે ગઇ. ત્યાં તેનું તે સુંદર રૂપ જોઇને નદીના હ્રદમાં રહેનાર શેષનામના નાગને બહુ કામ વ્યાપ્યો. તેથી તેણે બહાર આવી મનુષ્યરૂપ ધારણા કરી બલાત્કારથી તેની સાથે ભોગ કર્યો. ભવિષ્યયોગે, ધાતુરહિત એવા પણ તેના દેહમાંથી વીર્યપાત થયો, અને બ્રાહ્મણબાલાને ગર્ભ રહ્યો. નાગે પોતાનું નામ તેને આપ્યું અને કહ્યું કે સંકટ હોય ત્યારે મારૂં સ્મરણ કરજે. એમ કહી તે તો પાતાલમાં જતો રહ્યો. વિધવા ઘેર ગઈ, પણ લાજ પામીને તેણે એ વાત પોતાના ભાઇઓને કહી નહિ. કાલક્રમે ભાઈઓએ ગર્ભનાં ચિન્હો દીઠાં એટલે મહોટા ભાઇના મનમાં વિચાર આવ્યો કે આની સાથે મારા નાના ભાઇને કાંઈ ગરબડ થઇ ખરી. કેમકે એ વિના બીજો કશો સંભવ નથી. નાના ભાઈના મનમાં પણ એવોજ વિચાર આવ્યો કે નક્કી મારા મહોટા ભાઈ સાથે આણે શીલત્યાગ કર્યો. વિચાર કરી બન્ને જણા તેને તજીને જુદે દેશ જતા રહ્યા. વિધવાને ગર્ભ વધતો ચાલ્યો, અને તે પારકે ઘેર દળણાં કરી નિર્વાહ કરવા લાગી. દિવસ પૂરા

---

૧. પૈઠ

થયા ત્યારે સર્વ લક્ષણયુક્ત એવો તેને પુત્ર થયો. તે પણ દિવસે દિવસે રૂપગુણથી વૃધ્ધિ પામતો ચાલ્યો. રમતમાં તે રાજા થાય અને બીજાં છોકરાંને કૃત્રિમ હાથી ઘોડા આદિનાં દાન આપે. તે ઉપરથી સન્ ધાતુનો દાન કરવું એ અર્થ લક્ષમાં રાખી, "વાહનનું દાન કરનાર" સાતવાહન એવું તેનું નામ પડયું. પોતાની માતાનું રક્ષણ કરતો તે સુખે રહેવા લાગ્યો. આણી તરફ ઉજ્જયિનીમાં અવંતીનરેશ વિક્રમાદિત્યની સભામાં કોઈ નૈમિત્તિકે કહ્યું કે પ્રતિષ્ઠાનપુરમાં સાતવાહન નરેંદ્ર થશે.

એ સમયે ઉજ્જયિનીમાં એક વૃદ્ધ બ્રાહ્મણનું આયુષ્ આવી રહ્યું હતું, એટલે તેણે મરવાને સમયે પોતાના ચારે છોકરાને બોલાવીને કહ્યું હે વત્સ ! મારા મરણ પછી મારી શય્યાના જમણા પાયાથી માંડીને ચારે પાયા તપાસજો, નીચે એકેક કલશ છે તે તમે ચારે જણા અનુક્રમે લેઇ લેજો, તેનાથી તમારો નિર્વાહ થશે. પુત્રોએ ઠીક છે કહ્યું એટલે પેલો બ્રાહ્મણ મરી ગયો. પછી તેમણે ચારેએ તેની ઔર્ધ્વદેહિક ક્રિયા કરી, ત્રયોદશાહને દિવસે ભૂમિને ખોદીને ચાર કલશ અનુક્રમે લીધા. તેને ઉઘાડી ઉઘાડીને જોવા બેઠા તો પ્રથમ કલશમાં સુવર્ણ નીકળ્યું, બીજામાં કાળી માટી નીકળી, ત્રીજામાં ઉંબી નીકળી, ને ચોથામાં હાડકાં નીકળ્યાં. તે જોઇને મહોટાની સાથે બધા વઢવા લાગ્યા કે તારે ભાગ જે સુવર્ણ આવ્યું છે તેમાંથી અમારો ભાગ આપ. તેણે ભાગ ન આપ્યો એટલે ચારે જણા અવંતીપતિના ધર્મસ્થાનમાં ગયા પરંતુ ત્યાં પણ તેમનો નિર્ણય થયો નહિ, તે ઉપરથી ચારે જણા મહારાષ્ટ્રદેશમાં ગયા,

સાતવાહન તો રાતી માટીના હાથી ઘોડા રથ પદાતિ બનાવે અને કુંભારને ઘેર નિત્ય ક્રીડા કર્યા જાય. પેલા બ્રાહ્મણના ચાર છોકરા પણ પ્રતિષ્ઠાનમાં આવ્યા. પછી બધે રખળીને ત્યાંજ મુકામ કરવા આવ્યા. સાતવાહન જે ઇંગિતાકારજ્ઞાનમાં કુશલ હતો તેણે તેમને

જોઇને કહ્યું કે વિપ્રો ! તમે મહાચિંતામાં પડયા હો એવા કેમ
• ઓ છો ? તેમણે કહ્યું કે સુભગ ! અમારા મનમાં ચિંતાનો ત
એ વાત તમે કેમ જાણી ? કુમારે કહ્યું ઇંગિત ઉપરથી શું નથી
શકાતું ? તેમણે કહ્યું બરાબર છે, પણ અમારી ચિંતાનુ કારણ
કહેવાથી શો લાભ થવાનો છે ? તું તો બાલક છે. બાલકે કહ્યું એ
ખરી છે પણ કદાપિ મારાથી તમારૂં કાર્ય સાધ્ય થાય તેમ હશે તે
અવશ્ય કરીશ, માટે ચિંતાનું કારણ બતાવો. આવાં તેનાં વચ
ચમત્કાર પામીને ચારે જણે પોતાનો વૃત્તાન્ત તેને કહ્યો. નિધિમા
માલવેશપરિષદ્‌માં નિર્ણય ન થયો, એ આદિ સર્વ વાત સમ
સાંભળતાની સાથેજ સ્મિતપૂર્વક બાલક બોલ્યો જુઓ વિપ્રો ! ત
ઝગડો ભાગી આપું. જેને કનકકલશ આપ્યો છે તેણે કનકદ્રવ્યા
તૃપ્તિ કરવી; જેના કલશમાં કૃષ્ણમૃત્તિકા છે તેણે ક્ષેત્રાદિ લેવાં; જે
માં રૂંવાં છે તેણે કોઠારમાંનાં ધાન્યમાત્ર લેવાં; અને જેનામાં હા
છે તેણે અશ્વ મહિષી ગાય દાસ દાસી સર્વ લેવું; એમ તમારા પિત
સંજ્ઞાનો અર્થ છે. બાલકનું આવું કહેવું સાંભળી બ્રાહ્મણોનો વિ
મટયો, એટલે તેની રજા લેઇને ચારે પાછા વળ્યા. પોતાના ગામ
આવ્યા એટલે આ વાત આખા ગામમાં ફેલાઇ. રાજાએ તેમને બોલ
વીને પૂછયું કે તમારો વાદ પત્યો ? તેમણે કહ્યું હા મહારાજ ! પણ
કોણે પતવ્યો ? એમ પૂછયું ત્યારે તેમણે સાતવાહનનું સ્વરૂપમ
વર્ણવી બતાવ્યું. આ વૃત્તાન્ત સાંભળી તથા બાલકની પણ આવી બુ
રખીને રાજાના મનમાં પેલા જોશીની વાત યાદ આવી એટલે, તે બ
લકને પોતા પ્રતિપક્ષના ભાવી રાજારૂપે સમજી તેના મનમાં ક્ષો
થયો, અને તેણે તેને મારવાના ઉપાય વિચારવા માંડયા. પણ વળ
મનમાં એમ વિચાર કર્યો કે મારવાને માણસોનો પ્રયોગ કરવો તે
તો મારા યશને લાંછન લાગે, ન ક્ષત્રિયને છાજે નહિ તેવું કહેવાય

યો. તે જોઇને ગ્રામ્યલોકોને બહુ ત્રાસ થયો ને વિચાર પડયો કે સ-કોપ માલવેશ્વરે આટલો બધો આટોપ કોના ઉપર ચઢાવ્યો છે! અત્ર તો નથી રાજા, ઠાકોર, કોઇ દુર્ગ, કે વીર; એમ લોકો વિચારે છે તેવામાં માલવેશના દૂતે આવીને સાતવાહનને કહ્યું કુમાર! તમારા ઉપર નૃપનો કોપ થયો છે, તે પ્રાતઃકાલે તમને હણશે, માટે યુદ્ધની જે કાંઇ તૈયારી કરવી હોય તે કરજો આવી વાર્તા સાંભળ્યા છતાં સાતવાહન તો નિરંતર ક્રીડાસક્ત રહી નિશ્ચિંત રહ્યો. પણ એના મામા જેમને યથાર્થ વાત ખબર પડવાથી પરસ્પર ઉપરની શંકા દૂર થઇ હતી, ને જે તે ઉપરથી પાછા આવીને ભાણેજ ભેગા રહ્યા હતા, તેમણે પોતાની બાહેનને કહ્યું કે બહેન! જે દેવે તને આ પુત્ર આપ્યો છે તેનું સ્મરણ કર, એટલે તેજ એને સહાય થશે. સાતવાહનની માને પણ આ વાત સાંભળીને નાગપતિનું વચન સ્મરણમાં આવ્યું, એટલે માથે બહેડું લેઇને ગોદાવરી ઉપર નાગ-હ્રદ આગળ ગઈ; ત્યાં સ્નાન કરીને નાગરાજની આરાધના કરવા લાગી. તુરતજ નાગરાજ પ્રત્યક્ષ થયો, ને બોલ્યો હે પ્રભગિ! મને કેમ બોલાવ્યોછે? તેણે નમન કરી યથાર્થ વાત કહી. શેષરાજે કહ્યું, હું બેઠોછું ત્યાં સુધી તારા પુત્રને કોણ હાથ પણ અરકાડી શકે એમ છે? એમ કહી ઘડો લેઇને હ્રદમાં પેસી ગયો, અને તે ઘડાને અમૃતથી ભરીને પાછો આવી બોલ્યો કે, આ ઘટ લે અને એમાં જે અમૃત છે તેના થકી સાતવાહને કરેલાં માટીનાં હાથી ઘોડા રથાદિને છાંટજે, એટલે તે ખરેખરાં થઈ જશે, અને સામા સૈન્યને હરાવશે. એ કુંભના અ(ન)ત્યથીજ તારા પુત્રનો પ્રતિષ્ઠાનપુરના રાજ્ય ઉપર અભિષેક થશે. વળી કામ પડે તો મને સંભાળજે. એમ કહી નાગરાજ પોતાને સ્થાને ગયો. બ્રાહ્મણી પણ સુધાઘટ લેઇને ગઇ, તેણે પેલા માટીના સૈન્યને તેમાંના સુધાથી છાંટ્યુ એટલે તે બધુ ઉઠ્યું ને વિક્રમના સૈન્યના સામું જઇ યુદ્ધ કરવા મંડયું; ને યુદ્ધમાં સામા સૈન્યનો તેણે પરાજય કર્યો. વિક્રમ પાછો વળ્યો ને અવંતી

આવ્યો. પછી સાતવાહનનો રાજ્યાભિષેક થયો. પ્રતિષ્ઠાન પુરને, વિભૂતિથકી ઇંદ્રની વિભૂતિને હઠાવી દે તેવું મહોટાં મંદિર, મહેલ, ઘર, દેવમંદિર, હાટ, આદિ થકી સાતવાહને બનાવી દીધું; ચોતરફ કોટ, ખાઇ, ઇત્યાદિ સંરક્ષણ પણ યોજી દીધું. સાતવાહને ધીમે ધીમે દક્ષિણના નૃપોને જીતતે જીતતે તાપીપર્યંત ઉત્તરાપથ પણ જીત્યો, અને પોતાનો સંવત્સર ચલાવ્યો. પોતે જૈનધર્મ સ્વીકાર્યો અને જનોના નયનને શીતલતા આપે એવાં અનેક ચૈત્ય કરાવ્યાં. પચાસ વીરોએ પણ પોતપોતાના નામનાં નગરમા જિનમંદિર કરાવ્યાં. પરસમયના લોકને પ્રસિદ્ધ એવું સાતવાહનનું કેટલુંક બીજું ચરિત પણ કહીએ.

સાતવાહનના સમયમા નગરની અંદર પચાસ વીર, તથા બહાર પચાસ વીર, રહેતા હતા. એવામાં એજ નગરમાં એક બ્રાહ્મણનો છોકરો શૂદ્રકનામે મહા+મદોધ્ધુર હતો. તે યુદ્ધશ્રમ કરતો હતો, તેમાંથી તેના પિતાએ આ આપણા કુલાચારને ઉચિત નહિ એમ કહી નિવાર્યો તે છતાં તે અટક્યો નહિ. એક વાર બાર વર્ષનો તે બાલક પિતા સાથે જતો હતો તેવામાં તેણે સાતવાહનને વાપલ, બંદલ, આદિ અંતર્નગરવાસી પચાસ વીરસમેત બાવન હાથની એક શિલાને કસરત માટે ઉપાડતાં જોયો. વીરોએ કોઇએ ચાર આંગળ, કોઇએ છ આંગળ, કોઇએ આઠ આંગળ, એમ શિલાને ભૂમિ ઉપરથી ઉંચી કરી, તે જોઇને શૂદ્રકે મહોટે શબ્દે કહ્યું અહો ! તમારામાંથી કોઇ આ શિલાને માથા સુધી પણ ઉંચી કરી નહિ શકો ' ત્યારે તેમણે કહ્યું કે આવ ભાઇ! તારામાં એવી બહુ શક્તિ હોય તો તુંજ ઉપાડ. એવું કહ્યું એટલે શૂદ્રકે પાસે જઇને શિલાને એવી ઉછાળી કે આકાશમાં ઉંચે ચડી ગઇ. તેના પડતા પહેલાં શૂદ્રકે કહ્યું કે તમારામાં જે મુખ્ય હોય તે આવો અને આ શિલા પડે તેને ઝીલી લો. એ સાંભળીને સાતવાહ-

+ મદથી અતિ ઉદ્ધત.

નાદિ વીરોએ ભયભ્રાંત થઇ તેનેજ અનુનયપૂર્વક કહ્યું, હે મહા-બલવાન્ ! અમારા પ્રાણનું રક્ષણ કરો. તેણે પેલી પડતી શિલાને એવો એક મુષ્ટિપ્રહાર કર્યો કે તેના ત્રણ કટકા થઈ ગયા એક કટકો ત્રણ યોજન ઉપર પડયો, બીજો નાગહ્રદમાં પડયો ને ત્રીજો પ્રતોલીદ્વાર આગળ ચકલામા પડયો તે અદ્યાપિ પણ લોકના દીઠામાં છે. આવા પરાક્રમથી ચમત્કૃત થઇને રાજાએ શૂદ્રકનો સત્કાર કર્યો અને પુરરક્ષણનું કામ તેને સોંપ્યુ. બીજાં શસ્ત્રમાત્રનો નિષેધ કરીને તેને દંડમાત્રજ આયુધમાં આપ્યો; એમ ન કર્યું હોત તો બહારના વીરોને શૂદ્રક નગરમાં પેસવા પણ દેત નહિ.

એક વાર પોતાના મહેલમાં સાતવાહન રાત્રીએ સૂતો હતો. મધ્યરાત્રીએ શરીરચિંતાર્થે ઉઠયો, તો તે સમયે નગર બહાર અતિકરુણાયુક્ત રુદન સાંભળ્યું તે કોનું છે એમ જોવા માટે હાથમાં તરવાર લઈને પરદુઃખદુઃખિત રાજા બહાર નીકળ્યો. વચમાં શૂદ્રક મળ્યો. તેણે વિનયપૂર્વક પૂછયું મહારાજ ! આ મહાનિશામાં કયાં પધારો છો ? રાજાએ કહ્યું પુર બહાર કરુણાયુક્ત ધ્વનિ સંભળાય છે તેનું નક્કી કરવા જાઉં છું. શૂદ્રકે વિનતિ કરી હે દેવ ! આપ મહેલમાં પાછા જાઓ, હું ખબર લેઇ આવું છુ. એમ કહી રાજાને પાછો ફેરવી પોતે પેલા શબ્દને અનુસારે નગર બહાર ગયો. આગળ જતાં કાન દઈને સાંભળતે સાંભળતે એ ધ્વનિ ગોદાવરીના પ્રવાહમાંથી આવતો લાગ્યો. તે ઉપરથી કેડ કસીને શૂદ્રક તરતો તરતો મધ્યે પહોચ્યો. તો પાણીના પૂરમાં તણાતા એવા એક પુરુષને રોતો જોયો. તેને પૂછયું કે તમે કોણ છો ? શા માટે રડો છો ? તેણે તો કશું ઉત્તર ન આપતાં વધારે વધારે રુદન કરવા માંડયું. બહુ પૂછયું ત્યારે બોલ્યો કે સાહસિકશિરોમણિ ! મને અનર્થ્યો કાઢીને ભૂપતિની પાસે લેઇ જાઓ ત્યાં હું મારો વૃતાન્ત કહીશ. એમ કહ્યું ત્યારે શૂદ્રકે તેને ઉપાડી લેવા માંડયો, પણ ઉપડયો નહિ. ત્યારે એના મનમાં એમ આવ્યું

કે રખેને એને કોઈ જલજંતુએ ગ્રાસ્યો હશે; તે ઉપરથી પોતાની તરવાર નીચે ફેરવી, એટલે એક માથુમાત્રજ શુદ્રકના હાથમાં આવ્યું. તેમાંથી લોહીની ધારા જતી હતી તે જોઇ શૂદ્રકને બહુ વિષાદ થયો કે અરે ધિક્કાર છે, આ શરણાગતનો મેં ઘાત કર્યો. વજ્રપાત પોતા ઉપર પડયો હોય એમ મૂર્છિત થઇ ગયો, અને વિચારવા લાગ્યો કે આવી દુશ્ચેષ્ટા શી રીતે રાજાને કહેવાશે, માટે આ લજામણું મોંને હવે બતાવવું નહિ. ત્યાંજ લાકડાંથી ચિતા રચી, અગ્નિ સળગાવી ને પેલા માથાને લઈ બળી મરવા જતો હતો તેવામાં મસ્તકે કહ્યું હે મહાપુરુષ ! શા માટે આમ કરે છે ? હું સર્વદા રાહુની પેઠે મસ્તક માત્રજ છું, માટે વૃથા વિષાદ પામીશ નહિ, કૃપા કરી મને રાજાની પાસે લેઈ જા. આવું સાંભળી શૂદ્રકને ચમત્કાર લાગ્યો ને હર્ષ થયો કે આ જીવતો છે ખરો. પછી પેલા મસ્તકને લૂગડામાં વીંટીને પ્રાતઃકાલે સાતવાહન પાસે લેઇ ગયો. રાજાએ પૂછયું શૂદ્રક ! આ શું છે ? શૂદ્રકે કહ્યું તેજ છે કે જેના રુદનનો ધ્વનિ રાત્રીએ સંભળાતો હતો. એમ કહી બધો વૃત્તાન્ત કહ્યો. પછી રાજાએ તે મસ્તકને પૂછયું તમે કોણ છો ? શા અર્થથી અત્ર આવવું થયું છે ! તેણે કહ્યું મહારાજ ! આપની કીર્તિ બે કાને સાંભળી, કૃત્રિમ રુદનના મિષથી આપને મારા પ્રતિ આકર્ષણ કરી, આપના દર્શન માટે આવ્યોછું. મારાં નેત્ર કૃતાર્થ થયાં રાજાએ પૂછયું શો કલા યથાર્થ જાણો છો ? ત્યારે સારી રીતે ગીત ગાવાનો આરંભ કર્યો. તેના ગાનથી કરીને રાજા સમેત આખી સભા મોહ પામી ગઇ. એ માયાસુર નામનો અસુર હતો તે આવી માયા કરીને રાજાની ઉત્તમ રૂપવતી રાણીને લેઈ જવા આવેલો હતો તે વાત કોઈના પણ સમજવામાં હતી નહિ. લોકોએ કેવલ શીર્ષ દીઠું એટલે પ્રાકૃત ભાષામાં તેનું નામ સીસુલા એવું પાડયું. પછી તુંબુરુને પણ હઠાવે તેવું ઉત્તમ ગાન તે નિરંતર કરતો. તે વાત દાસીદ્વારા રાણીના પણ જાણવામાં આવી એટલે ભૂપતિને વિનતિ કરી તે મસ્તકને પોતાની પાસે રાણીએ મંગાવ્યું.

એમ નિત્ય રાણી તેનું ગાન સાંભળવા લાગી. કેટલેક દિવસે રાતમાં પ્રસંગ જોઇને માયાસુરે રાણીનું હરણ કર્યું, તેને પોતાના ઘંટાવલંબિ નામના વિમાનમાં નાખી તે ચાલ્યો. રાણીએ બહુ બહુ આક્રંદ કરવા માંડયો, અરે મને કોઇ લેઇ જાય છે, કોઇ વીર પૃથ્વી ઉપર હોય તો મને મૂકાવો. ચુંદલા ભુંદલાએ એ રુદન સાંભળ્યું એટલે આકાશમાં ઠેકડો મારી વિમાનની ઘંટા પકડી લીધી. એમ થવાથી વિમાન અટકયું, ને આગળ ચાલ્યું નહિ, એટલે માયાસુરે વિચાર કર્યો કે આ શું થયું ? જુએ છે તો ઘંટા કોઇ વીરે પકડેલી છે. તુરત ખડ્ગ કાઢીને વીરના હાથ કાપી નાખ્યો એટલે તે પૃથ્વી ઉપર પડયો, ને અસુર આગળ ચાલતો થયો. પછી વૃત્તાન્ત રાજાને કાને પડયો એટલે તેણે ઓગણપચાસ વીરોને આજ્ઞા કરી કે દેવીને કોણ લેઇ ગયું તેની શોધ કરો. તે બધાને તો પ્રથમથીજ શૂદ્રક ઉપર દ્વેષ હતો એટલે તેમણે કહ્યું મહારાજ ! શૂદ્રક જાણે, એ મસ્તક એણેજ આણ્યું હતું, ને તેજ દેવીને હરી ગયું. એવું સાંભળી રાજાને શૂદ્રક ઉપર કોપ થયો એટલે તેને શૂલિએ દેવાની આજ્ઞા કરી. પછી દેશાચાલ પ્રમાણે રક્ત ચંદન શરીરે લગાડી શૂદ્રકને ગાડામાં બાંધી લીધો અને શૂલિ પાસે રાજપુરુષો લેઇ ચાલ્યા. પેલા વીરોએ ભેગા થઇ તેને કહ્યું કે મહાવીર ! શા માટે રાંડા રાંડની પેઠે મરે છે ? જે તે રીતે અણી ચૂકાવવી એ ન્યાયાનુસાર રાજા પાસે અવધિ માગી લે, ને સર્વ શોધ કર, શા માટે અકારણ તારી વીરકીર્તિને ઝાંખ લગાડે છે ? તેણે કહ્યું જાઓ તેમ કરો. રાજાને વિનતિ કરી જુઓ. રાજાએ પણ તેમની વિનતિ સ્વીકારીને શૂદ્રકને પાછો બોલાવરાવ્યો એટલે તેણે પણ પોતે જાતે વિનતિ કરી કે મહારાજ! મને અવધિ આપો, હું શોધ કરીને દેવીને તથા ચોરને શોધી લાવું. રાજાએ દશ દિવસનો અવધિ કહ્યો. શૂદ્રકના ઘરમાં બે કૂતરા હતા તે તેની સાથે રહેતા હતા. રાજાએ કહ્યું આ બે કૂતરા ખાતરી માટે અત્ર મૂક, ને તું જ્યાં શોધ કરવો હોય ત્યાં જા. રાજાની આજ્ઞા

તેવી રુચિ નથી, એટલે મેં મારા ભાઇને કહ્યુ કે પરદારાપહરણ સારૂ. નથી: વિક્રમે કરીને વિશ્વમાત્રને જેણે ભરી દીધેલું એવો દશમુખ પરસ્ત્રી સાથે રમવાની લાલસામાં કુલક્ષય કરાવી નરકે ગયો; આવું કહેવાથી તે મારા ઉપર ક્રોધે ભરાયો અને મને આ વડની શાખાએ બાંધી મારી આવી દશા તેણે કરી; હું જે તે પ્રકારે જીભ લાંબી કરીને જલમાંથી છીવડાં પકડી લેઇ નિર્વાહ કરૂં છું. આવું સાંભળી શૂદ્રકે કહ્યું કે હું તે રાજાનોજ ભૃત્ય શૂદ્રક છું, ને તે રાણીની શોધ કરવાજ આવ્યો છું. તેણે કહ્યું કે જો એમ હોય તો મને છોડો, એટલે તમારી સાથે આવી તેનું સ્થાન બતાવું. એણે પોતાના સ્થાનની આસપાસ અગ્નિનો દુર્ગ કરેલો છે, તે નિરંતર બળતોજ રહેછે. તે દુર્ગ ઓલંઘી, અંદર પેશી, તેને હણી, ને રાણીને કાઢી આણવાની છે. એવું સાંભળીને શૂદ્રકે તેનાં બંધન ખડ્ગથી કાપી નાખ્યાં, તથા તેને આગળ કરી, દેવતાગણસમેત, ચાલવા માંડયું. આગળ જતાં પેલો દુર્ગ આવ્યો તે ઓલંઘી, માયાસુરના સ્થાનમાં સર્વે પેઠા. માયાસુરે દેવતાઓને દેખી પોતાનું સૈન્ય સામું કર્યું પણ તે બધું દેવતાઓએ સંહારી નાખ્યું. પછી પોતે યુદ્ધ કરવા નીકળ્યો પણ તેને શૂદ્રકે ખડ્ગથી હણ્યો. પછી ધંટાવલંબિ વિમાનમાં દેવી તથા દેવતા સમેત બેશી પ્રતિષ્ઠાન જવા નીકળ્યો.

આણી તરફ પ્રતિષ્ઠાનમાં રાજાને એમ લાગ્યું કે દશ દિવસનો અવધિ કર્યો છતાં આતો આવ્યો નહિ, અરે! મારે તો ન રહી દેવી ન રહ્યો શૂદ્રક વીર! તેમ ન રહ્યા પેલા બે કૂતરા! મેં મારી અક્કલે ચાલી બધાનો નાશ કર્યો; એમ શોક કરતાં તેણે પરિવાર સમેત પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો; નગર બહાર ચંદનાદિકાષ્ઠની ચિતા કરાવી, સળગાવરાવી, અને જેવાં સર્વે તેમાં પડે છે કે દેવગણમાંથી વધામણી આવી જે હે દેવ! તમારૂં સદ્ભાગ્ય છે, મહાદેવી આવ્યાં

આ શ્રવણરમ્ય વાણી સાંભળતાંજ નરેશ્વરના હૃદયમાં આનંદની સીમા રહી નહિ. ઊંચું જોયું તો આકાશમાં દેવતા તથા શૂદ્રકને જોયા. શૂદ્રક પણ વિમાનમાંથી ઉતરી રાજાને પગે પડયો, મહાદેવી આનંદ પામી. શૂદ્રકને રાજાએ અર્ધરાજ્ય આપ્યું, અને ઉત્સવસમેત નગરમાં લાવી, શૂદ્રકનું સારૂ ચરિત સાંભળતાં, રાજાએ પોતાની રાણીસમેત આનંદ કર્યો.

સાતવાહનને ચંદ્રલેખાદિ પાંચસો પત્નીઓ હતી, તે સર્વ પડ્ભાષાકવિત્વવિત્ હતી; રાજાને તો વ્યાકરણ આવડતું ન હતું. ઉષ્ણકાલ આવ્યો ત્યારે જલકેલિ આરંભી, તેમાં ચંદ્રલેખા શીતાલુ હતી તેથી તેનાથી શીત સહન ન થતું, ને રાજા પ્રેમથકી તેના ઉપર પીચકારીએ પીચકારી, ને પોશે પોશ જલ નાખ્યાં જાય. ત્યારે રાણીએ સંસ્કૃતમાં કહ્યું "દેવ મા મોદકૈ પૂરય[1]" રાજાને આનો અર્થ સમજાયો નહિ, કેવલ "મોદક" શબ્દ સાંભળીને પોતે લાડુની ટોપલી મંગાવી રાણી આગળ મૂકી. ચંદ્રલેખા પતિનો આવો ભ્રમ જોઈને હસી કે અહો ! મહારાજની શી શાસ્ત્રજ્ઞતા! રાજાના સમજવામાં પણ આ ઉપહાસ આવ્યો, એટલે રાણીને પૂછયું કે શાથી હસોછો? રાણીએ કહ્યું પ્રિય! કાંઈકને બદલે તમે કાંઇક સમજ્યા તેથી ઉપહાસ થયો. રાજાને લાજ આવી તેથી તેણે તુરત અનુષ્ઠાન આરંભી ભારતીની ત્રણ ઉપવાસપૂર્વક ઉપાસના માંડી. ભારતી પ્રત્યક્ષ થઇ, ને તેણે વર આપ્યો, તેથી રાજા મહાકવિ થયો. તેણે સારસ્વતવ્યાકરણ આદિ સો શાસ્ત્ર રચ્યાં. એ રાજાના ગુણથી પ્રસન્ન થઇ ભારતીને એક વાર આવી ત્યારે રાજાએ કહ્યું આપણા પુરને અર્ધપ્રહર સુધી કવિતા આપવાની કૃપા કરો. દેવીએ તેમ કર્યું તેથી દશકોટી ગાથા રચાઈ ગઇ, તેનું સાતવાહનક શાસ્ત્ર થયું. તે રાજાનો ખરમુખ નામનો દંડનાથ, શૂર, ભક્ત, પ્રાજ્ઞ, પુણ્યાઢ્ય, આરંભ

---

[1] "મા મા ઉદક પૂરો" અર્થાત પાણી ના છાંટો.

સિદ્ધ, એવો હતો. એક વાર તેને રાજાએ આજ્ઞા કરી કે મથુરામાં આણ વર્તાવો. બહુ સારૂ કહીને તેણે બહાર આવી વેપારીઓ આગળ તે વાત કહી. વેપારીઓએ કહ્યું ખરમુખ! મથુરા બે છે, એક તો દક્ષિણમથુરા જે પાંડવોએ કરેલી તે, ને બીજી પૂર્વમથુરા જ્યાં કૃષ્ણ જન્મ્યા ને વૃંદાવનાદિ જ્યાં છે તે; એ બેમાંથી કેઇ મથુરાની આ વાત સમજવી; ખરમુખે કહ્યું કે એવા પ્રતાપમાર્તંડને ફરી પૂછવા કેમ જવાય! એમજ કહે કે અરે! મારા મનની વાત સમજતો નથી! એમ તેમને કોપ થતાં તો તુરત પ્રાણ જાય. માટે ઉભયે મથુરા સમજીશું. સૈન્યના બે વિભાગ કરી ઊભયે મથુરા ખરમુખે મધ્યાન્હસમયે સ્વાધીન કરી. તે વાત કહેવા બે વધાઇ આવી. તે લાવનાર સાથે રાજા આનંદથી વાત કરેછે તેવામાં એક ત્રીજો આવ્યો તે બોલ્યો દેવ! આપે કરાવવા માંડેલા જૈનપ્રાસાદના ભૂમિતલમાં અક્ષયનિધિ પ્રત્યક્ષ થયો. તે કહેનારના સામું જોતો હતો તેવામાંજ દાસી પ્રેમમંજૂષા અંતઃપુરમાંથી આવીને કહેવા લાગી સ્વામિન્! દેવી ચંદ્રલેખાને સર્વાંગસુંદર એવો પુત્ર પ્રસવ્યો. ચારેને રાજાએ વધામણી આપી. એવા ચાર મહા આનંદ ફરીને રાજાને ઉન્માદ થઇ ગયો, તેથી લોકને ભેગા કરી ઘોડે બેસીને પોતે ગોદાવરીતીરે ગયો અને ગોદાવરીને કહેવા લાગ્યોઃ—

સચ્ચંભણ ગોદાવરિ પુવ્વસમુદ્દેણ સાહિયા સંતી
સાલીહણકુલસરિસં જઇ તે કૂલે કુલં અત્થિ +
ઊત્તરઓ હિમવંતો દાહિણઓ સાલવાહણો રાજા
સમભાર ભરક્કતા તેણ્ણ ન પલ્લત્થએ પુહવી.

આવો તેનો ગર્વ જોઇને મહામંત્રીઓએ અન્યોન્યમાં વિચાર કર્યો.

+ સત્ય કહે ગોદાવરિ! પૂર્વ સમુદ્રને સંગમ કરનારી! તારા કૂલ (તટ) શાલીવાહન જેવું કુલ હોય તો બતાવ. ઉત્તરમાં હિમાલય અને દક્ષિણમાં શાલીવાહન રાજા તેનાથીજ પૃથ્વી ટકી રહી છે; આવો ભાવાર્થ છે.

કે રાજાને સમૃદ્ધિથી ભ્રમ થઇ ગયો, અને જ્યાં પુરુષ લક્ષ્મીથી મોહ પામ્યો ત્યાં તેના ઉભયે લોક બગડ્યા; જ્યાં પુરુષે લક્ષ્મીને જીતી ત્યાં ઉભયે લોક સુધર્યા; માટે કાંઇ પણ દુઃખ ઉપજાવીને આ રાજાનો મદોન્માદ મટાડવો જોઇએ. વિચાર કરીને તેમણે રાજાને કહ્યું દેવ! સૂર્યના તાપથી તાલકું તૂટી જાય છે, ભોજનનો સમય થયો છે, માટે કૃપા કરી મહેલ તરફ પધારો. એમ કહી તેને મહેલમાં લાવ્યા તો ત્યાં પણ મહામદને લીધે થાંભલા આદિને કૂટવા લાગ્યો. પછી મંત્રીઓએ મહાવીરપુરુષ ખરમુખને કહીંક સંતાડીને રાજાને કહ્યું દેવ ! વ્યાધિને વશ થઈ તે દેવલોકમાં ગયો. તે સાંભળી રાજાને બહુ દુઃખ થયું, અને શોકમાં મદની વાત ભુલી ગયો. શોકે કરીને વૈકલ્ય ઓછું થયું ત્યારે અમાત્યોએ કહ્યું રાજેશ્વર ! વિદેશથી આવેલા મૃતસંજીવનવિદ્યા જાણનારાએ ખરમુખને જીવાડ્યો છે, આપની આજ્ઞા હોય તો આવીને આપને ચરણે નમે. એમ કહ્યું ત્યારે જરા સ્વસ્થતા આવી એટલે ખરમુખને આણીને બતાવ્યો તેથી રાજા બહુ પ્રસન્ન થયો. એમ એ રાજાનો ઉદય થયો.

એક વાર રાજા ગોદાવરીતીરે ક્રીડા કરતો હતો તેવામાં એક મત્સ્યે જલ બહાર મુખ કાઢી હાસ્ય કર્યું, તે જોઇ રાજાને ભીતિ અને ચમત્કાર લાગ્યાં. રાત્રીએ ધ્યાનથી આકર્ષણ કરતાં સરસ્વતી આવી તેને પૂછ્યું દેવિ ! મીન શાથી હસ્યું ? સરસ્વતીએ પૂર્વજન્મમાં તું આજ નગરમાં કઠિઆરો હતો, મધ્યાન્હે લાકડાં વેચી જે સીધું લાવતો તેને ઉષ્ણજલમાં મેળવી એક ક્ષપાણક ઋષિને તું આનંદથી આપતો, તે પુણ્યથી તું મહારાજા બન્યો છે. એ વાત ત્યાં આગળનો વ્યંતર જાણે છે, તેથી તેણે માછલામાં દાખલ થઇને હાસ્ય કર્યું. રાજા કહે કે એમ છતાં પણ હસવાનું તેમાં શું છે ? ભારતીએ કહ્યું એવો ભાવ છે કે દાનથીજ આને વૈભવ મળ્યો છતાં દાનમાં એ મંદાદર છે, આત્મકાર્યમૂઢ જીવિતને ધિક્કાર છે. રાજાએ પૂછ્યું એ વ્યંતરને

મારી શી પડેલી હશે ? દેવીએ કહ્યું પૂર્વજન્મમાં તે તારો સખા હતો, તેણે કૃપણતાથી કશું દાન કર્યું ન હતું, માત્ર તારા દાનનું કાંઇ કાંઇ અનુમોદન કરેલું હતું, તે પુણ્યે કરીને તે વ્યંતર થયેલો છે અને તારા હિતમાં છે, અને તારા મંત્રબળથી પ્રત્યક્ષ થતી મને તારી માતા જેવી જાણે છે, એટલે એ રીતે હસ્યો છે. વૃત્તાંત સાંભળી રાજાએ દાતૃત્વ અંગીકાર કર્યું. ભારતીએ આપેલી સિદ્ધિના બળે તે ઇચ્છાદાની, માની થઇ રહ્યો. જૈન થયો. આ પ્રકારે આ રાજાનાં આવાં કેટલાંક વૃત્તાંત કહીએ !

એણે ગોદાવરીતીરે મહાલક્ષ્મીની સ્થાપના કરી, બીજાં પણ અર્હત્દેવલાદિ જુદે જુદે સ્થાને સ્થાપન કર્યાં, અને અતિસમૃદ્ધ રાજ્ય ભોગવવા લાગ્યો. એક કઠિઆરો કોઇ શેરીમાં જઇને સારાં સીધાં લાકડાં વેચતો તે એક વાર ત્યાં ન ગયો ત્યારે વાણીઆઓએ તેની ભગિનીને પૂછ્યું કે તારો ભાઇ આજ અમારી શેરીમાં કેમ આવ્યો નથી ? તેણે કહ્યું શેઠ ! મારો ભાઈ તો અત્યારે સ્વર્ગમાં વસે છે. વાણીઆએ પૂછ્યું એમ કેમ ! તેણે કહ્યું કાંકણ દોરા બંધાય ત્યાંથી વિવાહના ચાર દિવસ માણસ પોતાને સ્વર્ગમાં વસતો માને છે, કેમકે એ સમયમાં એવાં એવાં કૌતુક જોવામાં આવેછે. તે સાંભળી રાજાએ વિચાર કર્યો કે લાવોને હું પણ શા માટે સ્વર્ગમાં ન વસું ! દર ચોથે દિવસે વિવાહોત્સવજ મારે પણ કરવો. એમ વિચારી ચારે વર્ણની જે કોઇ કન્યા યુવાવસ્થામાં આવી પાણિગ્રહણ યોગ્ય થાય તેને પોતે પરણવા માંડ્યું. એમ બહુ સમય ગયો ત્યારે લોકે વિચાર કર્યો કે આ તે શું થવા બેઠું છે? ચારે વર્ણનો વંશ જવાનોછે! કન્યાંમાત્રને તો રાજા પરણે છે, એટલે સ્ત્રીના અભાવે સંતતિ શાથી થશે ? એમ લોક મહાશોકમાં પડયા હતા તેવામાં વિવાહવાટિકા નામના ગામના રહેનાર એક બ્રાહ્મણે પીઠજા દેવીની આરાધના કરી તેને વિનતિ કરી કે હે દેવિ ! અમારાં બાલકોના વિવાહ શી રીતે

થશે ! દેવીએ કહ્યું હે વિપ્ર ! તારા કુલમાં હું તારી પુત્રી થઇને અવતરીશ; મને રાજા માગે તો તુરત આપજે, પછી જે કરવાનું તે હું કરીશ. એ પ્રમાણે બ્રાહ્મણે સ્વીકાર કર્યો અને વાત પણ તે રીતે બની. રાજાએ બ્રાહ્મણની પુત્રીને રૂપવતી જાણી ને બ્રાહ્મણ પાસે માગી, બ્રાહ્મણે કહ્યું હું આપીશ, પણ અત્ર આવીને પરણી જવું પડશે. રાજાએ તે વાત માન્ય કરી; ને તે જોશીએ આપેલા મુહૂર્ત પ્રમાણે આવીને ઉભો. સસરાના ઘર આગળ લગ્નસમયે દેશાચારાનુસાર વરવહૂની વચમાં અંતરપટ ધર્યો, ને ઉભયની અંજલિમાં લાજા ભર્યા. લગ્ન થયું તે સમયે અંતરપટ દૂર કરી અન્યોન્યે અન્યોન્યના મસ્તકઉપર લાજા નાંખવા માંડયા. એ પછી હસ્તમેળાપ થશે એમ જાણી રાજાએ તેના સામું જોયું તો તેને મહોટી રાક્ષસી જેવી દીઠી, અને પેલા લાજા પણ પોતાના માથા ઉપર પથરા પડતા હોય એમ વાગવા લાગ્યા. આ તો કાંઇક ચમત્કાર છે એમ સમજી રાજા નાઠો તો કન્યા તેની પૂઠે લાગી ને પથરાનો વર્ષાદ વર્ષાવતી રહી. તેથી નાસતો નાસતો રાજા પોતાની જન્મભૂમિ જે નાગ-હૃદ તેમાં પેશી ગયો, ને મરણ પામ્યો. અદ્યાપિ પણ એ પીઠજા દેવી નગરને દરવાજે તેના મંદિરમાં છે. શૂદ્રકને પણ કાલકાદેવીએ અજારૂપ ધરી વાપીમાં પેશી કરુણધ્વનિ કરીને છેતર્યો, એટલે તેને કાઢવા પોતે અંદર પેઠો, પણ જેવો તે વાપીમાં ઉતરે છે તેવી તેની તરવાર આડી પડી અને તે ઉપર તે પડી ગયો એટલે તેના અંગના કટકા થઇ ગયા, ને તે મરી ગયો. મહાલક્ષ્મીએ પણ આ તરવારથીજ તેને ઇષ્ટાવાપ્તિ થશે એમ વરદાન આપતાં કહેલું હતું. પછી સાતવાહનના રાજ્ય ઉપર શક્તિકુમારનો અભિષેક થયો. સાતવાહનના પછી કોઇ પણ રાજા અદ્યાપિ એ વીરક્ષેત્ર છે એમ જાણી પ્રતિષ્ઠાનમાં પેસતો નથી. આ વૃત્તાંતમાં જે કાંઇ અસંભાવ્ય હોય તે બધામાં પરસમયનેજ હેતુ જાણવો કેમકે તેમને જૈનના પ્રસાદ નહિ. શ્રીવીર શિવ થયા તે પછી ૪૭૦ [1]વર્ષે વિક્રમાર્ક રાજા

---

૧. અન્ય ગ્રંથમાં ૪૦૦ છે.

લૂટવા માંડ્યાં એક વાર સુસ્થિતાચાર્ય અર્બુદાચલથી અષ્ટાપદની યાત્રાએ નીકળ્યા, તે આ સિંહગુહા નામની પલ્લી આગળ બધા ગચ્છસમેત આવ્યા; એટલામાં વર્ષાકાલ થઇ ગયો, અને પૃથ્વી જીવથી ભિભગઇ ગઈ સાધુએ ત્યાં તપાસ કરીને વકચૂલ પાસેથી આશ્રય માગી ત્યાંજ મુકામ કર્યો વકચૂલે એવી શરતથી નિવાસ આપ્યો કે મારા સીમાડામા તમારે ધર્મકથા કરવી નહિ, કેમકે તમારી કથામા અહિંસાધર્મની વાત આવે તે સાંભળવાથી મારા લોકનો નિર્વાહ તૂટી પડે સૂરિએ તે વાત માન્ય કરી અને ઉપાશ્રયમા મુકામ કર્યો રાજાએ પ્રધાનપુરુષોને બોલાવીને કહ્યુ હુ રાજપુત્ર છું, મારી પાસે બ્રાહ્મણાદિ આવવાના રહ્યા, માટે તમારે જીવવધ મદ્યમાંસાદિ મસગ પલ્લીના કરવો નહિ, એમ થવાથી યતિને પણ અજુગુપ્સિત આહાર મળશે તેમણે તે વાત માન્ય કરી એમ કરતા ચાર મહીના થઇ ગયા અને વિહારસમય આવ્યો એટલે વકચૂલે કહ્યુ —

સમણાણ સઉણાણ ભમરકુલાણ ચ ગોઉલાણ ચ
અનિઆ ઉવસ હીઉ મારઇ આણ ચ મેહાણ

ઇત્યાદિ વાક્ય કહ્યા પછી તેમને વળાવવા માટે વકચૂલ પોતાના સીમાડા સુધી ગયો પોતાનો સીમાડો થઇ રહ્યો એટલે વકચૂલે કહ્યુ અમે પારકી સીમમાં પેસતા નથી માટે હવે પધારો ત્યારે સૂરિએ કહ્યું કે અમે હવે તમારી સીમની બહાર નીકળ્યા છીએ માટે કાઇક ઉપદેશ તમને આપીએ ત્યારે વકચૂલે કહ્યુ કે મારાથી બને તેવો હોય તે ઉપદેશ કૃપા કરીને આપો. ત્યારે સૂરિએ ચાર નિયમ કહ્યા. અજાણ્યા ફૂલ ન ખાવા, સાત આઠ પગલાંનો ઘાત ન કરવો; પટ્ટદેવીને અભિગમન ન કરવુ, કાકમાસ ન ખાવુ એ ચારે નિયમ પોતે લીધા અને ગુરુને નમસ્કાર કરી ઘેર આવ્યો

એક વાર પોતે કોઇ સાર્થ ઉપર ગયો ત્યાં કાંઇ અપશકુનને લીધે સાર્થ તો આવ્યો નહિ, અને પોતાની પાસે ભાથું ખૂટ્યું, ને ક્ષુધે પીડા થવા માંડી. તેવામાં એક વૃક્ષ દીઠું તેને ફલ લાગેલાં હતાં તે લીધાં પણ તેનું નામ કોઇના જાણવામાં ન હતું, એટલે રાજપુત્રે તો ખાધાં નહિ, બીજા બધાએ ખાધાં. જેણે ખાધાં તે બધા મરી ગયા ત્યારે રાજપુત્રે વિચાર્યું કે અહો! નિયમ લીધો તેનું શું ફલ છે! પછી પોતે એકલોજ પલ્લીમાં આવ્યો. રાત્રીએ પોતાના ઘરમાં પેઠો તો પુષ્પચૂલાને પુરુષવેષ કરીને પોતાની પત્ની સાથે સુતેલી, દીવાને અજવાળે, દીઠી. તેમના ઉપર બહુ કોપ આવ્યો એટલે ખડ્ગપ્રહારથી જેવો તેમને હણવા જાયછે તેવોજ નિયમ સાંભર્યો કે સાત આઠ પગવાળાને તજીને ઘા કરવો. ખડ્ગના અથડાવાથી ખટકારો થયો તેથી એની બહેન જાગી ઊઠી, તેણે કહ્યું ઘણું જીવો ભાઇ વંકચૂલ! તે સાંભળીને તેને લાજ આવી. તેણે પૂછ્યું આ શું છે? બહેને નટવૃત્તાંત કહ્યો કે અત્ર પ્રતિભૂપતિના નટવેષધારી ચાર આવ્યા હતા એમ જોવાને કે આપલ્લીમાં વંકચૂલ છે કે નથી; હોય તો અમારૂં નૃત્ય જુવે એમ કહેતા હતા; ત્યારે મેં વિચાર કર્યો કે મારો ભાઇ તો છે નહિ, એટલે હુંજ એનો વેષ ધરીને નૃત્ય કરાવું. મેં તેમ કરાવ્યું ને દાન આપ્યું એટલે તે પોતાને રસ્તે ગયા. હું તેને તેજ વેષે આવીને ભાભી પાસે સુતી હતી. આ વૃત્તાંત સાંભળીને વંકચૂલને મનમાં બહુ ખેદ થયો.

એમ વંકચૂલ રાજ્ય ચલાવતો હતો તે સમયમાં એજ પલ્લીને વિષે તેના તેજ પ્રથમ આવેલા આચાર્યના શિષ્ય ધર્મઋષિ અને ધર્મદત્ત નામના એક વાર વર્ષા રાત્રીએ આવ્યા. તેમાંના એકે ત્રિમાસક્ષપણ કર્યું હતું, બિજાએ ચતુર્માસક્ષપણ કર્યું હતું. વંકચૂલને મધ્યે મળેલા નિયમોનો લાભ સમજાયો હતો એટલે આમને તેણે વિજ્ઞાપના કરી કે હે સાધુ! મારા ઉપર અનુગ્રહ કરીને કોઇ જાણ

ઉપદેશ મને આપો. ત્યારે તેમણે ચૈત્યવિધિની દેશના જેનાથી પાપનો નાશ થાય તે બતાવી. વંકચૂલે તેને માથે ચઢાવી અને તેજ પલ્લીમાં ચર્મણ્વતીને તીરે ઉત્તમ અને સુંદર એવું મહાચૈત્ય કરાવ્યું ને તેમાં શ્રીમન્મહાવીરનું બિંબ સ્થાપ્યું. એ સ્થાન મહોટું તીર્થ થઇ પડયું ને ચારે દિશાએથી ત્યાં સંઘ આવવા લાગ્યા. કાલાંતરે કોઇ વેપારી પોતાની ભાર્યાસમેત સમૃદ્ધિમાન લેઇને યાત્રાએ જતો જતો ત્યાં આવ્યો. નાવમાં જતાં જતાં તેમણે ચૈત્યશિખર દીઠું. તે ઉપરથી બહુ ભક્તિભાવ આણી સુવર્ણના કચોલામાં કુંકુમ ચંદન કર્પૂર આદિ મેળવી તેમાં પેલી સ્ત્રીએ જલ નાખવા માંડયું. એવામાં હાથમાંથી ખસ્યું તે કચોલું જઇને નદીને તળીએ બેઠું. વાણીઆએ કહ્યું અહો આ કચોલું અનેક કોટી મૂલ્યવાળાં રત્નથી જડેલું હતું, રાજાએ આપેલું હતું. એમ ચિરકાલ વિષાદ પામી રાજા વંકચૂલને તેણે વિનતિ કરી કે અમારૂં કચોલું ખોવાયું છે.તે રાજાનું છે માટે તેની શોધ કરાવી આપો. વંકચૂલે માછીને આજ્ઞા કરી. માછી પાણીમાં શોધવા પેઠો ત્યાં શોધતાં શોધતાં તળીએ પહોચ્યો તો ત્યાં સુવર્ણના રથમાં જીવંતસ્વામી શ્રીપાર્શ્વનાથનું બિંબ દીઠું અને તે બિંબને હૃદયે કચોલું લાગેલું દીઠું. ધીવરે કહ્યું ધન્ય છે આ દંપતીને કે ભગવાનના હૃદય ઉપર આ કચોલું જઇને બેઠું. પછી તેણે તેને લેઇને પેલા વાણીઆને આપ્યું. તેણે પણ તેને બહુ દ્રવ્ય આપ્યું. માછીએ બિંબની ખબર કહી. વંકચૂલ જે બહુ શ્રદ્ધાલુ હતો તેણે તેનેજ પાછો જલમાં પેસાડી બિંબ બહાર કઢાવ્યું, અને સુવર્ણરથને તો હતો ત્યાં રહેવા દીધો. પૂર્વેરપતિને સ્વપ્નમાં એમ કહેવામાં આવ્યું હતું કે પુષ્પમાલાને ભૂમિ ઉપર નાખતાં તે જ્યાં ઉભી રહે ત્યાં બિંબનો શોધ કરવો. તે અનુસાર વંકચૂલને બિંબ આપ્યું, ને તેણે શ્રીવીરબિંબના બાહ્યમંડપમાં તેની સ્થાપના કરી એવા વિચારથી કે નવું ચૈત્ય થતા સુધી અહીંઆં આ બિંબ છો રહ્યું. નવું ચૈત્ય કરાવીને જેવું એ બિંબને ઉપાડવા માંડયું તેવું તે જરા પણ હાલ્યું નહિ. અદ્યાપિ પણ દેવતાધિષ્ઠિત એવું તે બિંબ

ત્યાંનું ત્યાં છે. પેલા માછીએ વળી પલ્લીપતિને વિનતિ કરી કે હે દેવ! નદીમાં મેં બીજું બિંબ પણ દીઠું છે, તે પણ બહાર લાવવા યોગ્ય છે, અને પૂજવા યોગ્ય છે ત્યારે પલ્લીશ્વરે પોતાની પરિષદ્‌ને પૂછ્યું કે ભાઇઓ તમે કાંઇ ઇતિહાસ આ બિંબનો જાણોછો ! કોણે એમને નદીમાં નાખ્યા હશે ? એવું સાંભળીને એક પૂર્વની વાત જાણનારા વૃદ્ધે કહ્યું એક નગરમાં પૂર્વે રાજા હતો, તેના ઉપર પરચક્રાગમન + થયું તેની સામે તમામ સેના લેઇને પોતે યુદ્ધ કરવા નીકળ્યો. તેની પટ્ટરાણી પોતાનું સર્વસ્વ તેમ કનકના રથમાં બેસાડેલાં આ બિંબ લેઇને જલ સાગે દુર્ગ છે એમ જાણી ચર્મણ્વતી ઉપર એક કૌટુંબિકને સાંપી આવી. ચિરકાલ યુદ્ધ થયું તેમાંથી કોઇ ખલે એવી ખબર આણી કે રાજા યુદ્ધમાં મરાયો. તે ઉપરથી રાણીએ પેલા કૌટુંબિક પાસે તે બધું જલમાં નંખાવ્યું, ને પોતે પણ મરણ પામી. રાજા સામાવાળાને જીતીને પોતાના નગરમાં આવ્યો ત્યારે આ વૃત્તાન્ત સાંભળીને ભવથકી વિરક્ત થઇ ગયો. એટલે તેણે પારમેશ્વરી દીક્ષા લીધી. એ બેમાંનું એક બિંબ આપે બહાર આણાવ્યું ને આપ પૂજોછો; બીજું છે તે નીકળે તો કાઢીએ. તે સાંભળી પરમાર્હતચૂડામણિ વંકચૂલે પેલાજ માછીને બીજું બિંબ કાઢવા અંદર ઉતાર્યો તે બિંબ મેડ સમાન જલમાં ઉભેલું દેખાયું પણ નીચેથી કાઢવાના અનેક પ્રયાસ કર્યા છતાં નીકળ્યું નહિ. આમાં આવો કોઇ દૈવતપ્રભાવ છે એમ સમજીને તેણે રાજાને વૃત્તાન્ત નિવેદન કર્યો. અદ્યાપિ પણ તે તેજ પ્રકારે ત્યાં છે. એમ સંભળાય છે કે એક વૃદ્ધ ધાવરનું વહાણ ત્યાં અટકી પડ્યું ત્યારે તેનું કારણ શોધતાં તેના હાથમાં રથની જુસરીની એક સોનાની ખીલી આવી. તે દેખી ન તેને લોભ થયો, ને એમ વિચાર આવ્યો કે આ આખા રથને કટકે કટકે લઇ જાઉં તો સમૃદ્ધિમાન્ બનું. એવા વિચારમાં રાત્રીએ નિદ્રા પણ આવી નહિ. રાત્રીએ કોઇ અદૃષ્ટ પુરુષે કહ્યું કે જો આ ખીલાને હતી ત્યાં નહિ નાખી આવું તો સુખે બેસવા નહિ દઉં ને

---

+ રૂપાં ચક્ર, સૈન્ય તેનુ આગમન આવવું.

મારી નાખીશ. આ ઉપરથી ભય પામીને તેણે જ્યાં હતી ત્યાંની ત્યાં પેલી ખીલી મૂકી દીધી. દેવતાધિષ્ઠિત પદાર્થોને વિષે આવું સર્વ સંભવી શકે છે. એમ સંભળાય છે કે વર્તમાનમાં પણ કોઇ મ્લેછ હાથમાં પથરો લેઇ શ્રીપાર્શ્વનાથની પ્રતિમાને તોડવા તૈયાર થયો, તો તેનો હાથ હતો ત્યાં ને ત્યાં સ્તબ્ધજ થઇ ગયો. બહુ પ્રકારે મહાપૂજા કરી ત્યારે સાજો થયો.

શ્રીવીરબિંબ મહાન્ હતું અને તેની અપેક્ષાએ પાર્શ્વનાથબિંબ નાનું હતું એટલે તે શ્રીમહાવીરના અર્ભકરૂપ છે એમ માની લોકમાં તેનું ચેલ્લણદેવ એવું નામ પડયું. ચેલ્લણદેવનું માહાત્મ્ય વૃદ્ધિ પમાડવામાં બે મુનિઓએ તેમને માટે સુવર્ણમુકુટ કરાવવાની યોજના સાધી અને ભવ્યોને તે વાત સમજાવી તેમ કરાવ્યું. કાલક્રમે કરીને સિંહગુહાપલ્લી હિંપુરી એ નામથી પ્રસિદ્ધિ પામી મહા નગરી થઇ. અધાપિ પણ તેના તે શ્રીભગવાનમહાવીર અને તેના તે ચેલ્લણપાર્શ્વનાથની એજ પુરીને વિષે મહોટા મહોટા સંઘ યાત્રા ઉત્સવ આદિથકી આરાધના કરે છે.

એક વાર વંકચૂલ ખાતર પાડવા માટે ચોરવૃત્તિ ધારણ કરી કોઇ શેઠના ઘરમાં પેઠો; પણ ત્યાં કોલાહલ દેખી પાછો ફર્યો અને દેવદત્તા નામની ગણિકાના ઘરમાં પેઠો. ત્યાં વેશ્યા એક કુષ્ઠી સાથે સુઇ રહી હતી તેથી ત્યાંથી નીકળી તે આગળ કોઈ શેઠના ઘર માં પેઠો તો ત્યાં નામામાં કાંઇક ભુલ આવે છે એમ તકરાર ચાલતી હતી તેને અંગે દીકરાને ધમકાવીને શેઠે કાઢી મૂક્યો, એટલે એ ઠેકાણે પણ બધાં જાગતાં હતાં તેથી ફાવ્યું નહિ. રાત્રી પૂર્ણ થવા આવી ત્યારે રાજકુલમાં જાઉં એમ વિચારીને જાયછે તેવામાં તો સૂર્ય ઉદય થયો. પલ્લીશ પણ નગરમાંથી નીકળી ગયે; એક વૃક્ષ તલે બધો દિવસ પડી રહ્યો; અને રાત્રીએ રાજાના કોશગૃહ આગળ જઇ ઘોને પૂછડે બાઝી અંદર પેઠો. રાજાની પટરાણી રીસાઇને બેઠી હતી

તેણે તેને દીઠો અને પૂછ્યું કે કોણ છે ? તેણે કહ્યું ચોર છું, ત્યારે રાણીએ કહ્યું ડરીશ નહિ, મારી સાથે સંગમ કર. તેણે કહ્યું તમે કોણ છો ? રાણીએ કહ્યું હું પટરાણી છું. ચોરે કહ્યું એમ છે ત્યારે તો મારાં માતા બરાબર છો માટે હું આ જાઉં, મારે કાંઇ કરવું નથી. આમ જ્યારે તેનો નિશ્ચય જાણ્યો ત્યારે રાણીએ પોતાના શરીરને પોતાના નખથી વિદારીને બુમો પાડવા માંડી અને રક્ષકોને બોલાવ્યા. તેમણે ચોરને પકડ્યો. રાણીનો અનુનય કરવા રાજા આવ્યો ત્યારે તેણે આ બધું દીઠું એટલે રાજાએ કહ્યું એને બહુ કસીને બાંધશો નહિ, સાચવી રાખજો. પ્રાતઃકાલે રાજાએ પૂછ્યું એટલે તેણે કહ્યું દેવ ! હું ચોરી કરવા માટે પેઠો હતો, આપના કોશાગારમાં મને રાણીએ દીઠો. પછી આગળ કશું પોતે બોલ્યો નહિ. એ ઉપરથી, રાજા જેને બધી ખબર મળી હતી તે બહુ પ્રસન્ન થયો, તેણે તેને પોતાનો પુત્ર કરી માન્યો અને સામંતપદ સ્થાપ્યો. દેવીની વિડંબના થતી વંકચૂલે અટકાવી, એ નિયમ ધારણ કર્યાનું કેવું મહાફલ થયું ! એ વાત વંકચૂલના મનમાં પણ વારંવાર આવ્યાં કરતી. એક વાર રાજાએ કામરૂપભૂપને સાધવા માટે તેને મોકલ્યો. તે ગયો, અને વિજયી થઇ પાછો આવ્યો, પણ શરીરે બહુ ઘાની વેદના લેતો આવ્યો. રાજાએ વૈદ્યોને કહ્યું કે ઘા રૂઝાય છે તો પણ કદી કદી પાછા તૂટી જાય છે માટે બરાબર ઉપચાર કરજો. વૈદ્યોએ કહ્યું દેવ ! કાક-માંસ થકી એને સારૂ થશે. વંકચૂલને જિનદાસ નામના શ્રાવક સાથે પ્રથમથી મૈત્રી હતી, એટલે રાજાએ તેને તેડવા મોકલ્યો, એમ જાણીને કે તે આવીને કહેશે તો આ કાકમાંસ ખાશે. જિનદાસ અવંતિ આવતો હતો તેવામાં માર્ગે બે દિવ્ય સુંદર દંતવાળી સુંદરીને રોતી દીઠી. તેણે તેમને પૂછ્યું કે કેમ રૂવોછો ? અમારો ધણી ધર્મથી ભ્રષ્ટ થયો, માટે રાજપુત્ર વંકચૂલની પ્રાર્થના કરીએ છીએ; પણ તમે જાઓછો એટલે એ પણ માંસ ખાશે અને મહાપાતકમાં પડશે, એવું વિચારીને રુદન કરીએ છીએ. જિનદાસે કહ્યું હું એવો યોગ કરીશ કે એને માંસ ખાવું નહિ પડે. એમ કહી

ને તે આગળ ચાલ્યો ને રાજા પાસે આવ્યો. ત્યાં તેણે વંકચૂલને કહ્યું કાકમાંસ લો, સારા થાઓ ત્યારે પ્રાયશ્ચિત કરજો. વંકચૂલે કહ્યું કે જે કાર્યથી પછવાડે પ્રાયશ્ચિત કરવું પડે તે પ્રથમથીજ ન કરવું સારૂ એમ તું નથી જાણતો! કાદવને ધોવા બેસવા કરતાં દૂરથકી સ્પર્શ ન કરવો તેજ સારો. એમ કહ્યા ઉપરથી રાજાનો પ્રતિબોધ થયો. વિશેષ વ્રતના પ્રભાવથી અચ્યુતકલ્પમાં તે ગયો. જિનદાસ પાછો વળ્યો ત્યારે તેણે પેલી દેવીઓને તેમને તેમ રોતી દીઠી એટલે પૂછ્યું કે એને માંસ ખવરાવ્યું નથી, શા માટે રુદન કરોછો! તેમણે કહ્યું અધિક આરાધનાના બલથી એ અચ્યુતપદ પામ્યો ને અમારો ભર્તા ન થયો માટે રુદન કરીએ છીએ. એમ જિનધર્મના પ્રભાવનો સુચિર વિચાર કરતો જિનદાસ પોતાને સ્થાને ગયો. એમ એ ઢિંપુરીતીર્થનો નિર્માતા+ થયો.

## ઈતિ વંકચૂલપ્રબંધ.

---

## અથ વિક્રમાદિત્યપ્રબંધ.

વિક્રમાદિત્યના પુત્ર વિક્રમસેનને પુરોધાએ આશિર્વાદ આપ્યો કે તું વિક્રમાદિત્યથી પણ અધિક થજે. એ સાંભળી દેવતાધિષ્ઠિત એવી ચાર પૂતળી હસી ને બોલી કે સિંહાસન ન ઘટે તો નામના અધિક થવાની તો વાતજ ક્યાં. પ્રથમે કહ્યું અવંતિમાં વિક્રમાર્ક રાજા અપૂર્વ સત્ય વાર્તા કહેનારને પાંચસો દીનાર આપતો. તે સાંભળી ખાપરા ચોરે પાંચસો દીનાર યાચ્યા ને એક વાત કહી. ગંધવત્ સ્મશાન સમીપે પાતાલકૂપમાં દેવીહરસિદ્ધિનો દીપ મેં દીઠો એટલે તે પાછળ મેં ઝંપલાવ્યું. પાતાલમાં એક દિવ્ય પ્રાસાદ જોયો, ત્યાં એક તેલનું કડાયું ઉકળતું હતું ને પાસે એક પુરુષ ઉભેલો હતો. તેને મેં પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે આ મહેલમાં એક દિવ્ય કન્યા છે તે એમ કહેછે કે આ કડાયામાં જે ઝંપલાવે તે સો વરસ સુધી

+ સ્થાપનાર

મારો પતિ થાય. એ ઉપરથી આમાં પડવા માટે હું ઉભેલો છું, પણ મન કહ્યું કરતું નથી. આ વાત કહેવા ઉપરથી ખાપરાને પાંચસો મળ્યા. તેની સાથે રાજા પેલા કડાયા આગળ ગયો ને તેમાં પડયો. પેલી કન્યાએ એને અમૃતથી જીવાડયો. કન્યા જેવી રાજાને વરમાલ આરોપેછે તેવુંજ રાજાએ કહ્યું આ મારી આગળ ઉભોછે તેને આરોપો. કન્યાએ તેને વર્યો. આવો પરોપકારી આ બાલક કયાંથી થવાનો છે? બીજી બોલી કે કાશીથી બે બ્રાહ્મણ આવ્યા તેમને વિક્રમાર્કે રાજસ્વરૂપ પૂછયું, તે ઉપરથી તેનણે કહ્યું અમારા દેશમાં પાતાલમાં વિવર છે તેમાં એક અંધ રાક્ષસ છે. અમારા દેશના રાજાએ તેલના કડાયામાં ઝંપલાવી તેને પોતાનું માંસ અર્પવું જોઇએ, એટલે તેથી પ્રસન્ન થઇ રાક્ષસ તેને પાછો જીવાડે, એમ નિત્ય થાયછે. નિત્યે સવારમાં સાત કુંભ સુવર્ણથી ભરી આપેછે. આવું સાંભળી વિક્રમ ત્યાં ગયો ને કડાયામાં પડી તેણે પોતાનું માંસ રાક્ષસને ખવરાવ્યું. રાક્ષસે તેને જીવતો કર્યો. વળી એજ રીતે કર્યું, પણ બીજી વાર તો, રાક્ષસને કોઇ શાપ હશે તે નિવારણ થતાં તેનો અંધાપો મટી ગયો. આંખે દેખતો થયો તેથી પ્રસન્ન થઇ બોલ્યો કે જે ઇચ્છા હોય તે માગ વિક્રમે કહ્યું બીજું કાંઇ નહિ પણ સાત કુંભ સુવર્ણ નિત્યે થયાં જાઓ, અને રાજાને આ કડાયામાં જે પડવું પડે છે તે બંધ થાઓ. રાક્ષસે કહ્યું તથાસ્તુ કહો હવે આ વિક્રમાર્કથી અધિક તો શું, તેની સમાન પણ કોણ થનાર છે? માટેજ મને હસવું આવે છે. ત્રીજીએ કહ્યું એક વાર વિક્રમાર્ક પોતાના પુરમાં રહેનાર માથે તાલવાળા એક કુંભાર સાથે પરદેશ ગયો. પરકાયપ્રવેશ વિધા બતાવનાર કોઇ યોગી મળ્યો તેણે સેવાથી પ્રસન્ન થઇ વિધા આપી. રાજાએ કહ્યું પ્રથમ મારા મિત્રને બતાવો. યોગીએ કહ્યું એ પાત્ર નથી; પરંતુ રાજાના આગ્રહથી તેને પણ આપી. અવંતિમાં જઇને રાજાએ રાજ્ય ચલાવવા માંડયું તેમ કરતાં એક વાર જે સારો પટઅશ્વ હતો તે મરી ગયો. રાજાએ વિધાની પરીક્ષા

કરવા પોતાનો જીવ ઘોડાના ખોળીયામાં ઘાલ્યો; એટલે કુંભારે પોતાનો જીવ રાજાના ખોળીયામાં ઘાલ્યો, ને પોતે રાજ્ય કરવા લાગ્યો, અને અશ્વને મારી નાખવાની તેણે આજ્ઞા કરી. તે સમજી રાજા કોઇ પોપટના મુવેલા દેહમાં પેઠો અને સોમદત્ત શેઠની પ્રોષિતપતિકા ભાર્યા કામસેનાને ઘેર ગયો. તે પણ પોપટના ચાતુર્યથી બહુ પ્રસન્ન થઇ. શેઠાણીના સ્નેહની પરીક્ષા કરવા માટે ગૃહગોધિકાના+ દેહમાં પેઠો તેથી શેઠાણીને મહાકષ્ટ થયું. તે કાષ્ઠ ભક્ષણ કરવા તૈયાર થઇ, પણ રાજાએ પાછો શુકના દેહમાં પ્રવેશ કરી તેને જીવાડી. શુકે સર્વ વૃત્તાન્ત શેઠાણીને કહ્યો એટલે તેણે પેલા કુંભારને દૂર કરાવ્યો. તેણે મુવેલાબોકડાના દેહને વિષે પોતાનો જીવ ઘાલ્યો. રાજા પોતાના દેહમાં પેઠો કુંભાર પછી ભય પામી કંપવા લાગ્યો, પણ તેને રાજાએ કહ્યું કે ડરીશ નહિ, હું તારા જેવો થવાનો નથી, મારામાં દયા છે, એટલે તું સુખે જીવતો રહે અને ખાઈ પીને મોજ કર. આવા વિક્રમની સમાન તે આ શી રીતે થવાનો ? ચોથીએ કહ્યું એક વાર વિક્રમાર્કે ઉત્તમ પ્રાસાદ કરાવ્યો ને પોતે તેમાં ગયો. ત્યાં ચકલો ને ચકલી વાત કરતા હતાં તેમાં ચકલે કહ્યું પ્રાસાદ સારો બન્યો છે, ત્યારે ચકલીએ કહ્યું કે સ્ત્રીઆરાજ્યમાં લીલાદેવીનું આહાગૃહ જેવું છે તેવો બન્યો છે. રાજાએ આ વાત સાંભળી ને ત્યાં જવાનું મન કર્યું; પણ પોતાને માર્ગ ખબર નહિ, એટલે એક ભાટ રાજાનો આશય જાણીને માર્ગ જોઈ આવવા ગયો. રસ્તામાં લવણસમુદ્ર આવ્યો, ને તેની પાર ધૃતીસમુદ્ર આવ્યો તે ઉતરીને રાત્રીએ મદનાયતનમાં * સુઇ રહ્યો. મધ્યરાત્રીએ ઘોડાનો હણહણાટ સંભળાયો અને દિવ્યાલંકારવિભૂષિત એવું સ્ત્રીવૃંદ ત્યાં આવ્યું તેમાં જે મુખ્ય હતી તેણે કામદેવની પૂજા કરી. પાછી વળી ત્યારે ઘોડાને પૂછડે વળગીને પોતે તેમના સ્થાનમાં ગયો. દાસીએ દીઠો એટલે પોતાની શેઠાણી પાસે રજુ કર્યો. તેણે સ્નાનાદિ કરાવી તેજ ઘરમાં રાતની રાત રાખ્યો.

---

+, ઘરોળી * મદન કામદેવનુ આયતન, સ્થાન.

સ્રીએ સુતી વખતે કહ્યું કે મારો પતિ એક વિક્રમાદિત્ય થાઓ કે આ-
જો જે કોઈ મને ચાર શબ્દથીજ ઉઠાડી શકે તે થાઓ. એમ કહીને
સુઇ ગઇ એટલે આ ભાઇએ વિચાર કર્યો કે ચાર વાર બોલાવવાથી
પણ નહિ જાગે ! લાવ હુંજ જગાડું. ચાર વાર શબ્દ કર્યા તોપણ
જાગી નહિ ત્યારે એણે જઇને તેના પગનો અંગુઠો દાબ્યો. સ્રીએ
એવી લાત મારી કે જ્યાં વિક્રમાદિત્ય સુઇ રહ્યો હતો ત્યાંજ જઇને
પડયો. રાજાએ પૂછ્યું આ શું છે ! તેણે બધો વૃત્તાન્ત કહ્યો એટલે
રાજા અગ્નિવેતાલ ઉપર ચઢીને તે સ્થાને ગયો. વેતાલ ગુપ્ત થઈ ગ-
યો, રાજાને દાસી રાણી પાસે લેઇ ગઈ. રાણીએ ભક્તિ દર્શાવી,
અને પોતે રાજાનું રૂપ જોઇ પ્રેમાસક્ત થઇ. સુતી વખતે પાછી પોતાની
પ્રતિજ્ઞા કહી બતાવી ને સુતી. રાજાએ દીવામાં રહેલા વેતાલને કહ્યું હે પ્રદી-
પ કાંઇ વાર્તા કરો. એટલે દીપે વાર્તા આરંભી. એક બ્રાહ્મણને એક પુત્રી
હતી તે ચાર વરને આપી હતી. એ ચારે પરણવા આવ્યા ત્યાં વિવાદ
થયો. એટલે એક સાથે કન્યાએ કાષ્ટભક્ષણ કર્યું, બીજો અસ્થિ લેઇને
ગંગાએ ગયો. એક ત્યાંજ ઝુંપડી બાંધી ભસ્મનું રક્ષણ કરવા બેઠો,
ને એક દેશાંતર જતો રહ્યો. ચોથો જે દેશાંતર ગયો તેને ભમતાં
ભમતાં સંજીવિની વિદ્યા પ્રાપ્ત થઇ. એટલે પેલે સ્થાને તે પાછો
આવ્યો, ને પેલીને જીવાડી, એવામાં બીજા બે પણ આવી પહોચ્યા.
એટલે પાછો ચારેને વિવાદ થયો. ત્યારે એ ચારમાંથી એ કોની પત્ની
થાય ? રાજાએ કહ્યું હું જાણતો નથી તુંજ કહે. તેણે કહ્યું જે ચિતા
સાથે ગયો તે તેનો ભાઇ, અસ્થિ લેઇ ગયો તે પુત્ર, જેણે જીવાડી તે તે-
નો પિતા, ને જેણે રાખ સાચવી તે પાલન કરવાથી પતિ. આ વા-
ર્તા થઇ રહી એટલે રાજાએ તાંબુલની પેટીને કથા કહેવાનું કહ્યું.
વેતાલે તેમાં પેશીને કથા કહેવા માંડી. એક ઠેકાણે એક વિધવા બ્રાહ્મ-
ણી હતી તેને જારકર્મથી પુત્રી થઇ. એ પુત્રીને બહાર મુકી આવવા

માટે બ્રાહ્મણી રાત્રીસમયે ચાલી. ત્યાં શૂલિએ કોઇકને ચઢાવેલો તે જીવતો હતો તેના પગને ઠોકર વાગી એટલે તે બોલ્યો: એવું કોણ પાપી છે જે દુઃખીને પણ દુઃખ કરેછે! પેલી સ્ત્રીએ કહ્યું શું દુઃખ છે! દેહપીડા કરતાં તો નિઃપુત્રત્વનું દુઃખ બહુ છે. શૂલારોપિત પુરુષે કહ્યું તું કોણ છે? તારો વૃત્તાન્ત કહે. એટલે તેણે પોતાની વાત કહી. ત્યાર પછી પેલા પુરુષે પણ કહી કે પૂર્વે હરી આણેલું મારૂં દ્રવ્ય મેં અત્ર આણેલું છે તે લેઇને તારી પુત્રી મારી સાથે પરણાવ. ત્યારે બ્રાહ્મણીએ કહ્યું તું તો મરવા પડયો છે, પુત્રી નાની છે તો પુત્ર કેમ થશે! ત્યારે પેલા પુરુષે કહ્યું ઋતુકાલ આવે ત્યારે કોઇને દ્રવ્ય આપીને પુત્ર કરાવી લેજે. એ પ્રમાણે બ્રાહ્મણીએ કર્યું, પુત્ર થયો; થતાની સાથેજ તેને રાજદ્વાર આગળ મૂકયો. રાજાએ તે કોઇકને સોંપ્યો, અને રાજા નિષ્પુત્ર હતો એટલે તેજ મ્હોટો થતાં ગાદીએ બેઠો. રાજાના શ્રાધ્ધનો દિવસ આવ્યો ત્યારે ગંગા ઉપર શ્રાધ્ધ કરવા માટે તે ગયો તો જલમાંથી ત્રણ હસ્ત બહાર આવ્યા. રાજાને વિસ્મય થયો કે પિંડ હવે કોને આપવો! માટે હે રાજા! કહો કોને પિંડ આપવો! રાજાએ કહ્યું પેલા ચોરના હાથમાં પિંડ આપવો. રાજાએ સ્વર્ણપાલકને કહ્યું તો તેણે પણ વાત કહેવા માંડી. એક ગામમાં એક કુલીનનો પુત્ર હતો તે કોઇ બીજા ગામમાં પરણ્યો હતો, પણ તેની વહૂ ઘેર આવતી ન હતી, ને સ્વજનો તેને નિર્ગુણ એમ કહી હસતાં હતાં. એક વાર સર્વની પ્રેરણાથી મિત્રને લેઇને ચાલ્યો. માર્ગમાં યક્ષને નમન કર્યું એટલે તેણે સ્ત્રી આવે તેમ કરી આપ્યું. આવતાં યક્ષસમીપ આવ્યો ત્યારે યક્ષને પોતે નમન કરવા ગયો, તો યક્ષે સ્ત્રીના લોભથી તેનું મસ્તક કાપી નાખ્યું. બહુ વાર થઈ ત્યારે પેલો મિત્ર અંદર જોવા ગયો તો આવી સ્થિતિ દેખી તેને વિચાર આવ્યો કે અવશ્ય લોક એમ કહેશે જે સ્ત્રીને માટે આણે મિત્રને હણ્યો, માટે મારે પણ મરવું સારૂં છે. એમ કરી તેણે મસ્તક કાપી નાખ્યું. છેવટ સ્ત્રીએ આવીને

જોયું તો ઉભયે આવી રીતે પડેલા છે, એટલે તેણે પણ વિચાર કર્યો કે લોક મને પતિહિણી તો કહેછે અને હવે પતિઘ્ની કહેશે માટે હવે તો મરવુંજ સારૂ. એમ કરી તેણે પણ ગળે શસ્ત્ર મૂક્યું. તેવોજ યક્ષ પ્રકટ થઇ બોલ્યો કે સાહસ મા કર. સ્ત્રીએ કહ્યું આ બેને જીવાડ. તેણે કહ્યું ધડ અને માથાં ભેગાં કર. સ્ત્રીએ બહુ ઔત્સુક્યમાં એકનું માથું બીજાના ધડ ઉપર એમ ચોટાડયાં. ઉભયે જીવતા થયા એટલે સ્ત્રી કોની તે વિષે વિવાદ થયો. આ વાર્તા સાંભળી રાજાએ કહ્યું કે જેના ધડ ઉપર તેના પતિનું માથું હોય તે તેનો પતિ કેમકે આખા શરીરમાં મસ્તકનુંજ પ્રાધાન્ય છે. વળી રાજાએ કર્પૂરની પેટીને કથા કહેવાનું કહ્યું તો તે બોલી: એક ગામમાંથી પોતપોતાની કલાને બરાબર જાણનારા એવા ચાર મિત્રો, એક સૂતાર, એક સોની, એક વેપારી, અને એક બ્રાહ્મણ, એમ પરગામ જવા નીકળ્યા. કોઇ વનમાં રાત રહ્યા ત્યાં વારા ફરતી ચોકી કરતાં પ્રથમ પાહેરે સૂતારને ચોકી કરવાની આવી તેણે બેઠે બેઠે લાકડાની પૂતળી ઘડી, મહોટી સ્ત્રી જેવી બનાવી. બીજો પહોર સોનીનો હતો, તેણે પૂતળીને અલંકાર પહેરાવ્યા. ત્રીજો પહોર વેપારીનો હતો, તેણે પૂતળીને સુંદર વસ્ત્ર સજાવ્યાં. ચોથે પહોરે બ્રાહ્મણે તેને જીવતી કરી. પ્રાત:કાલે તેને જીવતી જોઇ ચારેને તેને લેવાની ઈચ્છા થઇ તો તે કોણ લે તે હે વિક્રમાર્ક! તમે કહો. આ નામ સાંભળતાં પેલી સિંહાસનની સ્ત્રી ખળભળી ઉઠી. રાજાએ કહ્યું મને ખબર નથી. એમ કહ્યું ત્યારે પેલી બોલી રાજન્! કહો કોની પત્ની થાય! ત્યારે રાજાએ કહ્યું સોનીની. તે સમયે દીપસ્થ વેતાલ બોલ્યો કે તે આ રહી, ને તે વિક્રમાર્ક પણ આ રહ્યો. પછી તે બે પરણ્યાં અને તેને લેઇને વિક્રમ અવંતિ આવ્યો. આવો જે મહાપરાક્રમી તેની સમાન આ શું થવાનો છે ! એટલા ઉપરથીજ હસવું આવેછે. આ વૃત્તાંત સાંભળી વિક્રમસેનનો ગર્વ ઉતરી ગયો.

ઇતિ શ્રીવિક્રમપ્રબંધ.

---

# અથ વિક્રમસેનપ્રબંધ.

પછી વિક્રમસેને પુરોહિતને પૂછયું કે આ લાકડાની પૂતળીઓ મારા પિતાને આવા અદ્‌ભુતગુણવાળા કહે છે તો આખી પૃથ્વીમાં એટલા એજ એવા ઉત્તમ થઇ ગયા, આગળ પણ કોઇ તેવો થયો હશે નહિ? પુરોહિતે કહ્યું આ ચતુર્યુગી અનાદિ છે, રત્ન તેના ગર્ભમાંજ પાકે છે, યુગે યુગે નરરત્ન થાય છે, હુંજ એક છું એવો ગર્વ કશા કામનો નથી, તેમ ચાલતો પણ નથી. એક વાર તમારા પિતા વિક્રમાદિત્યના મનમાંજ એમ થયું કે જેમ રામે સ્વવ્યવહારથી લોક સુખી કર્યા તેમ હું પણ કરૂં. તે ઉપરથી પોતે રામાયણની વ્યાખ્યા કરાવી. તેમાં રામનાં દાનમહિમા, ધર્મસ્થાનસ્થાપના, વર્ણાશ્રમવ્યવસ્થાપાલન, ગુરુભકિત, ઇત્યાદિ જેવાં સાંભળ્યાં તેવાં પોતે પણ આરંભ્યાં, અને અભિનવરામ એવું પોતાને કહેવરાવવા માંડયું. એ જોઇ મંત્રીઓએ વિચાર કર્યો કે આપણા પ્રભુ આવે વાદે ચઢી અનુચિત કરે છે, માટે એમનો આવો ગર્વ કોઇપણ ઉપાયથી ઉતારવો જોઇએ એક વાર રાજાએપૂછયું જગત્‌માં એવો કોઇ છે જે અશ્રુતપૂર્વ એવું રામનું આચરણ અમને બતાવે. એ સાંભળી એક વૃદ્ધ મંત્રીએ કહ્યું કે કોશલામાં એક વૃદ્ધ બ્રાહ્મણ છે, તે પરંપરાગત એવી રામની કેટલીક વાર્તા સારી જાણે છે, માટે તેને બોલાવીને પૂછવું જોઇએ. રાજાએ તેને બોલાવ્યો, ને માનપૂર્વક આણ્યો, તથા પૂજનાદિક કરી તેને વિનતિ કરી, હે વિપ્ર! કોઇ નવી રામકથા કહો. વિપ્રે કહ્યું પૃથ્વીનાથ ! જો કોશલામાં આવો તો રામનો કોઇ પ્રબંધ સાક્ષાત્ બતાવું, અહીં બેઠે બેઠે તો ન બને. રાજાએ રાજ્યભાર મંત્રીઓને સોંપ્યો ને પોતે મહાચમૂ લેઇને વૃદ્ધ બ્રાહ્મણ સાથે કોશલા નગરી ભણી ચાલ્યો. સેનાએ મુકામ કર્યો; અને હું સર્વ દિશાનો ઇશ્વર છું એમ સમજી નિર્ભય થઇ રાજાએ બ્રાહ્મણને કહ્યું રામદેવચરિત બતાવો. ત્યારે બ્રાહ્મણે રાજાને એક સ્થાન બતાવ્યાં

કહ્યું કે આ મરદાનને ખોદાવો. રાજાએ ખોદાવવા માંડયું તો ઉપર હેમનો કલશ એવી હેમની મંડપિકા+ નીકળી. ઉપરથી ધૂળ કાઢી નાખી તેમ તેમ બધુએ સુવર્ણનું જ જણાતું ગયું. છેલ્લી વારે રાજાએ ધૂળ ખસેડી ત્યાં એક પગરખું સુવર્ણના તારથી સીવેલું અને અતિ જ્વલિત પ્રકાશવાળા મણિથી જડેલું દીઠું. વિસ્મય પામીને રાજાએ તેને હૃદયે ચાંપી માથે મૂક્યું ને કહ્યું અહો આવા રત્નને માન આપવું ઘટે. ત્યારે વિપ્રે કહ્યું આ તો એક મોચીની સ્ત્રીનું પગરખું છે, એનો સ્પર્શ કરવો પણ યોગ્ય નથી. ત્યારે વિક્રમે કહ્યું એવી મોચણને પણ ધન્ય છે કે જેનું પગરખુંજ આવું મૂલ્યવાન્ છે, એની કથા મને સંભળાવો. પછી બ્રાહ્મણે કહ્યું કે શ્રીરામ રાજ્ય કરતા હતા ત્યારે અત્રે મોચીનાં ઘર હતાં, તેમાંના એકનું આ ઘર છે. તેની પત્ની લાડવઇ હતી એટલે બહુ ગર્વિષ્ઠ રહેતી ને વિનય રાખતી નહિ. એટલે તેના પતિએ તેને મારીને કાઢી મૂકી અને કહ્યું કે જા રાંડ કંકાસ લેઇને નીકળ અહીંથી. આમ કહેવાથી રીસ ચઢાવીને એકજ પગરખું પહેરેલું હતું તે ભેર પોતાના પિતાને ઘેર જતી રહી. પોતાના બાપને બધો વૃત્તાન્ત કહ્યો તો બાપે તો ક્ષણ પણ ઉભી ન રાખી ને કહ્યું કે બહેન! કુલસ્ત્રીને પતિ એજ શરણ છે, માટે ત્યાં જાઓ. ત્યારે તેણે કહ્યું કે મારૂં માનભંગ થયું ત્યાં હું જવાની નહિ. બે ચાર વાર પિતાએ કહ્યા છતાં પણ જ્યારે ન ગઇ ત્યારે પિતાએ કહ્યું કે તું મારૂં કહ્યું માનતી નથી ત્યારે તો શ્રીરામ પોતે સીતાજી અને લક્ષ્મણજી સમેત આવીને તને કહે ત્યારે માનજે, તે સાંભળી પેલી મિથ્યાભિમાનવાળીએ કહ્યું હા એમ થશે તો જઇશ નહિ તો નહિ જાઉં. આ વૃત્તાન્ત રામના ગુપ્ત ચરોએ જઇને રામને નિવેદન કર્યો ને કહ્યું કે મોચીની પુત્રી આવી હઠ લેઇ બેઠી છે. તે સાંભળી પ્રજાવત્સલ શ્રીરામ સીતા તથા લક્ષ્મણને લેઇને પ્રાતઃકાલે મોચીના ઘર આગળ આવ્યા ને અંદર પેઠા. વિસ્મિત થયેલા મોચીએ સારી સંભાવના કરી ને વિનતિ કરી કે અમારા જેવા અધમ ઉપર

---

+ ન્યાલખી

આ આપની કેવી કૃપા ! સ્વપ્ને પણ જે વાત ન સંભવે તે આપે કરીછે ! આપ અમારે ઘેર પધાર્યાછો ! શા કારણથી કૃપા થઇછે ? શ્રીરામે કહ્યું કે તારી પુત્રીને સાસરે મોકલી આપવા માટે આવ્યોછું. આવું સાંભળીને મોચીને બહુ હર્ષ થયો અને પુત્રીને, બોલાવીને કહેવા લાગ્યો હે પુત્રિ! તારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ, શ્રીરામ સીતાજી સમેત પધાર્યાછે માટે આવીને જગત્પતિને પગે પડ. પેલી મોચણ આવીને રામને નમી અને તેમની આજ્ઞાથી સાસરે ગઈ, એટલે રામ પોતાને સ્થાને ગયા. હે વિક્રમ! બીજું પગરખું પણ ઘરમાં ખોદતાં મળશે, માટે આવો ખોદાવીએ. રાજા ગયો અને ખોદ્યું તો બીજું પગરખું પણ મળ્યું, સુવર્ણનું ચહ દીઠું. એ રીતે બ્રાહ્મણે બીજા પણ ઘર ખોદાવી ખોદાવીને બતાવ્યાં. રાજાએ બ્રાહ્મણને પૂછયું આ પ્રકારે યથાર્થ વાત તમે શી રીતે જાણોછો? બ્રાહ્મણે કહ્યું કે પૂર્વજોના ઉપદેશની પરંપરાથી વાત મારા સુધી આવેલીછે; તે આજ મેં તમને કહી, પણ હવે ગર્વ મૂકી દો, રામ તો રામ એકજ હતા, તેમની આજ્ઞાથી જલ અને અગ્નિનો ઉપદ્રવ શાંત પડતો, પડતી ભીંતને તેમની આણ દેવાય તો તે અટકી રહેતી, કેટલાક જીવ પડેલા એવાં હજારો ગંડ થયાં હોય, સો સો ફાલ્લા થયા હોય, ને જ્વરાદિ અનેક લાગુ થયાં હોય તેવાં પણ રામઆજ્ઞાથી સાજાં થઇ જતાં.તેમનાં પત્નીસીતા, તેમના ભાઇને તેમનાભૃત્ય હનુમાન્ સુગ્રીવાદિ તેમના મહિમાનું વર્ણન તો બૃહસ્પતિ પોતે સો વર્ષે પણ પૂર્ણ કરી ન રહે. આવું સાંભળી વિક્રમે ગર્વ તજી દીધો અને અભિનવરામ એવું પોતાનું બિરુદ બંધ કરી નાખ્યું. પછી ઉજ્જયિની આવ્યો, ને યથાશકિત લોકનો ઉધ્ધાર કરતો રહ્યો. અગ્નિવૈતાલ તથા, પુરુષકસિદ્ધિથી તેને સુવર્ણસિધ્ધ હતી તે વડે તેની પરોપકારપરંપરા વૃધ્ધિ પામતી રહી. માટે વિક્રમનેજ ધન્ય છે, તેનાથી અધિક પણ કોટિ કોટિ થઇ ગયાછે. એ સાંભળી વિક્રમસેન વિવેકી થયો.

ઇતિ વિક્રમપ્રબંધ.

---

## અથ વિક્રમચરિત્ર.

જૈનતત્વગ્રાહ્ય એવા મુગ્ધજનને આનંદ લાગે તેવું એક વિક્રમચરિત પણ કહીએ છીએ. ઉજ્જયિનીમાં વિક્રમાદિત્ય રાજ્ય કરતો હતો તેવામાં પાસેના ગામડામાં હલ ખેડતાં એક બ્રાહ્મણને દિવ્ય જ્યોતિવાળું એક રત્ન ભૂમિ ઉપરથી જડયું. તેની કીમત કરાવવા ઉજ્જયિની ઝવેરીઓ પાસે ગયો. રત્ન બતાવ્યું તો તે સર્વે વિસ્મય પામ્યા, ને બોલ્યા કે અમે એની પરીક્ષા કરી શકતા નથી, કેમકે અમે એવું આજ સુધી દીઠું નથી, ને ખોટી વાત બતાવવામાં મહાપાપ છે, માટે શ્રીવિક્રમ પાસે જાઓ, તેમનાથી પરીક્ષા થાય તો થાય, તે આવી રત્નપરીક્ષામાં પ્રવીણ છે. બ્રાહ્મણ વિક્રમ પાસે ગયો અને રત્ન બતાવ્યું. વિક્રમે પૂછયું કયાંથી આણ્યું? વિપ્રે કહ્યું હલ ખેડતાં મારા ક્ષેત્રમાંથી મને જડયું છે. રાજાએ કહયું ત્યારે બે દિવસ પછી કહીશું, રત્ન અમારી પાસેજ રહેવા દ્યો, મનમાં ચિંતા ન રાખશો, અમે પરદ્રવ્યલુબ્ધ નથી. એમ ધીરજ આપી બ્રાહ્મણને પોતાના મહાલયમાંજ રાખ્યો. રાત્રીએ વિક્રમે પૃથ્વી ઉપરના રત્નપરીક્ષકોનો વિચાર કર્યો; ને બલી તે તો પાતાલમાં રહ્યો, પણ ત્યાં પણ જવું એમ નિર્ણય કર્યો; કતુહલવાળાએ આળસ રાખવું નહિ. પછી અગ્નિવેતાલ ઉપર બેશીને પાતાલમાં ગયો, ને બલીના બારણા આગળ ઉભો. ત્યાં નારાયણ બારણા આગળ રક્ષક ઉભા હતા તેમણે પૂછયું શું કાર્ય છે? વિક્રમે કહ્યું બલીને જઇને કહો કે રાજા કાર્યપ્રસંગે આવ્યોછે, જો આજ્ઞા હોય તો દર્શન માટે આવે. કૃષ્ણે જઇને બલીને કહ્યું રાજા આવ્યોછે. બલીએ કહ્યું રાજા તે શું યુધિષ્ઠિર! જાઓ પૂછો. કૃષ્ણે પૂછયું તમે યુધિષ્ઠિર છો! વિક્રમે કહ્યું રાજા તે તો યુધિષ્ઠિર એમજ માનેછે તો કાંઇ બીજું કહેવું જોઇએ, ભાઇ કહો કે મંડલીક આવ્યોછે. જઇને કહ્યું તો બલીએ પૂછયું મંડલીક તે શું રાવણ! ત્યારે કૃષ્ણે પાછા

આવી પૂછયું કે રાવણ? એટલે વિક્રમે કહ્યું એમ કહો કે કુમાર આવ્યો છે. તે વાત કૃષ્ણે કહી ત્યારે બલીએ કહ્યું કુમાર કોણ કાર્તિકેય? લક્ષ્મણ? કે પાતાલવાસી નાગપુત્ર ધવલચંદ્ર?" કે વાલિપુત્ર અંગદ? તે વાત કૃષ્ણે, વિક્રમને કહી ત્યારે પાછું કહાવ્યું કે વંઠ આવ્યો છે એમ કહો. બલીએ કહ્યું વંઠ તે શું હનૂમાન? તે વાત કૃષ્ણે કહી ત્યારે વિક્રમે કહાવ્યું કે તલરક્ષક આવ્યોછે એમ કહો. તે પ્રમાણે કૃષ્ણે કહ્યું ત્યારે બલીએ કહ્યું શું વિક્રમડો આવ્યોછે? કૃષ્ણે આવીને પૂછયું વિક્રમાદિત્ય! તો વિક્રમે કહ્યું હા. બલીની આજ્ઞા થતાં તેની પાસે વિક્રમને કૃષ્ણ લેઇ ગયા. બલીએ પૂછયું વિક્રમ! રત્નમૂલ્ય પૂછવા આવ્યો છે કે? વિક્રમે હા કહી રત્ન બતાવ્યું. બલીએ કહ્યું આવાં રત્ન ઈંદ્રાશીહજાર નિત્ય યુધિષ્ઠિર મૂલ્ય લીધા વિના પાત્ર જોઇને આપી દછે. તેમાંનું એકાદ આ છે તે બ્રાહ્મણને મળી આવ્યું છે, એમ સમજાયછે; કે બધાંએ રત્ન ભૂમિગત છે? કેમકે કાલ બહુ થઇ ગયો. પછી વિક્રમે પૂછયું કે યુધિષ્ઠિરજ રાજા એમ કેમ? બલીએ કહ્યું તેજ રાજા તું નહિ. વિક્રમે કહ્યું તેની પાસે આટલી બધી સંપત્તિ કયાંથી? બલીએ કહ્યું દિગ્વિજય કરીને એના ચારે ભાઇઓએ બહુ સમૃદ્ધિ એને આણી આપી હતી. પૂર્વ મરુદત્ત નામે ચીથરેહાલ એવો કોઇ દરિદ્રી હતો તેણે રુદ્રની આરાધના કરી; રુદ્રે પ્રસન્ન થઈ તેને કૈલાસની પાસે મૂલથી તે શિખાપર્યંત હેમમય એવું એક પુર તેની ઇચ્છા પ્રમાણે કરી આપ્યું. તેનો તે ઉપભોગ કરતો હતો, પણ તે મરી ગયો ત્યારે રુદ્રે માટીથકી તેને ઢાંકી દીધું. જ્યારે યુધિષ્ઠિરનો ભાઇ સહદેવ ઉત્તર દિશાને વશ કરવા ગયો ત્યારે રુદ્રે તે પુરને પોતાની મેળેજ ઉઘાડી પેલી હેમાદિ સમૃદ્ધિમાત્ર યુધિષ્ઠિરના ઘરમાં નાખી. તેમાંથી યુધિષ્ઠિરને આવી દાનેચ્છા થઇ, ને તે ઉપરથી તે રાજા કહેવાયછે. મંડલીક પણ રાવણજ એ તો લોકપ્રસિદ્ધ છે કેમકે તેવાં બલ અને વિદ્યા તથા ગર્વ અન્યત્ર જણાયાં નથી. કુમાર

પણ કાર્તિકેયજ કહેવાય કેમકે તેણે સાત દિવસનાજ વયમાં તારકાસુરને હણ્યો. લક્ષ્મણ પણ કુમાર કેમકે તેણે મેઘનાદને હણ્યો. તેમજ પીહુલીપુત્ર ધવલચંદ્ર પણ ખરો કુમાર કે તે વિષથકી આખા જગતને હણવા સમર્થ છતાં વિષમ વિષને પણ અમૃત કરી દેવા સમર્થ છે. અંગદ પણ કુમારજ કહેવાય જે એમ કહેવા સમર્થ થયો કે " સંધિથી કે વિગ્રહથી, પણ હું દૂત છું ત્યાં દશાનનાં દશ આનન અક્ષત કે ક્ષત ભૂમિ ઉપરજ આળોટશે " વંઠ તો હનુમાનજ કે જેણે પ્રિયાવિયોગથી જર્જરાંગ એવા પોતાના સ્વામીને ધીરજ આપી; અને સભામધ્યે કહ્યું દેવ ! આજ્ઞા કરો, લંકાને અત્ર લાવું કે જંબુદ્વીપને ત્યાં લેઇ જાઉં ! સમુદ્રને શોષી નાખું કે સહજમાં ઉપાડી આણેલા વિંધ્ય, હિમાલય, મેરુ, ત્રિકૂટાચલ, આદિ અંદર નાખીને બાંધી લેઉં ! ઇત્યાદિ ચમત્કાર કરીને સ્વામિકાર્ય સાધનાર એવો વંઠ તો હનુમાનજ. તું તો એક તલરક્ષકજ છે. જા, રત્નનું મૂલ્ય થાય એવું નથી એમ બ્રાહ્મણને કહેજે. એ સાંભળીને વિક્રમ પોતાને સ્થાને આવ્યો, રત્ન બ્રાહ્મણને આપ્યું અને બલીએ કહ્યા પ્રમાણે તેને ખબર કરી રજા આપી, ને પોતે સુખે રાજ્ય કર્યું.

## ઇતિ વિક્રમાર્કપ્રબંધ.

---

## અથ નાગાર્જુનપ્રબંધ.

સુરાષ્ટ્રના ભૂષણ શત્રુંજયના એક શિખર જેવા ઢંક પર્વત ઉપર રાજપુત્ર રણસિંહને ભોપાલ નામની રૂપલાવણ્યસંપન્ન પુત્રી હતી. તેને જોઇ અનુરાગ પામી સેવતા એવા વાસુકિ નાગને નાગાર્જુન નામે પુત્ર થયો. તેને તેના પિતાએ અતિસ્નેહથી સર્વ ઓષધિનાં ફલમૂલ

આણી આણીને ખવરાવવા માંડયાં. તેના પ્રભાવથી તે મહાસિદ્ધિવાળો થયો, પૃથ્વી ઉપર ફરતે ફરતે પ્રતિષ્ઠાનપુરમાં સાતવાહન નૃપતિનો ગુરુ થયો. ગગનગામી વિદ્યાના અધ્યયનાર્થે પાલિતાણા (પાલિત્તાનક) નામના નગરમા તે પાદલિપ્તાચાર્યની સેવા કરતો હતો. એક વાર ભોજનસમયે, પગે કાંઈ લેપ કરીને તે ગગને ઉડયા એમ તેણે દીઠું. અષ્ટાપદાદિતીર્થમાં નમસ્કાર કરી તે સ્વસ્થાને આવ્યા ત્યારે તેમના પગ પ્રક્ષાલી, એક સો સાત મહૌષધિનાં રૂપ અને ગંધ તથા સ્વાદ ઉપરથી નામ સમજી લેઈ, પોતે ગુરુના ઉપદેશ વિનાજ, પગે લેપ લગાડયો; કૂકડાના બચ્ચાની પેઠે ઉડતાં એક વડ ઉપર તે પડયો, શરીરે વાગ્યું ને લોહી નીકળ્યું એવો તેને ગુરુએ દીઠો એટલે પૂછ્યું કે આ શું થયું? તેણે યથાસ્થિત વાત કહી એટલે તેના કૌશલ્યથી ચમત્કૃતિ પામી ગુરુએ તેના માથા ઉપર પોતાનો કમલહસ્ત સ્થાપી કહ્યું કે સાઠી ચોખાના ધોવરામણમા એ ઔષધને વાટવા, ને પછી લેપ કરવો એટલે ગરુડની પેઠે સ્વર્ગમાં ઉડી શકાશે. એમ એ સિદ્ધિ પામીને એને પરિતોષ થયો. વળી કોઇ વાર તેણે ગુરુમુખે સાભળ્યું કે રસસિદ્ધિ વિના દાનસિદ્ધિ થતી નથી તે ઉપરથી તેણે રસસિદ્ધિ કરવાનો આરંભ કર્યો. સ્વેદન, મર્દન, મારણ, જારણ, ઇત્યાદિ કર્યું પણ રસે સ્થિરતા ગૃહી નહિ, ત્યારે પાછું ગુરુને પૂછ્યું કે રસ સ્થિર કેમ થાય? ગુરુએ કહ્યું કે દુષ્ટ દૈવતનું નિર્દલન કરવાને સમર્થ એવી શ્રીપાર્શ્વનાથની દૃષ્ટિ આગળ સાધે અને સર્વલક્ષણોપલક્ષિત એવી મહાસતી સ્ત્રી રસને ઘુંટે તો રસ સ્થિર થઇ કોટિવેધી બને આવું સાભળીને તેણે પાર્શ્વનાથની પ્રતિમા શોધવા માડી નાગાર્જુને ધ્યાન કરીને પોતાના પિતા વાસુકીને બોલાવી પૂછ્યુ કે શ્રીપાર્શ્વનાથની દિવ્ય કલાનુભાવવાળી *પ્રતિમા બતાવો, તેણે કહ્યું દ્વારકામા સમુદ્રવિજયદશાર્હે, શ્રીનેમિનાથને મુખેથી મહાતિશયસંપન્ન સાભળીને

* ચારમહા અતિશય તીર્થંકરોમા હોયછે તે

પાર્શ્વનાથની પ્રતિમા મંદિરમાં સ્થાપી પુજેલા છે. દ્વારામતીના દાહ પછી તે સમુદ્રમાં ડુબેલી, તે ત્યાંની ત્યાં રહી, પણ કેટલેક કાલે કાંતિવાસી ધનપતિ નામનો વહાણવટી ત્યાંથી જતો હતો તેનું વહાણ ત્યાં દેવતાના પ્રભાવથી અટક્યું, ત્યારે અદૃશ્યવાચાથી અત્ર જિનબિંબ છે એમ જાણી નાવિકોને ઉતાર્યા અને સાત કાચે તાંતણે જિન બિંબને બહાર કાઢી પોતાની નગરીમાં લેઇ ગયો. ત્યાં જિનાલય કરાવી તેમાં તેને સ્થાપી ને ચિંતાતિરિક્ત* લાભ પામતાઃ તેણે તેની પૂજા કરવા માંડી. એ પ્રકારે તે બિંબ અધાપિ તેની પાસે છે. આ બિંબને સર્વથી ઉત્તમ સમજી, નાગાર્જુને રસસિદ્ધિ માટે તેને આણી શેઢી નદીને તટે સ્થાપ્યું. તે બિંબની દૃષ્ટિ આગળ રસ સાધવા માટે સાતવાહનની પત્ની ચંદ્રલેખા જે મહાસતી હતી તેને વ્યંતર પાસે ત્યાં આણાવી, નિત્ય રાત્રીએ રસમર્દન કરાવવા માંડ્યું. વારંવાર એમ આવ જાવ કરતાં રાણીએ તેને પોતાનો ભાઇ કરી માન્યો; અને આ રીતે ઔષધિ મર્દવાનું પૂછ્યું. તેણે કોટિવેધરસની બધી વાત યથાર્થ કહી. એક વાર રાણીએ તે વાત પોતાના બે પુત્રને કહી કે શેઢીનદીને તીરે નાગાર્જુનને રસસિદ્ધિ થશે. તે છોકરા રસલુબ્ધ થઇ રાજ્ય તજીને નાગાર્જુન પાસે ગયા. રસ લેવાની ઇચ્છાવાળા તે, કૃત્રિમ વેષ કરી, જ્યાં નાગાર્જુન જમતો ખાતો તે ઘરની આસપાસ ફરવા લાગ્યા. એક વાર રાંધનારીને કહ્યું કે નાગાર્જુનની રસોઇમાં ખુબ મીઠું નાખ, ને જ્યારે નાગાર્જુન 'આજ રસોઇ ખારી છે' એમ કહે ત્યારે અમને ખબર આપ. રાંધનારીએ એ વાત સ્વીકારી. નિત્યે તેણે રસોઇમાં બહુ બહુ મીઠું નાખવા માંડ્યું. ૭ મહીના થયા ત્યારે નાગાર્જુને કહ્યું કે રસોઇ ખારી છે. રાંધનારીએ તે વાત પેલા બેને કહી કે આજ ખારાટ જાણવામાં આવ્યો. આ વૃત્તાંતથી તેમણે પણ નાગાર્જુનને રસસિદ્ધિ થઇ એમ નિર્ણય કર્યો. પછી તેમણે તેના વધ

* ધાર્યા કરતાં અધિક.

કરવાના ઉપાય વિચારવા માંડયા ને પૂછપરછ કરવા માંડી. એ વાત જાણનાર એવા કોઇકને પૂછતાં સમજાયું કે વાસુકીએ દર્ભાકુરથકી એનું મૃત્યુ કહેલુંછે. નાગાર્જુને સિધ્ધરસના બે કૂપા ભર્યા ને લેઈ જઇ ઢંકપર્વતની ગુફામાં મૂકયા. તે વાત તેની પાછળ પાછળ ફરનારા રાજપુત્રોએ જાણી. મફીને નાગાર્જુન પાછો ફરતો હતો તે સમયે તેમણે તેને દર્ભાકુરથી હણ્યો. કહ્યુંછે કે હે મધુસૂદન ! આંલિખિત +, ચિત્રપતિત *, કે મૃત, એ ત્રણ દશામાં ક્ષત્રિયનો વિશ્વાસ કરવો, ચતુર્થમાં નહિ. આમ કર્યા છતાં પણ દેવતાધિષ્ઠિત એવા પેલા કૂપા રાજપુત્રોના હાથમાં આવ્યા નહિ, એમ તેમને તો અર્થે ન થયો ને ધર્મે ન થયો. મરણકાલે તેમને પણ બહુ પશ્ચાત્તાપ થયો કે જેણે ખટિકાસિધ્ધિ વડે દશાર્હ મંડપાદિકીર્તિનો રૈવતાચલ ઉપર કર્યા,જેણે લોકોપકારાર્થે રસ સાધ્યો, તેના પ્રાણનો દ્રોહ કરવાથી અમને શો લાભ થયો ! એક તો આવા ઉત્તમ કલાપાત્રનો દ્રોહ કર્યો. બીજો માતુલનો દ્રોહ કર્યો; એમ પશ્ચાત્તાપના દુઃખથીપીડાતા તે મરણ પામ્યા. રસનું ત્યાં સ્તંભન થયેલું માટે તે તીર્થનું નામ સ્તંભતીર્થ એવું પડયું; અને તે એ પાર્શ્વનાથનું તીર્થ થયું. એ બિંબ કાલક્રમે કરીને અદ્યાપિ પણ સ્તંભતીર્થમાં પૂજાયછે.

ઇતિ નાગાર્જુનપ્રબંધ.

---

## અથ વત્સરાજોદયન પ્રબંધ

પૂર્વદિશામાં વત્સદેશ છે ત્યાં કૌશામ્બીપુરી છે. શ્રીઋષભના વંશજોમાં- શાંતનુ, વિચિત્રવીર્ય, પાંડુ, અર્જુન, અભિમન્યુ, પરીક્ષિત, જનમેજય ના કુલમાં સહસાનીક રાજા થયો. તેનો પુત્ર શતાનીક, તેની પત્ની

+લખેલો
*ચીતરેલો.

મહાસતી, ચેટકરાજાની પુત્રી મૃગાક્ષી મૃગાવતી નામની હતી. તેમને ઉદયન નામે પુત્ર થયો ને નાદસમુદ્ર એ નામે વિખ્યાત યોગી હતો. પોતાની શક્તિથી ઉજ્જયિનીમાં નલગિરિનામનો હાથી વિંધ્યાચલ પ્રતિ જતો હતો તેને પાછો વાળી એણુ ખીલે બાંધ્યો હતો અને પ્રદ્યોતનું રાજ્ય ઘોતિત [1] કર્યું હતું. એઉદયન સુખે રાજ્ય કરતો હતો, યુવાવસ્થામાં હોઇ ભોગી, કલાસક્ત, એવો ધીરલલિત નાયક હતો. આણી તરફ પાતાલમાં કિંચહરણ નામનું પત્તન હતું, ત્યાં વાસુકી સર્પ રાજ્ય કરતો હતો. તે રંગે શ્વેત હતો પણ તેની ફણા ઉપર નીલોત્પલનું લાંછન હતું. તેને નામલ્લદેવી નામે પ્રિયા હતી, દેશ વિશાલ હતો, તક્ષક નામે પ્રતીહાર હતો, ને તેની પ્રિયા વિષમાદેવી હતી. એ તક્ષકની ફણામાં તેર ભાર કોટિ વિષ હતું એમ કહેવાયછે. વાસુકીને એક અતિદિવ્યરૂપવાળી વસુદત્તિ નામે પુત્રી હતી. તેને ચોદ સખીઓ હતી. ધારૂ, વારૂ, ચંપકસેના, વસંતવલ્લી, મોહમાયા, મદનમૂર્છા, રંભા, વિમલાનના, તારા, સારા, ચંદનવલ્લી, લક્ષ્મી, લીલાવતી, કલાવતી એવાં તેમનાં નામ હતાં. તે તેમની સાથે મૃદંગ, વાંસળી, સૂક્ત, આદિનો યોગ કરી ને ક્રીડા કરતી. એક વાર ચાદ સખીઓમાંથી એકે કહ્યું કે વસુદત્તિકે! હું પરિવારને લેઇ નરલોકમાં કોશાંબીમાં આવેલા દિવ્ય મહોદ્યાનમાં ક્રીડા કરવા ગઇ હતી. ત્યાં બકુલ, વિચકિલ, ચંપક, ઇત્યાદિ કુસુમોની તથા કુમાલતાની તેમ આખા ઉદ્યાનની શોભા બહુ સારી હતી. આપને ત્યાં ક્રીડા કરવાની ઇચ્છા હોય તો તે તરફ પધારવાની કૃપા કરો. આવી વાત સાંભળી વસુદત્તિ તેમને સર્વને લેઇ, ઇચ્છાસિદ્ધિશક્તિથી, એ ઉદ્યાનમાં આવી. ત્યાં તેમણે ક્રીડા આરંભી. કોઇએ પુષ્પ વીણીને કરંડીઆ ભરવા માંડ્યા, કોઇએ ધમ્મિલ ઉપર તેના અલંકાર કરવા માંડ્યા, કોઇએ સારા હાર ગુંથવા માંડ્યા, એમ વિવિધ કેલિ કરવા માંડી. તેમાં તેમનો સ્વર ઉદ્યાનમાંથી કોકિલાનો મહોટો કલરવ થતો હોય

---

૧ પ્રકાશમય. ૨ ક્યારાની.

તેવો સંભળાયો. તે ઉપરથી ઉદ્યાનપાલ ત્યાં આવ્યો તો આ બધી સખીઓને દીઠી. અહો શું રૂપ! શો સ્વર! શી પ્રભા! એમ તે વિસ્મય પામી ગયો. ભક્તિથકી તેણે શ્રીઉદયનને તે કૌતુક જોવા બોલાવી આણ્યો. ઉદયન થોડાંક માણસ લઇને ત્યાં આવ્યો, અને તેણે વસુદત્તિને સખીઓના ટોળામાં દીઠી. દેખતાંજ વિચારવા લાગ્યો કે અહો! આને ઘડવામાં કાંતિપ્રદ ચંદ્ર પોતેજ બ્રહ્મા થયો હશે, અથવા શૃંગાર એજ જેનો એક રસ છે એવો કામદેવ પોતે બ્રહ્મા થયો હશે, કે શૃંગારમય એવો પુષ્પાકર [ ચૈત્ર ] માસ પોતે બ્રહ્મા થયો હશે; કેમકે એમ ન હોય તો વેદના અભ્યાસથી જડ થઈ ગયેલો અને વિષયનાંથી કૂતૂહલ માત્ર જેનું ઉડી ગયેલું એવો જઠર મુનિ [ બ્રહ્મા ] આવું રૂપ કયાંથી ઘડી શકે! આ સ્ત્રીઓ અપાંગ-ચંચલ દૃષ્ટિથકી ઝક્ ઝકાટ નયન સંચારે છે, અને ક્રમાનુસાર ઉભય ભુજને લાલન કરાવતી સુંદર ગતિથી ચાલે છે, અને અર્થ દર્શાવે તેવી મુદ્રાસમેત સચકિત ભાષણ કરે છે, તે ઉપરથી એમ લાગે છે કે રસ-નિધિ એવા કામદેવનું એ રસાયન છે. રાજાને જોઇને તે નાશી ગઇ ને રાજા પણ ત્વરાથી તેની પાછળ દોડયો. અર્ધ ક્ષણમાંજ સખીઓ અદ૨શ્ય થઇ ગઈ, ને તે પોતે પણ પાતાલ જેવા એક+વિવરમાં ઉતરી પડી. રાજાએ જાણ્યું કે આ તો કાલરૂપિણી છે, તે અવશ્યં જતી રહેશે, એમ વિચારીને તેનો યમુનાપ્રવાહ જેવો ચોટલો હાથે પકડી લીધો ને તરવારથી કાપી નાખ્યો. તો પણ મૃગાક્ષી તો જતીજ રહી, ને રાજાના હાથમાં વેણીમાત્ર રહી. એ વેણીને જોઇ જોઇને સ્રીને સંભારી સંભારી રાજાને બહુ પીડા થવા લાગી. જેનાં નેત્ર ઈંદીવરલતા; મુખ પદ્મિની, ભ્રૂલતા કલ્લોલિની, બાહુદ્વન્દ્વ મૃણાલી, એવા રૂપવાળી એ પ્રિયા જો પુનઃ પ્રાપ્ત થાય તો એના લાવણ્યરૂપ જલમાં અવગાહન કરવાથી અંગોને જડ કરી નાખીને જ્વાલાથી સળગી રહેલા અનંગરૂપ અગ્નિની

---

+ ખાડામાં, કાણામાં

માણુચ્છેદ કરનારી વિષમ વેદનાથી મુક્ત થાઉં. એ પ્રકારે વેદનાથી પરિદેવના કરતો, અશ્રુ પાડતો, અને કાર્યથી વ્યગ્ર, એવો ઉદયન નગર પાસે આવ્યો, અને અમાત્યોને બોલાવી કહેવા લાગ્યો કે મેં આ પ્રકારે કોઇ બાલાની વેણી છેદી આણી છે, ને તે બાલા તો પાતાલમાં જતી રહી છે. માટે હવે રાજ્યનું કશું કામ નથી, આ વેણીનેજ રાજ્ય ઉપર સ્થાપી વહીવટ ચલાવો. અમાત્યોએ પણ તે વાત માન્ય કરીને ઉત્સવપૂર્વક વેણીને નગર બહાર મંડપ કરાવી ત્યાં ગાદી ઉપર બેસાડી, રામની પાદુકાની પેઠે તેનાથીજ વ્યવહાર ચલાવવા માંડયો. આણી તરફ પેલી વસુદત્તિકા મહાખેદ પામતી પોતાના મહાલયમાં જઈ સુઈ રહી. તેની સખીઓએ વેણી કપાયલી દેખી તેની માતાને બોલાવીને બતાવી. પુત્રી જાગી એટલે તેને નામલદેવીએ પૂછયું કે બહેન ! આ શું થયું? તને પણ આવું કયાંથી થઇ શક્યું ? પુત્રીએ યથાસ્થિત વૃત્તાન્ત સમજાવ્યો. નામલદેવીએ પોતાના પતિ નાગપતિને વૃત્તાન્ત કહ્યો. તેને એથી ઘણો ક્રોધ ચઢયો અને તક્ષકને બોલાવી તેણે તત્કાલ આજ્ઞા કરી કે આવું આવું થયું છે માટે રાજ્યસમેત ઉદયનને ભસ્મ કરી નાખો. સ્વામીની આજ્ઞા થતાં તે ચાલ્યો ને કૌશાંબી આવ્યો. ભાગોળે ઉત્સવ દેખીને નરરૂપ ધારણ કરી પૂછવા લાગ્યો કે શું છે ? ઉત્સવ શાનો ચાલેછે ! માણસોએ કહ્યું કે રાજાએ કોઇ દિવ્ય કન્યાની વેણી છેદી આણી, પણ તેથી પશ્ચાત્તાપ થવાને લીધે રાજ્ય તેને સોંપી દીધું. એટલે અહીં વેણીરાણી રાજ્ય કરેછે ને રાજા તપ કરવા બેઠો છે. તક્ષકે ઉત્સવ દીઠો, ફરતે ફરતે રાજા પણ દીઠો, તો કુશના આસન ઉપર પદ્માસન લગાવી હાથમાં જપમાલા લેઇ પ્રાણ વશ કરીને મૌન ધારણ કરી તપ તપે છે. તક્ષકે નરરૂપેજ તેની પાસે જઈ પૂછયું તું કોણ છે? શા માટે તપ કરેછે? રાજાએ દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નાખી કહ્યું હે પુરુષવર! શું પૂછોછો ? હું એવો મંદભાગ્ય

છું કે એક પુણ્યવતી મૃગાક્ષી જોઇ તેની પાછળ દોડતાં મેં પાપીએ તેની કબરી તરવારથી છેદી: તે તો પોતાને સ્થાને જતી રહી, ને મેં ઊદયન રાજાએ મારૂં રાજ્ય તેની વેણીને સ્વાધીન કરી દઇ આ તપ આરંભ્યું. આવો વૃત્તાન્ત જાણી કાંઇ પણ ઊપદ્રવ કર્યા વિના તક્ષક પાતાલમાં ગયો અને નાગરાજને વિનતિ કરી કે દેવ! અતિનિષ્પાપબુદ્ધિવાળા ઊદયનને મેં જોયો, વેણી ત્યાં છે ને તેના ઊપર મહોટો ઊત્સવ કરી રાજ્યભાર સોંપવામાં આવ્યો છે. એ પુણ્યાત્મા તો બહુ પરિતાપ કરતો તપ આચરેછે, એનો વિનય કરવો ઉચિત છે. તે સાંભળી વાસુકિએ કહ્યું હે નાગેંદ્ર! ત્યારે આપણે શું કરવું ઉચિત છે? તક્ષકે કહ્યું એનીજ સાથે વસુદત્તિનો વિવાહ કરવો ઉચિત છે, કુલ, શીલ, વિદ્યા, વૃત્ત, પરાક્રમ, રૂપ, એ બધાં એનામાં અવર્ણ્ય છે. એને વિધાતાએ અંગના આપી નથી એ એના પરાક્રમ તપનોજ પ્રભાવ છે, કેમકે તેમ હોય તો તમોમાત્રનો નાશ કરનાર એવા તપના ફલને એ કયાંથી પામે? વિદ્યા, કન્યા અને લક્ષ્મી કુસ્થાને યોજ્યાં હોય તો યોજનારને શાપ દેછે. પછી નાગરાજે નામલદેવીનું તેમ પોતાની કન્યાનું મત લેઇ તક્ષકદ્વારાજ ઉદયનને પોતાની પાસે તેડાવ્યો ને પ્રવેશોત્સવપૂર્વક પોતાની પાસે આણ્યો. વિવાહ આરંભ્યો. પ્રથમ દક્ષિણામાં સવત્સીગાય આપી એટલે કામધેનુ રાજાને પ્રત્યક્ષ થઇ. દ્વિતીય દક્ષિણામાં નાગવલ્લી આપી તૃતીયમાં પલંગ તળાઇ ઉપધાન સમેત આપ્યાં. ચતુર્થમાં રત્નોદ્યોતી દીપ આપ્યો એમ ચાર રત્નથી સન્માન કરી જાયાસમેત જામાતાને કૌશાંબી પહોંચાડયો. પોતાના પુરમાં જઇ તેણે સમૃદ્ધ એવું રાજ્ય ભોગવવા માંડયું. સુધાધૌતધામ, મહાવ્યય સહન કરે તેવો અર્થનિવહ, સકામા વામાક્ષી, આત્મહૃદય નિવેદન કરી શકાય તેવા મિત્ર, ગુણજ્ઞ પ્રભુ, શાસ્ત્રવ્યસનિતા, એ બધું એકત્ર થઇ આવે તે પૂર્વે કરેલા મહાતીવ્ર તપનું મહાફલ જાણવું. અહો આવું સ્વચ્છન્દવિહરણ, કૃપણતા કર્યા વિના મહત્તા-

પૂર્વક ભોજન, સહૃદયો સાથે સંવાસ, ઉપશમ એજ જેનું એક ફલ એવી વિદ્યા, મનમાં ચિંતાનો લેશ પણ સંભવ નહિ, તેમ બાહ્ય પણ શાન્તિ, એવું જે બધું તે કીયા ઉદાર તપનું ફલ હશે એ હું ચિરકાલ વિચારતાં પણ સમજી શકતો નથી.

એજ ઉદયન કાલક્રમે ચંડપ્રદ્યોતની પુત્રી વાસવદત્તા જેને પોતાના ગુણથી પોતે મોહ પમાડયો હતો તેને પરણ્યો, અને ડાહલદેશાધિપતિએ કૌશંબીનું રાજ્ય લેઇ લીધેલું તે પોતાના મંત્રબલ ને પરાક્રમબલે પાછું મેળવ્યું.

આ કથા જૈનોને સંમત નથી, કેમકે દેવયોનિ એવા નાગલોક સાથે માનવનો વિવાહ થવાનો સંભવ નથી. સભાવિનોદ માટે વાર્તા નાગમતમાંથી કાઢીને અત્ર લખી છે.

## ઇતિ ઉદયનપ્રબંધ.

---

## અથ લક્ષણસેનપ્રબંધ.

પૂર્વદિશાએ લક્ષણાવતી નામે નગરી હતી, ત્યાં લક્ષ્મણસેન નામે પ્રતાપી, ન્યાયી, રાજા રાજ્ય કરતો હતો. તેને પોતાના બીજા જીવ જેવો પ્રજ્ઞા પરાક્રમ ભક્તિ આદિનો સાર, કુમારદેવ નામે મંત્રી હતો. રાજ્ય વિપુલ હતું, સૈન્ય અપાર હતું. એ સમયે વારાણસીમાં પણ ગોવિંદચંદ્રનો પુત્ર જયંતચંદ્ર રાજ્ય કરતો હતો; તેને વિદ્યાધર નામે મંત્રી હતો, તે અજાદાતામાં મુખ્ય અને સત્યવાદીમાં શ્રેષ્ઠ એવો હતો. એક વાર જયંતચંદ્રની સભામાં વાત નીકળી કે લક્ષણાવતીનો દુર્ગ દુર્જય છે, અને ત્યાંના રાજા પાસે અતિવિપુલ સૈન્ય છે એ વાત સાંભળીને કાશીપતિ-

એ સભાસમક્ષ એવી પ્રતિજ્ઞા કરી કે અત્રથી ચઢીને આપણે લક્ષણાવતીદુર્ગ લેવો; ને જો ન લેવાય તો મારે જેટલા દિવસ દુર્ગ આગળ પડી રહેવું પડશે તેટલા લક્ષ દંડ તો અવશ્ય લેઇશ; તે વિના પાછો નહિ ફરૂં. એમ પ્રતિજ્ઞા કરીને પ્રયાણપટહ વગડાવ્યો. રાજલોકમાત્ર ભેગા મળ્યા, પૃથ્વી ગજમયી હોય એવી થઇ રહી, જગત્ અશ્વમય બની ગયું, સૈન્ય બહાર નીકળ્યું; અખંડ પ્રયાણથકી, વચ્ચે પરબલને તોડતો, સરોવરને સુકવી નાખતો, નદીઓને કચરામય કરી મૂકતો, ખાડાને પૂરી નાખતો, શિખરોને તોડી નાખતો, શાસનો કરી આપતો, સાધુલોકને છુવાડતો, કાશીરાજ લક્ષણાવતી. પહોચ્યો. દુર્ગની પાસેજ તંબુ તણાવીને મુકામ કર્યો. લક્ષણસેન દરવાજા બંધ કરીને નગરમાજ રહ્યો. પુરીમાં ક્ષોભ વ્યાપી ગયો, લોકનો ઘણો ભેળો થયો. અન્ન જલ તૈલ વસન તાંબુલીદલ આદિ વસ્તુની વાતનું દુઃખ સ્થાને સ્થાને રડાવા માંડયું. કાશીપતિએ તો નીરાંતે પરદેશ લેવા માંડયા; સાર્થ લૂટવા માડયા, અક્ષામસુભિક્ષ + થઇ રહ્યું, કૂપ નવા ખોધા, સેનાના લોકો સ્વચ્છંદે ફરવા લાગ્યા. વ્યવસાય વધતો ચાલ્યો, ગામ લૂટાવા લાગ્યાં, ઉભયે નૃપને ઉર્ધ્વમુખ અને આ - મુખ શરથી યુધ્ધ થયાં, એમ કરતાં અરાઢ દિવસ વહી ગયા. અરાઢમે દિવસે સાયંકાલે લક્ષણસેને કુમારદેવને કહ્યું કે મંત્રીશ્વર! આપણે આ બહુ અનુચિત કર્યું કે રિપુને દેશમાં પેસતાંજ ખાળ્યો નહિ. અત્યારે હવે દુર્ગરોધ થયોછે, ને આપણો માનભંગ થયોછે, માટે પ્રાતઃકાલે યુદ્ધ કરવું, હું કાંઈ દંડ બંડ આપવાનો નથી, માટે સામંત અમાત્ય આદિને બોલાવો. કુમારદેવે કહ્યું મહારાજા! એ વાત યથાર્થ કહી; મૃગેંદ્ર કહો કે મૃગારિ કહો, પણ જેણે મહાહાથીને દળી નાખ્યા છે તેને તો ઉભયે વાત લજ્જાસ્પદ છે. તમે આયુધ સજશો ત્યાં મહોટા પજ્રાયુધ પણ કાતર થઇ જશે. એજ સમયે પ્રધાનયોદ્ધ ભેગા થયા-

+કદાપિ ખૂટ નહિ તેવુ સુભિક્ષ, સુકાલ.

તેમને યુદ્ધાભિપ્રાય કહ્યો તે સાંભળી તેમને આનંદ થયો, ને યુદ્ધ કરી ચૂકયા હોય એવો પ્રેમ પામ્યા. મિત્રસ્નેહથી લિપ્ત, રણરેણુથી રૂષિત, ખડ્‌ગધારાજલથી સ્નાત, એવા ધન્ય પુરુષનો આત્મા શુદ્ધ થાય છે. નેત્રરૂપી પતાકાઓ ફરકવા લાગી, વીરનાં ટોળાં ભેગાં થવા લાગ્યાં, બાણ આદિ આયુધ સજ્જ થવા લાગ્યાં. કુમારદેવે રાજા પાસેથી ઘેર જઇ ને વિચાર કર્યો કે આપણો રાજા યુદ્ધ માટે તૈયાર થયો છે, જયંતચંદ્ર મહા બલવાન્ છે, બલ વિચાર્યા વિના આરંભ કરવો એ ક્ષયનું નિદાન છે, માટે હવે શું કરવું ? બરાબર છે, સ્મરણ આવ્યું, જયંતચંદ્રના મંત્રી વિદ્યાધરને આશ્રવો. તે મહાવિદ્વાન, શૂર, કૃપાવાન્ દાની, નિષ્પાપ, છે, એમ વિચાર કરી એક પત્રિકા લખીને સાથે રાખી, દુર્ગમાંથી નગરસ્રોતદ્વારા નીકળી એકલો મધ્યરાત્રીએ, બહાર જે સૈન્ય પડયું હતું તેમાં પેશી મંત્રીના દ્વાર આગળ ઉભો. ત્યાં દ્વારપાલ પાસે પોતાના આવ્યાનું મંત્રીને અંદર કહેવરાવ્યું. તેણે તેને તુરત બોલાવી પાસે બેસાર્યો ને પૂછ્યું કે આપ કોણ છો? તેણે કહ્યું હું લક્ષ્મણસેનનો અમાત્ય કુમારદેવ તમને મળવા આવ્યો છું, કાંઈ વાતચીત કરવાની છે, પણ કહેવાય એવી નથી, તે આ પત્રમાં લખી છે. એમ કહી પેલી પત્રિકા વિદ્યાધરના હાથમાં આપી તો તેણે તેમાં એક શ્લોક દીઠો. ઉપકાર કરવાને સમર્થ એવા પુરુષના આગળ કાર્યાતુર ઉભો રહી પોતાની આકૃતિથીજ જે પોતાના મનની પીડા કહેછે તે ગમે તેવી દીનવાણીથી કહી શકતો નથી. આ શ્લોકના અર્થ ઉપર દીર્ઘ વિચાર કરીને વિદ્યાધરે વિચાર કર્યો કે મને મોટેરો જાણીને આ મારી પાસે આવ્યો છે ને જયંતચંદ્ર એથી ઉપડે એવું ઇચ્છેછે, દંડ આપવા ઇચ્છતો નથી, અને મારે માથે આવડો ભાર મૂકેછે, તો અવશ્ય એને વિપત્તિમાંથી તારવો. તેજ ખરો પુરુષ છે ને તેનીજ જગત્‌માં સ્તુતિ ઘટેછે કે જેનો આશ્રય કરીને જનમાત્ર નીરાંતે સુઇ શકે. એવો વિચાર કરી તે બોલ્યો કાંઇ ચિંતા નહિ સુખે જાઓ, પ્રાતઃકાલે સન્ય

અત્ર રહેશે નહિ. એમ કહી કુમારદેવને સત્કારપૂર્વક વિદાય કર્યો. કુમારદેવ પોતાના સ્વામી લક્ષણદેવ પાસે ગયો આ તરફ વિદ્યાધર જયંતચંદ્ર પાસે ગયો ને વિનતિ કરવા લાગ્યો કે દેવ! આજ અત્ર આવ્યાને આપણને અઢાર દિવસ થયા, કુમારદેવે પોતે આવીને મને અઢાર લક્ષ આપ્યા છે, માટે અભય આપો, કૃપા કરી સ્વસ્થાને જાઓ, કાશીને પણ હવે સંભાળવી જોઇએ, આ દુર્ગ સહજમાંય થાય તેવો નથી એમ સાભળી કાશીરાજ રાત્રીમાંજ ઉપડયો, ને દશકોશ જઇ પડયો. પોતાના નગર આગળથી તંબુ દૂર ઉડી ગયેલા જોઇ લક્ષણાવતીના લોક વિસ્મય પામ્યા ને ખુશી થયા લક્ષણસેને કુમારદેવને પૂછયુ કે જયતચંદ્ર કેમ જતો રહ્યો? મંત્રીએ કહ્યુ દેવ! આપનો યુદ્ધ કરવાનો વિચાર જાણીને ભય પામી નાશી ગયો આપની શક્તિજ જુદી છે ગજેંદ્રની ગતિ જુદી, ને ખગ, ઉરગ તેમની જુદી, તેમ લીલામાત્રમાંજ ગજેંદ્રને દળી નાખનાર સિંહની ગતિ જુદી! એક સપાટાથી મહામાતંગના કુંભસ્થળ ચીરી નાખવાની લીલારૂપી મહાસિંહની ગુફામાં કોણ પેસવા આવે? કે કોણ ગર્વ કરીને, મહાવિષજ્વાલાથી ઘોર એવા ફણીંદ્રના મુખમાં હાથ ઘાલે? ચાપલ્યને લીધે કોઇ અલ્પતુ કરે તો તેનુ ક્ષેમ ક્યાં? માટે આ પોતાનો અપરાધ ક્ષમા કરાવવાનો ઉપાય તેણે કર્યો જયંતચંદ્ર કાશી સમીપ ગયો ત્યારે તેણે વિદ્યાધરને આજ્ઞા કરી કે લક્ષ્મણાવતીશ પાસેથી જે દ્રવ્ય આવ્યોછે તે સોમનાથ મળેવા અર્થીને અર્પી દે. એમ કરવાથી યશમાં વૃદ્ધિથશે વિદ્યાધરે કહ્યુ દેવ! કુમારદેવે મને દ્રવ્ય આપ્યુ નથી પણ એક રત્ન દંડને પેટે આપેલુ છે, એટલે તેનું દ્રવ્ય તુરત શી રીતે થાય? રાજાએ કહ્યુ રત્ન મને બતાવો એટલે મંત્રીએ પેલો શ્લોક બતાવ્યો, અને કુમારદેવના અભિપ્રાયની વાત કહી વિદ્યાધરની પાસેથી આવી વાત સાભળીને મહાબુદ્ધિશાળી જયતચંદ્રે કહ્યુ મંત્રીશ્વર! આ પત્રિકા તેજ વખતે મને કેમ ન બતાવી? કે તેજ વખતે તેના ઉપર વિશેષ દયા કરત તે સમયે તે સ્વચનાર્પણથી તે સ્થાનથી

અમને ઉઠાડયા, માટે હવે કોશમાંથી અઢાર લક્ષ કાઢી અર્થીઓને આપ, અને બીજા અષ્ટાદશ લક્ષ કૃપાપ્રસાદરૂપે લક્ષ્મણસેનને અને આઠ લક્ષ કુમારદેવને એમ મોકલી આપ, અને એ પ્રમાણે વિદ્યાધરે કર્યું, એટલે પછી રાજા કાશીમાં ગયો ને રાજ્ય સંભાળ્યું. છવીશ લાખ લક્ષ્મણસેનને પહોચ્યા એટલે તેણે કુમારદેવને પૂછ્યું કે આ શું? કુમારદેવે સ્મિતપૂર્વક કહ્યું તમારી સાથે વિરોધ કરીને કોણ સુખી થઇ શકે છે? માટે આ તો તમને દંડ મોકલ્યોછે. એ ઉપરથી રાજા પ્રસન્ન થયો, પ્રજા સંતોષ પામી, મહોત્સવ પ્રવર્ત્યો, એમ સુગૂઢાશયવાળા કાર્યજ્ઞ મંત્રી કાર્ય સાધી શકેછે.

## ઇતિ લક્ષ્મણકુમારદેવપ્રબંધ

---

## અથ મદનવર્મપ્રબંધ

ચૌલુક્યવંશમાં, મૂલરાજ ચામુંડરાજ વલ્લરાજ ભીમ એમના કુલમાં થયેલા કર્ણદેવનો મયણલ્લદેવીથી થયેલો, દ્વાદશરુદ્ર એવા બિરુદવાળો જયસિંહદેવ નામે મહીપતિ હતો. તેણે અણહિલ્લપત્તનથી નીકળી અમિત સૈન્યવડે માલવદેશરાજધાની ધારાને બારવર્ષે હાથ કરી. ત્રણ દરવાજા તોડી નાખી યશ:પટહકુંજર પાસે લોઢાનો આગળો તોડી નંખાવ્યો. તે અદ્યાપિ પણ દેવપત્તનમાં સોમનાથ આગળ પડયોછે. યશઃપટહ મરીગયો ને વ્યંતર થયો. જયસિંહે પરપુર મધ્યે પેશી માલવેંદ્ર નરવર્મને જીવ સમેત પકડયો. જયસિંહનું ખડ્ગ બાર વર્ષ સુધી મ્યાન વિના રહ્યું કેમકે તેણે એવી પ્રતિજ્ઞા કરીહતી કે નરવર્માના ચર્મનુંજ મારા ખડ્ગને મ્યાન કરાવવું. એટલા માટે નરવર્માને હાથી ઉપરથી પાડી નખાવી પગ આગળથી એક વેંત ચર્મ ઉખાડી લેવરાવ્યું. તેવખતે પ્રધાનોએ કહ્યું કે રાજા તો અવધ્ય કહેવાય માટે આ વાત યોગ્ય નથી, એને છોડી દેવો

જોઇએ. તે ઉપરથી જયસિંહે તેને મૂકી દીધો, પણ લાકડાના પાંજરામાં પૂરી રાખ્યો. નરવર્મના ચર્મથી ને બાજા ચર્મથી કરીને સિધ્ધરાજે પોતાના ખડ્ગનું મ્યાન કરાવ્યું. એ પ્રસંગને લેઇને કવિઓ એની વિવિધ પ્રકારે સ્તુતિ કરેછે. એક ધારાપતિને બે ધારાવાળા ખડ્ગથી જીત્યો તો શતધારાવાળાને પણ જીતવાને એ સમર્થ થાય એમાં શું આશ્ચર્ય. આણે રાજાનાં કટક હણ્યાં, ને ધારા ભાગી તેથી સિધ્ધરાજનો [1]કૃપાણ [2]કુંઠિત થયોછે એમ હે ક્ષત્રિયો! તમે ધારશો નહિ; પ્રબલ પ્રતાપાગ્નિની વૃધ્ધિ પામેલો, અને સંપ્રાપ્તધાર [3] તથા માલવયોદ્ધશ્રુનું પાણી પીધેલો, એ કૃપાણ તો ઉલટો નવી શક્તિ પામેલોછે. પછી મહારાષ્ટ્ર દેશ, તિલિંગ, કર્ણાટ, પાંડય, આદિ રાજ્ય તેણે વશ કર્યાં. એમ અનેક વિજય કરતો તે પાછો ફરી ગૂર્જરેશ્વરા ઉપર સૈન્યનો પડાવ કરીને રહ્યો છે તેવામાં એક વાર, સાયંકાલે મહાસભામાં પોતે સાક્ષાત્ ઇંદ્ર જેવો બેઠો હતો ત્યાં, કોઇ વિદેશી ભાટે આવીને આશિર્વાદ દેઇ, સભા સામું જોઇને કહ્યું અહો ! પરમારવંશના ધૂમકેતુ શ્રીસિધ્ધરાજની સભા, મદનવર્માની સભા જેવી મનને વિસ્મય પમાડનારી દીસેછે. આવું સાંભળતાં ભાટને સામો બેસાડી સિદ્ધરાજે પૂછ્યું અરે બારોટ ! મદનવર્મા ક્યાં રાજ્ય કરેછે ? ભાટે કહ્યું દેવ ! પૂર્વ દિશાએ મહોબક કરીને નગર છે ત્યાં મદનવર્મા નામે રાજા છે; તે બુધ્ધિમાન્ દાનેશ્વરી, ભોગી, ધર્મી, નયજ્ઞ, નલ પુરૂરવા કે વત્સરાજ પૃથ્વી ઉપર ફરી અવતર્યા હોય એવો છે. એ રાજાને તથા એના પુરને જે કોઇ નિત્ય જોતા હોય તે પણ તેનું બરાબર વર્ણન કરી શકતા નથી, જોઇ જોઇને મૂગાની પેઠ તેના આનંદનો સ્વાદ મનમાંજ સમજે છે, તેમાં વળી અમારી

---

૧ તરવાર ૨ અટકી ગયેલો.

૩ પ્રાપ્ત થયેલી છે ધારા [ ધાર ] જેને, એમજ પ્રાપ્ત કરીછે ધારા ( નગરી ) જેણે એમ અર્થ કરવો. માટે અશ્રુસલિલરૂપ પાણી પી ને ધારા પ્રાપ્ત કરી છે એ પાણી શબ્દમાં પણ શ્લેષ છે

વાણી ઉપર તો માપઃ વિશ્વાસ પણ નહિ કેમકે અમે બહુઓલા ગણાઇએ, પણ કોઇ આપન મંત્રીને મોકલી ખબર કઢાવો કે શી વાર્તા છે. આવું ભાટનું કહેવું સાંભળીને સિદ્ધરાજે એક મંત્રીને કેટલાંક માણસ સાથે જોવા સારૂ પેલા ભાટની સાથે મોકલ્યો. તે સર્વ મહોબકપત્તનમાં આવ્યા, તો ત્યાં ભાટે મંત્રીને બધું પુર બતાવ્યું. મંત્રીએ તુરત પોતાના રાજા પાસે જઇ યથાર્થ વાર્તા નિવેદન કરીઃ હે સ્વામિન્! હું ત્યાં ગયો, ભાટે મને બધું બતાવ્યું તે જોતો હતો તે સમયે ત્યાં વસંતોત્સવ ચાલતો હતો; વસંત હિંદોલ આદિ રાગે ગીત ગવાતાં હતાં, દિવ્ય શૃંગાર ધારણ કરી સ્ત્રીઓ ફરતી હતી, લાખો મકરધ્વજની ભ્રાંતિ પેદા કરતા યુવાનો વિલસતા હતા, ફળીએ ફળીએ રંગ છંટાતા હતા, ઘેર ઘેર સંગીત ચાલતાં હતા, દેવપૂજા પ્રવર્તતી હતી, શ્રીમાન્ લોક ગામમાં ફરતા સર્વને બીડાં આપતા હતા, કપૂરથી ધૂલિપર્વ જેવું થઈ રહ્યું હતું; વળી રાતે ત્યાં વાણીઆ દુકાનો બંધ કરતા નથી, એમને એમ મૂકીને ચાલ્યા જાયછે તે સવારે આવીને સંભાળી લે છે, એવી તો ઉત્તમ નીતિ પ્રવર્તે છે, ને આચારમાત્રમાં નીતિજ સિદ્ધ દેખાય છે. રાજા કેવો છે તે મેં જોયું નથી. એટલું સાંભળ્યું છે કે એ નારીકુંજર કદાપિ પણ સભામાં બેસતો નથી, કેવલ હાસ્ય વિનોદમાં આનંદ કરેછે, ને પ્રત્યક્ષ ઇંદ્રનો વૈભવ ભોગવે છે. આવું સાંભળીને સિદ્ધરાજે સૈન્યની રક્ષા માટે સેનાનીનો નિયોગ કરી મહાસૈન્ય સાથે મહોબક પ્રતિ પ્રયાણ કર્યું પાસે આવતો ગયો અને આઠ કોશ બાકી રહ્યા તે સમયે આખો દેશ ખળભળી ઉઠ્યો ને મહોબકમાં ગરબડાટ પેઠો, ત્યારે પ્રધાને રાજા સહસ્ત્ર સ્ત્રીઓ સમેત દિવ્યોદ્યાનમાં ક્રીડા કરતો હતો ત્યાં આવીને કહ્યું કે ગૂર્જરવાળો સિધ્ધરાજ નગર પાસે આવ્યોછે તેને શી રીતે પાછો વાળવો? મદનવર્માએ હસીને કહ્યું આ સિધ્ધરાજ તે પેલો બાર વર્ષ સુધી ધારા આગળ પડી રહ્યો હતો તેજ કે નહિ? તો એ કબાડી રાજાને

કહો કે જો તમારે પુત્ર કે ભુમિ જોયતી હોય તો યુધ્ધ કરીએ, અને જો અર્થના ઇચ્છા હોય તો તે લેઈને આવો જાઓ જો એ બીચારો ધન માગે તો આપો દેજો, આપણને ધનનો હાઆગ નથી, એ બીચારો ભલે સુખે જીવે, એ તો મહાકષ્ટ વેઠીને ધન ઇચ્છે છે રાજાનુ કહેવું સાભળીને મંત્રીઓ ગયા તેવામા સિધ્ધરાજે દુતદ્વારા કહેવરાવ્યું કે દંડ આપો મત્રીઓએ રાજાનુ કહેવુ દૂતને કહ્યુ કે અર્થની ઇચ્છા હોય તો તે લા, જો ભુમિના ઇચ્છા હોય તો અમે યુધ્ધ કરવા તૈયાર છીએ મદનવર્મદેવને તમારા આવવાની વાત કહીછે, તેમણે કહ્યુ છે કે કમાડા રાજાને દ્રવ્યથા તૃપ્ત કરો સિધ્ધરાજ આ ઉત્તર સાભળીને વિસ્મય પામ્યો, અને છન્નુ કોટી સુવર્ણ પોતે માગ્યુ. પ્રધાનોએ તે આપ્યુ, એટલે દેશ સુખે રહ્યો પ્રધાનોએ કહ્યું કે રાજન્ ! તમને દ્રવ્ય મળ્યું હવે શા માટે જતા નથી? સિધ્ધરાજે કહ્યુ કે હુ તો તમારા નગરમા તમારા સ્વામીને જોવા આવ્યોછુ પ્રધાનોએ મદનવર્માને કહ્યુ પ્રભો! આપણા તેને તૃપ્ત કર્યા, પણ એ તો એમ કહેછેકે રાજેન્દ્રને મારે મળવુ છે ત્યારે મદનવર્માએ કહ્યુ ભલે, આવવા દો તે ઉપરથી સૈન્યને મૂકી પાડાક માણસ લઇને સિધ્ધરાજ તેજ ઉદ્યાનમા આવ્યો ત્યા મહાપ્રાકારસ્થ[1] સૌધને[2] વિષે મદનવર્મા બીરાજતા હતો, બહાર લાખયોધા ઉભા હતા દરવાજે આવી દ્વારપાલ મારફે કહેવરાવ્યુ મહોબકપ્રભુએ કહ્યુ કે ચાર પુરુષો સાથે આવો સિધ્ધરાજ અદર આવ્યો ને જોવા લાગ્યો તો કાચન તોરણવાળા સાત દરવાજા દીઠા, રૂપાની મહોટી વાપી દીઠી નાના પ્રકારના દેશભાષા આદિમા વિચક્ષણ એવી વિશાળ નિતબસ્થલ વાળી, તારુણ્યપૂર્ણ અવયવોવાળી, ચદ્રમુખી સ્ત્રીઓ દીઠી પણ વેણુ મૃદગ આદિ પરિજનોના હાથમા રહી ગયાછે, ઉત્તમ ગીત ચાલી રહ્યુ છે, એમ જોયુ નદનોદ્યાન કરતા અધિક ઉદ્યાન, સુવર્ણના ગૃહ, હસસારસાદિખગ, ઉપકરણમાત્ર સુવર્ણના, કદલીદલકો-

---

૧ કીલ્લામા આવેલો ૨ મહેલ

મલવસન, અનંગરાગ ઉપજાવે તેવા પુષ્પ ભરેલા મ્હોટા કરંડીઆ, એ આદિ જોતો જોતો આગળ ચાલતાં, સાક્ષાત્ મદન જેવો, મધુર વપવાળો, મુક્તાફલનાંજ મિતભૂષણ ધારણ કરી બેઠેલો, સર્વાંગલક્ષણયુક્ત, કાંચન જેવી પ્રભાવાળો, મધુર સ્વરવાળો, કમલ જેવાં નેત્રવાળો, ઉત્તુંગ નાસિકાવાળો ઉપચિત * ગાત્રવાળો, એવો મદનવર્મા તેની દૃષ્ટિએ પડયો. મદનવર્મા ઉઠીને સામો આવ્યો, ભેટયો, અને સિદ્ધરાજને હેમાસને બેસારી બોલ્યો હે સિધ્ધેન્દ્ર ! અમારૂં આજ મહાપુણ્ય હશે કે આપ અમારા અતિથિ થયા. સિદ્ધરાજે કહ્યું હે રાજન્ ! એ બધી વિવેકવાર્તામાત્ર કહેવાય, તે મિથ્યા ગણાય; કેમકે મંત્રીઓ આગળ આપે અમને કબાડી એમ કહ્યા .છે. મદનવર્મા જરા હસ્યો ને બોલ્યો સિધ્ધેશ ! એ વાત આપને કોણે કહી ! તમારા મંત્રીઓએ કહી, એ રીતે મારી નિંદા કરવામાં તમારો શો અભિપ્રાય છે? મદનવર્માએ કહ્યું દેવ ! આ કલિકાલ છે, આયુષ્ અલ્પ છે, રાજ્યશ્રી મિત છે, બલ તુચ્છ છે, છતાં પુણ્યપ્રભાવે કરીને સારા રાજ્યની પ્રાપ્તિ થાયછે, તેનો પણ જ્યારે ઉપભોગ ન થાય, ને વિદેશમાં ભટકીને સમય ગાળવામાં આવે, ત્યારે કબાડી કેમ ન કહેવાય ! સિધ્ધરાજે કહ્યું સત્ય છે એવો તો કબાડી હું છું, પરા ધન્ય તો તમેજ છો કે જેનું શર્મ આ પ્રકારનું છે; આપનાં દર્શનથી અમારૂં જીવિત સફલ થયું, ચિર રાજ્ય ભોગવો. એમ કહી સિદ્ધરાજ ઉઠયો, સાથે મદનવર્માએ પણ ઉઠીને પોતાનાં પરિજન,. કોશ, દેવતા, આદિ બતાવ્યાં. ઉભયનો પ્રેમ વૃધ્ધિ પામ્યો. ૧૨૦ પોતાના ખાસ સેવક મદનવર્માએ સિદ્ધરાજને આપ્યા પછી ત્યાંથી નીકળી, સિદ્ધરાજજયસિંહ ધારા જીતીને અણહિલ્લપુરમાં આવ્યો ૧૨૦ પરિજનમાંથી અર્ધ તો રસ્તામાં મરી ગયા કેમકે તે સુકોમલ હતા. બીજા નગર સુધી પહોચ્યા ને ત્યાં રહ્યા. પ્રવેશ

* ભરેલા.

સમયે શ્રીપાલકવિએ સિદ્ધરાજના વર્ણનના શ્લોક કહ્યા. હે ત્રણે વિશ્વના સૂત્રધાર ! આ તારો શો પ્રમાદ છે કે જે વસ્તુ જુદે જુદે ઠેકાણે હતી તે એકજ સ્થાને લાવી મૂકી ! જો ચૌલુક્યચંદ્ર નૃપનો આ પાણિ જે બલીનો હતો તેજ છે. તેમની આ વાણી જે અર્જુનની હતી તે છે, ને તેમનું આ ચારિત્ર જે રઘુપતિનું હતું તે છે. હે સરસ્વતિ ! માન મૂક, હે સ્વર્ગંગા ! સૌભાગ્યાભિમાન તજ, હે કાલિંદિ ! તારી કુટિલતા અકૃત છે, હે રેવા ! વેગ ન કર, શ્રીસિદ્ધેશના ખડ્ગથી ચીરાયલા રિપુકુંભમાથી વહેતા શોણિતસ્ત્રોતથી નદીરૂપ નવી વનિતારક્તાંબુધિ[1] પ્રકટ થયો છે. એમ એવા બીજા પણ બીજાએ કહ્યા.

## ઇતિમદનવર્મપ્રબંધ.

---

## અથરત્નશ્રાવકપ્રબંધ.

ઉત્તરદિશાએ કાશ્મીરદેશમા નવહુલ્લનામનું મહાસમૃદ્ધિવાળું ઉત્તમ નગર છે. ત્યાં વિક્રમથકી ભૂચક્રને વશ કરેલું જેણે એવો નવહંસ નામે ભૂપાલ રાજ્ય કરતો હતો તેને રૂપશ્રીયકી રંભાને પણ હસી કાઢે તેવી જાદેવી નામે રાણી હતી તેજ નગરમાં પૂર્ણચંદ્ર નામે શેઠ હતો તેને ત્રણ દીકરા હતા રત્ન, મદન, અને પૂર્ણસિંહ. તે ત્રણે જિનમાર્ગી હતા, શ્રીમાન્ હતા, પ્રિયંવદ, સાત્વિક, અને રાજમાન્ય તથા ચ્યારભેનુ ત્રિવર્ગ સિદ્ધ કરે તેવા હતા. રત્નની પત્ની પદ્મિણી નામે હતી, ને તેમને કોમલ નામે પુત્ર, નાની વયનો હતો. તે સમયે શ્રીનેમિનાથના નિર્વાણ થકી ૮૦૦૦ વર્ષ વીતી ગયાં હતાં.

१ રક્ત શબ્દ દ્વિઅર્થ છે નદીરૂપ વનિતાને રક્ત, આસક્ત, અને નદીરૂપ વનિતાનો ( પતિ ) રક્ત એટલે રુધિરનો સમુદ્ર, એમ બે અર્થ છે

એ સમયે અતિશય જ્ઞાની એવા પદ્મમહાદેવ એ નામના સાધુ નવહુલ્લ નગરને સીમાડે આવી ચઢયા. ભૂમિશોધન કરી, જલ છાંટી, કનકપદ્મ માંડયું, તે ઉપર પદ્મમહાદેવ બેઠા, નગરમાં તેમના આગમની ઉદ્યાનપાલદ્વારા લોક તથા નૃપને જાણ કરાવી, એટલે પ્રથમ રાજા આવ્યો, પોતાના અંતઃપુર તથા પરિજનસમેત આવ્યો. રત્ન મદન ને પૂર્ણસિંહ તે પણ આવ્યા, તેમ બીજા લોક પણ આવ્યા ને પદ્મિણી પણ ત્યાં પુત્રસમેત આવી. એમ દેવ દાનવ માનવ વિદ્યાધર સર્વની સુંદર સભા ભરાઇ એટલે ગુરુએ દેશના આરંભી. જિનાલયે જઇશ એમ કહેતાંજ ચાર ઉપવાસનું ફલ પામે છે, ઉઠીને તૈયાર થતાં છનું ફલ પામેછે, ચાલવા માંડતાં આઠનું ફલ પામે છે, શ્રદ્ધાપૂર્વ રહી ચાલતાં દશનું, જિનગૃહ બહાર આવી પહોચતાંજ બારનું, અંદર પેસતાંજ પંદરનું ને જિનપતિનાં દર્શન કરતાં એક માસના ઉપવાસનું ફલ પામેછે. વળી

સયં પમજ્જણે પુન્નં સહસ્સં ચ વિલેવણે
સયસાહસ્સિઆ માલા અણંતં ગીયવાઇએ. [1]

કોટિપૂજા સમાન એક સ્તોત્ર, કોટિસ્તોત્રસમાન એક જપ, કોટિજપ સમાન એક ધ્યાન, અને કોટિધ્યાન સમાન એક લય. આ પ્રકારે સામાન્યતઃ સર્વ જિનસેવાનું ફલ છે, શત્રુંજયે સવિશેષ ફલ છે, કેમકે તે અસંખ્ય યતિઓના સિદ્ધક્ષેત્રરૂપ છે. કેમકે

ધૂવે પક્ખુવવાસો માસક્ખમણં કપ્પૂર ધુવંમિ
કત્તિય માસ ખવણં સાહૂ પડિલાભિએ લહેઇ

એવું વચન છે. તેમ શત્રુંજય કરતાં વળી રૈવતાચલ ઉપર સેવા કરવી મહાફલવાળી કહી છે, કેમકે રૈવત શત્રુંજયૈકદેશ છે,

---

1. દેવતાને સ્નાન કરાવવાથી શતપુણ્ય, વિલેપનથી સહસ્ર, માલાથી શતસહસ્ર, ને ગીતવાદ્ય કરવાથી અનંત પુણ્ય

ને શત્રુંજય શ્રીનેમિકલ્યાણિકત્રયભાવને લેઇને ઉત્તમોત્તમ છે. નેમિનાથનું માહાત્મ્ય મિથ્યાદષ્ટિવાળા પણ પ્રભાસપુરાણમાં એમ કહે છે કે " પદ્માસને બેઠેલો શ્યામમૂર્તિ દિગંબર તેનું નામ નેમિનાથ શિવ વામને પાડયું " વામનાવતારમાં વામને રૈવતાચલ ઉપર બલિબંધસામર્થ્યની પ્રાપ્તિ માટે તપ કર્યું હતું એવી ત્યાં કથા છે. મહાઘોર એવા કલિકાલમાં પાપમાત્રનો નાશ કરનાર, ને દર્શન સ્પર્શનમાત્રથીજ કોટિયજ્ઞના ફલને આપનાર [ થશે ] એવું ઈશ્વરે પ્રભાસ પુરાણમાંજ કહેલું છે. માટે જેણે રૈવતાચલ ઉપર જઇ નેમિનાથનાં દર્શન કર્યાં તે શ્રદ્ધાલુએ પરમપદ પ્રાપ્ત કર્યું એમ નક્કી જાણવું. આવી દેશના સાંભળીને રત્નશ્રાવકે ઉઠી ગુરુ આગળ પ્રતિજ્ઞા કરી કે હું સંઘ લેઇને રૈવત ઉપર નેમીને નમન કરીશ ત્યારે બીજી વિકૃતિ લેઇશ, ત્યાં સુધી એક ભાતજ ખાઇશ, ને ભૂમિશય્યા, બ્રહ્મચર્ય, ધારણ કરીશ. જીવ જાય તો જાય પણ નેમિનાથને નમવું એજ મારો નિશ્ચય છે. પછી રાજા ત્યાંથી સ્વગૃહે ગયો, લોક તથા રત્નશ્રાવકના આગ્રહથી પદ્મમહાદેવ ત્યાં રહ્યા. રત્ને ભેટ મૂકીને રાજાને કહ્યું હે રાજા! મારે યાત્રા માટે રૈવતાચલ જવું છે માટે આજ્ઞા આપો. રાજાએ કહ્યું સુખે ધર્માચરણ કરો એમાં અમારી પૂર્ણ સંમતિ છે, ને જે જોઇએ તે લેઈ જાઓ. રત્નને આવાં વચનથી બહુ હર્ષ થયો, પોતે સંઘ મેળવ્યો, અને રાજાએ ગજ, રથ, તુરંગ, પાદાતિ રૂપ મહાસૈન્ય આપ્યું. જેની જે ઇચ્છા થઇ તે પૂર્ણ કરી, અમારિ * ચૈત્ય પરિપાટી શાંતિ ભોજન આદિ કરાવ્યાં, બંદિજનોને મુક્ત કરાવ્યા, લોકોનો સત્કાર કર્યો. મુહૂર્ત જોવરાવીને નીકળ્યો. રાજાને મળવા માટે ગયો, રાજા તેનો પરમ સત્કાર કરવા લાગ્યો. સો ઉંટ ઉપર ભરીને ખજાનો ચાલતો થયો. શેઠાણી પદ્મિણી પોતાની બાલસખી રાણી વિજયદેવીને મળવા ગઇ, ને તેને પગે પડી બોલી, સ્વામિનિ! હું યાત્રાએ જાઉં છું, આપના વિયોગનું દુઃખ કેટલાક દિવસ

* કોઇ ને મારવું નહિ, એવી આજ્ઞા અથવા પ્રવૃત્તિ તે અમારિ

ધર્મના લોભે કરીને, વેઠીશ. રાણીએ પણ આંખમાં પાણી સમેત કહ્યું સખિ! યાત્રાએ જઇને મિત ધન હોવાથી કૃપણતા કરી મને લજવશો નહિ, છૂટે હાથે વાવરજો, આ ધન ભૂષણ વસન બધાં તમારાં છે, ઇચ્છા હોય તેટલાં લેઇ જાઓ. એમ કહી ઘણુંક આપ્યું, તેમ કેટલાક નોકર પણ મોકલ્યા. રાણી પાછી વળી અને શેઠાણી સંઘમાં જઈ મળી. શ્રીપટ્ટમહાદેવ ગુરુ પણ સાથે ચાલ્યા. તેમને સંઘના મુખ્યસ્થાને સર્વેએ માન્યા. ધનનો અતુલ વ્યય કરતો સંઘ ચાલ્યો. કોટીશ્વર એવા સાધર્મિક હજારો ઉપર હતા, પણ એક લક્ષ ખરા ઘા ખમેલા એવા યોદ્ધા સાથે રક્ષા કરનાર હતા એટલે ભીતિ શાની! એ પ્રકારે રસ્તામાં તીર્થે તીર્થે વંદના કરતો રત્નસંઘવી પોતાના બે ભાઈ તથા પોતાની ભોજાઇઓ અને પોતાના પુત્રસમેત ચાલતો ચાલતો શેલા તોલા પર્વત આગળ આવ્યો. શત્રુંજયમાં થઇને રૈવત[1] જાય છે તેમને શેલા તોલા પર્વતો આવતા નથી, ને જે ભદ્રેશ્વરમાર્ગે થઇને જાય છે તેમને આવે છે શેલા ને તોલા બે પર્વતના પ્રદેશ આગળ મહોટા બે તોડા હોય તેવી આકૃતિ થઈ રહી છે. ત્યાં આગળ સંઘને મુકામ કરાવ્યો. આખો દીવસ સ્નાન ચૈત્યવંદના નાદ પૂજા ભોજન આદિ યથારુચિ સુખે ચાલ્યું. રાત્રીએ પણ સર્વે સુખે રહ્યાં. પ્રાતઃ કાલે આગળ જવા માટે તૈયાર થઇ સંઘ ચાલવા માંડ્યો. આગળનું આડું પેઠું ન પેઠું તેવામાં કોઇક મષી જેવા શ્યામ અંગવાળો, નરસિંહની પેઠે મુખ ફાડીને આવતો, અટ્ટહાસ કરતો, ઘણાક યોજન ઉંચો, દંષ્ટ્રાથકી મહાકરાલ, એવો પુરુષ નખથકી લોકને ફાડી નાંખવા મંડ્યો, ને ખાઉં ખાઉં એમ બૂમ પાડવા લાગ્યો. લોક બીહીના, ને પાછા વળી ભાગવા લાગ્યા. તે વાત રાજપુત્રીએ જાણી એટલે તેમણે જઇને એ કાલરૂપને કહ્યું કે તું કોણ છે! શા માટે ઉપદ્રવ કરે છે! દેવ છે, દૈત્ય છે, રાક્ષસ છે, કોણ છે

૧. રૈવત

તે કહે કે યથાયોગ્ય પૂજા અમે કરીએ. કાલમૂર્તિએ કહ્યું શું કહો છો ! એક પગલું પણ આગળ ચાલશો તો સર્વને એક પછી એક ચાવી ખાઇશ. આવી વાત સંઘરક્ષકોએ રત્નને જણાવી કે આ રીતે વૃત્તાંત છે એટલે આગળ જવાય એવું નથી. કેટલાકને દાઢમાં ઘાલીને ચાવી નાખ્યા છે તે જુઓ. આવી કાનને શૂલ જેવી વાત સાંભળી રત્નને બહુ ખેદ થયો, હવે શું કરવું ? શો યોગ લાવવો ? શી બુદ્ધિ વિચારવી ? એમ કરીને બહુ કળકળવા લાગ્યો. સંઘપણ વિષણ્ણ + થયો, સ્ત્રીઓનાં ટોળે ટોળાં વાતો કરવા લાગ્યાં. કોઇ કહે ચાલો પાછા જઇએ, આ તો બધાને ખાઇ જશે, જીવતો નર ભદ્રા પામશે, કોઈ કહે મરીશું. નેમિ ઉપર આસ્તા રાખીને ચાલો. કોઇ વૃક્ષલતાદિમાં સંતાઇ ગયા, કોઈ શકુન મુહૂર્ત જોવા બેઠા, કેટલાક સંઘના પ્રસ્થાનનું મુહૂર્ત આપનારની નિંદા કરવા લાગ્યા--આમ વિષમ વૃત્તાન્ત થઇ રહ્યો ત્યાં સંઘપતિ રત્ને ભટ્ટોને કહ્યું કે જાઓ એને પૂછો કે તું શી રીતે શાન્તિ પામે તેમ છે ? અમે તેમ કરવા તત્પર છીએ. ભટ્ટોએ જઇ રત્નનું વચન કહ્યું તો તેણે કહ્યું કે હું આ ગિરિભૂમિનો અધિષ્ઠાતા છું, સંઘમાં જે પ્રધાનપુરુષ હોય તેવા એકનો મને ભોગ આપો તો તૃપ્ત થઇને હું કોઇને ઉપદ્રવ કરૂં નહિ, એ મારી પ્રતિજ્ઞા સત્ય જાણવી. ભટ્ટોએ જઇને તે વાર્તા રત્નને નિવેદન કરી. રત્ને સર્વે લોકને એકત્ર કરો કહ્યું ભાઇઓ મારૂં મહાપુણ્ય ઉદય થયું કે આ કાલપુરુષ એકને લેઇ બીજા કોઇને ઉપદ્રવ કર્યાવિના જવા દે છે, માટે તમે સર્વ હવે ચાલવા માંડો, ને જઇ નેમીને વંદના કરો; હું આ પુરુષને મારો દેહ અર્પીશ, અહો લાભોદય ! વિવિધ યત્ન કરીને પોષેલો પાળેલો એવો આ દેહ સંઘાર્થે ઉપકૃત થશે એજ મહાલાભ છે. આમ કહીને સંઘવી મોન રહ્યો એટલે રાજપુત્રાએ કહ્યું હે નરરત્ન ! તમે ચીરં જીવો, અમારામાંના એકને લઇને એ પુરુષ ધરાશે, અમે તમારા સેવક છીએ, ને સેવકનો એવો ધર્મ

+ વિશાદ અને નિરાશા પામેલા.

છે કે પોતાના મરણથકી પણ સ્વામીની સેવા કરવી, નહિ તો અમારાં ધર્મ, યશ, અને વૃત્તિ ત્રણને ઝાંખ લાગે:—

તે મુગ્ગડા હરાવિઆ જે પરિદ્દિઆ તાહં
અવરુપ્પર જોયં તય હંસામિ ઉ ગંજિઉ જાહં.

સંઘમાં જે પ્રધાનજૈનો હતા તે બોલ્યા કે રત્નદેવ ! તમે ચિરંજીવો, તમે જુવાન છો, રાજ્યપૂજ્ય છો, હજારો લાખોના અન્નદાતા છો, અમે આ નાશવાન્ કલેવરથી ધર્મમાત્રનીજ હવે અપેક્ષા કરીએ છીએ:—

જઇ ઉડંતિઇ તો કુહઇ અહ ડજ્ઝઇ તઉ છારુ
એય હુઠ કલેવરહં જં વાહિઈ તં સારુ.

મદન પૂર્ણસિંહ પણ બોલ્યા કે અમારા તમે જ્યેષ્ઠ બંધુછો, ને જ્યેષ્ઠભ્રાતા પિતાતુલ્ય છે, ને જેમ પિતાને પુત્રો અધીન છે તેમ જ્યેષ્ઠને કનિષ્ઠોએ રહેવું એ ધર્મ છે શું રામ આગળ લક્ષ્મણે યુદ્ધમાં પોતાના પ્રાણ તૃણની પેઠે હોમ્યા ન હતા ? હે દેવ ! સ્નેહ છે તે પ્રમાણથી જણાતો નથી કે મીઠાં વચનોથી જણાતો નથી, પણ ક્વચિત્ કાર્યમાં સાક્ષાત્ પ્રાણપ્રદાનથી જણાય છે. પદ્મિણીએ કહ્યું કુલસ્ત્રીના પ્રાણ પતિને અધીન છે, પતિ લોકાંતરમાં જાય તે પછી જે સ્ત્રી જીવે તે જીવતાં મુવેલી છે. કેમકે શૃંગારાદિ તેનાથી પહેરાતાં નથી. કૌમુદી શશીની સાપેજ રહે છે, તડિત્ મેઘની સાપેજ વિલય પામે છે, પ્રમદા પતિને અનુગામિની છે, એ વાત એમ અચેતન વસ્તુ પણ પ્રતિપાદન કરે છે. ભર્તા મરી જાય તે પછી નારીએ મરવુંજ જોઇએ, હું મરૂં ને તમે જીવો એજ સારી વાત કહેવાય. કોમલે કહ્યું તાત, એક દેહદાનથી દેવાદાર બનાવેલા પુત્રો પિતાને યશોમય

દેહ આપીને દેવાથી છૂટે છે. એમ બધાં કહેતાં હતાં તે સર્વને યુક્તિ-થકી નિષેધી પોતે મરવા માટે પાછળ રહ્યો, ને સંઘને આગળ ચલાવ્યો કાલપુરુષે ઉપદ્રવ કર્યો નહિ. સંઘ ગયા પછી રત્ન નેમિધ્યાન-પરાયણ રહ્યો. પદ્મિણી ગઇ નહિ પણ ત્યાંજ રહી. કાયોત્સર્ગ-ધ્યાનમાં પડી કોમલ પણ તેજ રીતે રહ્યો. કાલપુરુષે રત્નને એક ગિરિગુહામાં નાખ્યો અને બારણું શિલાથી બંધ કરી લીધું. પછી પોતે પૂછડુ પછાડવા લાગ્યો, સિંહ જેવી ગર્જનાઓ કરી આકાશ પણ ફૂટી જાય તેમ શબ્દ કરવા લાગ્યો, પરંતુ રત્ન બીહીનો નહિ. એ-વામાં કૂષ્માંડી દેવીને વંદવા માટે રૈવતશિખર ઉપર સાત ક્ષેત્રપાલ આવ્યા. તેમનાં નામ કાલમેઘ, મેઘનાદ, ગિરિવિદારણ, કપાટ, સિં-હનાદ, ખોટિક, રૈવત એવાં હતાં. તેમણે નમન કર્યા પછી કહ્યું કે પર્વતમાં કોઇક ઠામે ઘડુહાટ મચ્યો છે; આવું પૂર્વે કદાપિ થયું નથી, માટે આપ જુઓ આ શું છે? કોઇ મહાપુરુષ કહીં પણ ઉપદ્રવમાં પડેલો છે ને કોઇ ક્રૂર તેને પીડે છે. અંબાએ જ્ઞાનદષ્ટિથી જાણ્યું હશે કે શું છે, એટલે ક્ષેત્રપાલસમેત તે તે સ્થાને આવી. તેમણે પદ્મિણી અને કોમલને દીઠાં. તે મરવાને તૈયાર થઇ ગયાં હતાં. તેમના ઉપર દેવીને કૃપા આવી. ગુહાના દ્વાર આગળ જઇ દેવીએ પેલા કાલપુરુષને આક્ષે-પ કર્યો કે રે ક્રૂર! આ શું કરેછે? એવો સમર્થ હોય તો આવી જા યુદ્ધ કર, રત્નને છોડી દે, હું સાક્ષાત્ અંબા છું અને આ ક્ષેત્રપાલ છે. આવું સાંભળી તેને તો વધારે શૂર ચઢયું, ને યુધ્ધનો આરંભ થયો. દેવીએ તેના પગ ઝાલી માથા કેડે ફેરવીને એક શિલા ઉપર પછા-ડવાનુ કર્યું કે તુરત સાક્ષાત્ દિવ્યમૂર્તિ ધરી ને સામો આવીને ઉભો અને રત્ન પણ દિવ્યાભરણભૂષિત થઈ પોતાનાં પ્રિયા પુત્ર સમેત સામો ઉભો. પછી પેલો દિવ્યરૂપ બોલ્યો અંબે! હે ક્ષેત્રપાલ! હે રત્ન! સર્વે સાંભળો, જ્યારે ગુરુ રૈવતાચલનું માહાત્મ્ય કહે-

તા હતા ત્યારે રત્ને પ્રતિજ્ઞા કરીકે પ્રાણવ્યય કરીને પણ મારે નેમી-ને વંદના કરવી. તે સમયે વિમાનચારી હું શંકર ત્યાં હતો, એટલે તે પ્રતિજ્ઞા મેં સાંભળી, અને મારાથી તે સહન ન થઈ, એટલે અત્ર આવીને મેં આ પ્રકારે ઉપદ્રવ કર્યો. એ મહાસત્વ છે, એની જાયાને ધન્ય છે, એનો પુત્ર મહાપુણ્યવાન્ છે, તમે સંઘભક્ત પણ ઘણા સ્તુત્ય છો; જો મેં ખરેખરૂં યુદ્ધ કર્યુંજ હોત તો તમે બધાં મને છતી જાણીઓ એ આશા ન જાણવી, પરંતુ આ તો ક્રીડામાત્ર હતું ને શુધ્ધબુદ્ધિથી કરેલું હતું. પછી રત્નને આલિંગન દઇ, તેને તેના સઘમાં પહોચાડી, ને પોતે સ્વર્ગમાં ગયો. અંબા ઈત્યાદિ સર્વે પોતાને સ્થાને ગયાં. સંઘ રૈવત ઉપર ચઢયો, નેમિનાથને નમ્યો. લેપ્યમૂર્તિવાળા નેમિનાથ ઉપર જલથી સ્નાત્ર કરાવ્યું એટલે બે ઘડીમાં બિંબ માટી થઇને ભોંય ભેગું મળી ગયું. સર્વને બહુ વિષાદ થયો, તેમાં રત્નને તો બહુજ ખેદ થયો એટલે તેણે એવો વિચાર કર્યો કે આવી આશાતના કરનારા મને ધિક્કાર છે કે હું આવા તીર્થનો ધ્વંસ કરવા રૂપ પાપનો પાત્ર થયો, હવે તો જ્યારે બિંબ પાછું આવે ત્યારેજ અન્ન લેવું. એમ નિશ્ચય કરી પોતાના બાંધવોને સંઘની રક્ષા કરવા માટે મૂકી પોતે તપ આરંભ્યું. સાઠ ઉપવાસ થયા ત્યારે અંબા પ્રત્યક્ષ થઇ તેને રાત્રીસમયે, ઇંદ્રે નિર્મેલા કાંચન બલાનક નામના તીર્થ ઉપર લેઇ ગઇ; ત્યાં તેને મહોટાં મહોટાં બહોતેર જિનબિંબ તેણે બતાવ્યાં. તેમાં અરાઢ હેમનાં, અરાઢ રત્નનાં, અરાઢ પાષાણનાં, ને અરાઢ રૂપાનાં એમ બહોતેર બિંબ હતાં. તેમાંના એક રત્નબિંબ ઉપર જાણે પોતાને નામે નામ છે તેથીજ લોભાયો હોય એમ રત્ન લોભાયો અને કહેવા લાગ્યો હે માતા! આ બિંબ

મને આપો એટલે ત્યાં લેઇ જઇને સ્થાપું. અંબાએ કહ્યું આ તીર્થ બહુ મહાન છે. જગતમાં ધીમે ધામે કલિકાલ આવતો જાય છે, તેમાં લોક સત્વહીન અને અર્થલુબ્ધ, સર્ધર્મઆળ,તથા પાપ કરનારા, એવા થવાના છે, એટલે રત્નબિંબ તેમના આગળ રહી શકશે નહિ, ને મોટી આશાતના થવાની; માટે આ પથ્થરના બિંબને લેઇ જા. રત્ને તે વાત સ્વીકારી અને કહ્યું હે માતાજી ! હું આવડું મહોટું બિંબ શી રીતે લેઇ જાઉં ? દેવીએ કહ્યું કાચા સૂતરનો તાંતણો બાંધ ને ચાલવા માંડ એટલે પાછળ આવશે, પણ પાછું વાળી જોઇશ તો પછી આગળ ચાલશે નહિ. એ પ્રકારે બિંબ લઇને રત્ન ચાલ્યો ને કેટલેક ગયો ત્યારે વિસ્મય પામી પાછું વાળીને જોવા ગયો કે માતા આવે છે કે નથી આવતાં. એમ થવાથી બિંબ ત્યાં ને ત્યાં અટકી ગયું. તેજ સ્થાને રત્ને મદિર કરાવી દીધું, તે તેમનું તેમ અદ્યાપિ છે. આ પ્રકારે પ્રતિજ્ઞા પૂર્ણ કરીને રત્ન સંઘ લેઇને રૈવતથી શત્રુંજય ગયો; ત્યાં ઋષભદેવને નમન કરી, અન્ય તીર્થે પણ કરી, નવહુલ્લ નગરમાં પાછો આવ્યો. રાજા સામો આવ્યો, ઘેર ઘેર મંગલ થઇ રહ્યાં, સાધર્મિકોનું વાત્સલ્ય રત્ને કર્યું ને એનું નામ ચંદ્ર સૂર્ય તપતા સુધી અમર થયું. એણે મહાયશ પ્રાપ્ત કર્યો. અદ્યાપિ પણ જેની વંદના થાય છે તે નેમિબિંબ રત્ને સ્થાપેલું તેજ છે. તેની સ્થિતિ કોઇ પ્રાચીન કવિએ આવી વર્ણવી છે; જેને ખાણમાંથી ખોદી કાઢ્યું નથી, સૂત્રથી જેને ભર્યું નથી, ટાંકણાથી ટાંક્યું નથી, ઘાતનકથ. ઘોતિત કર્યું નથી, જેને ઉચકનારા ઉચકી લાવ્યા નથી, એવું સિદ્ધમંત્રથી મંત્રિત તે બિંબ છે. અનાદિ, અવ્યક્ત, એવા તનુવાળો, અભેદ્ય, પ્રભામય, અનંતબલ, ભવાબ્ધિ તરવાને માટે ભાવકોના નાવરૂપ, એવા જે નેમી તે પોતાની કૃપાથીજ સ્વયંભૂ પ્રકટ થયેલા છે.

ઇતિ રત્નશ્રાવકપ્રબંધ સમાપ્ત.

---

## અથ આભડપ્રબંધ.

અણહિલ્લપુરમાં શ્રીમાલવંશનો શેઠ નૃપનાગ નામે હતો; તેની પત્ની સુંદરી હતી; ને તેમને આભડ નામે પુત્ર હતો. તે દશ વર્ષનો થવા આવ્યો તેવામાં મા બાપ મરી ગયાં, લક્ષ્મી નાશ પામી ગઈ, તથાપિ આભડ સુજનોનો આશ્રિત અને વ્યવહારદક્ષ તેથી મહોટો થયો. કન્યા પણ એને મળી એટલે પરણ્યો, અને ઉદરનિમિત્તે કોઇ જવેરીને ઘેર પથરા ઘસવા નોકર રહ્યો. પાંચ પથરા એને મળતા, તેમાંથી એક ધર્મમાં વાવરતો, બે કુટુંબપોષણમાં, ને બે સાચવી મૂકતો. ચૌદ વર્ષે પુત્ર થયો, પણ તેની માને દૂધ આવતું ન હતું તેથી બકરી ખોળવા માટે આભડ કહીંક ગામડે ગયો. ત્યાં ભાગોળે હવાડા ઉપર સવારમાં દાતણ કરતો હતો એવામાં બકરાંની હેડ હવાડામાં પાણી પીવા આવી. પાણી બધાંએ પીવા માંડયું ત્યારે શંખ જેવું ધોળું જલ હતું તે સહસાજ નાગવલ્લીદલ જેવું નીલવર્ણ થઇ ગયું. તે જોઈ આભડ વિસ્મય પામ્યો. બકરીઓ પાણી પીને ચાલવા માંડી ત્યારે પોતે તપાસ કરવા માંડી તો એકના ગળામાં એક ટોકરી દીઠી, તેમાં મરકત રત્ન છે એમ લાગ્યું. એટલે તે સમેત એ બકરો આભડે ખરીદી લીધી. બાલકને દૂધ મળ્યું; અને આભડને સમૃદ્ધિ મળી, એટલે મહોટો વહેવારીઓ થયો. તે સમયે જયસિંહનું રાજ્ય ચાલતું હતું. આભડ જે ચોપડા રાખતો તેમાં ત્રણ ચોપડા રાખતો. એક રોકડવહી, બીજી પિલંબવહી ને ત્રીજી પરલોકવહી. એવો ભાવ છે કે કોઇનું ધરણુબંધન તાડન કરી તે કરતો ન હતો, કેવલ કૃપાંભોધિ હતો, પટ્ટિરાદેલાતટે ધનઋદ્ધિ, મહાલાભ, પૂગહાટ+, જિનસદન, શ્રીહેમસૂરિપોષધશાલા માષપિષ્ટકૈષ્ટકરચિતા, એવાં તેણે કરાવ્યાં. તેનો મહાપ્રસર શ્રીકુમારપાલ જેણે અમારિઘોષણા કરાવી હતી તેના સમયમાં થયો. એક વાર શ્રીહેમસૂરિએ

+ પૂગ એટલે સોપારી ફલનાં હાટ.

રાજા આગળ એમ વ્યાખ્યાન કર્યું કે સાધર્મિકવાત્સલ્યમાં બહુ
ફલ છે. રાજાએ આભડને કહ્યું કે ધનથી તૂટી ગયેલાં એવાં શ્રાવક-
કુલોને સહસ્ર સહસ્ર દીનાર આપીને ઉધ્ધાર; અને તે રકમ અમારે
ખાતે ઉધાર. રાજાને આભડે વર્ષ આખરે ચોપડો બતાવ્યો તો
એક કોટિ લેણું પડેલું જણાયું. રાજા તે અપાવવાનો હુકમ કરતો
હતો તેવામાં આભડે કહ્યું દેવ ! રાજાના કોશમાં ધન બે પ્રકારનું
હોયછે, એક સ્થાવર ને એક જંગમ. સ્થાવર તે હેમાદિ અને જંગમ
તે વાણીઆ વગેરે, માટે અમે વાણીઆ પણ આપના ધનમાંજ
છીએ. રાજા બહુ પ્રસન્ન થયો. એમ દિવસ ચાલ્યા જાયછે એવામાં
ધીમે ધીમે રાજા અને હેમાચાર્ય ઉભયે વૃદ્ધતાએ પહોચ્યા.
શ્રી હેમસૂરિના ગચ્છમાં વિરોધ પેઠો. રામચંદ્ર ગુણચંદ્રાદિ વૃંદ
એક પાસા થયું ને એક પાસા બાલચંદ્ર રહ્યો. બાલચંદ્રને રાજા-
ના ભાઇના દીકરા અજયપાલ સાથે મૈત્રી હતી. રાજા ગુરુ અને
આભડ એક દિવસ રાત્રીએ ગુપ્ત વિચાર કરવા માંડયો ત્યાં
રાજાએ પૂછ્યું ભગવન્! મારે પુત્ર નથી, ત્યારે ગાદી કોને આપવી?
ગુરુએ કહ્યું પ્રતાપમલ્લ જે તારો દૌહિત્ર છે તેને રાજા બનાવ કેમકે
તેનાથી ધર્મની સ્થિરતા રહેશે, બાકી અજયપાલથી તો તારા
સ્થાપેલા ધર્મનો ક્ષય થવાનો છે. વચમાં આભડ બોલ્યો કે ગમે તેવો
હોય પણ જે પોતાનો હોય તેનેજ ઉપકાર કરવો. ત્યારે ફરીથકી
શ્રીહેમચંદ્ર બોલ્યા કે નહિ, અજયપાલને તો રાજા નજ કરીશ.
એમ વિચાર કરીને સર્વે ઉઠ્યા તે વાત બાલચન્દ્રે જાણી એટલે તેણે
અજયપાલને કહી, કેમકે હેમગચ્છના રામચંદ્રાદિ ઉપર દ્વેષ છતાં તેને
આભડ ઉપર પ્રીતિ હતી. એવામાં હેમચંદ્ર સ્વર્ગે ગયા પછી બત્રી-
શમે દિવસે કુમારપાલ પણ અજયપાલે કરેલા વિષપ્રયોગથી મરણ
પામ્યો. અજયપાલ રાજ્ય ઉપર બેઠો, તેને હેમચંદ્ર ઉપર દ્વેષ હતો
૧ એટલે રામચંદ્રાદિ શિષ્યોને તપ્તલોહાસન બેસારી તેણે મારી
નાખ્યા. કુમારપાલે કરાવેલા ઘણાક વિહાર તેણે પડાવી નાખ્યા.

નીચ અને દુરાચરણી લોકોને ભેગા કરી પ્રાતઃકાલે નિત્ય મૃગયાનો અભ્યાસ કરવા માંડ્યો, અને એવો ઉપહાસ કરવા લાગ્યો કે જ્યાં પૂર્વે ચૈત્યપરિપાટી થતી હતી ત્યાં આજ જુઓ હું આવું કરૂં છું. બાલચંદ્રે ગોત્રહત્યા કરી છે એવું રાજાના મનમાં ઉતારીને બ્રાહ્મણોએ તેને રાજાના મનમાંથી ઉતારી નાંખ્યો. તે માલવદેશમાં જઇ મરણ પામ્યો. પાપનો છેવટ પણ પાક થયા વિના રહે નહિ. જિનપ્રાસાદોને પાડવા માંડ્યા તે જોઇ શ્રાવકલોકને બહુ ખેદ થવા લાગ્યો તેમ આભડને પણ બહુ પરિતાપ થવા લાગ્યો, પરંતુ પોતે પૂર્વથી માન્ય છતાં પણ રાજાના ક્રૂરત્વને લીધે બોલી શક્યો નહિ. તેણે છેવટ એક પ્રપંચ કરીને કાર્ય સાધ્યું. આભડે રાજાનો મશ્કરો સીલણ નામનો હતો ને જે રાજાને બહુ પ્રિય હતો તેને ધન આપીને સાધ્યો ને એમ કહ્યું કે તું એવું કાંઈ કર કે જેથી હવે જિનપ્રાસાદો પડે નહિ. તેણે કહ્યું નિશ્ચિંત રહો, હું એમ કરાવી આપીશ. સીલણે સાંઠાનો એક પ્રાસાદ બનાવ્યો, ને તેને ધોળી ચીત્રી ને પોતાના પાંચ પુત્રોને કહ્યું કે કાલે રાજા આગળ તમારે અમુક અમુક કરવું. પછી સીલણ પ્રાતઃકાલે રાજા આગળ ગયો ને કહેવા લાગ્યો કે દેવ! મારે માથે જરા આવી ગઇ છે, છોકરાંને ઘેર છોકરાં થયાં છે, હવે હું તીર્થયાત્રાએ જવા ઇચ્છું છું, માટે આપ આજ્ઞા આપો. રાજાએ કહ્યું યથારુચિ કરો. ત્યારે પેલો પ્રાસાદ તથા છોકરા બધું પોતે લાવ્યો, છોકરાની રાજાને સભા વચ્ચે ભલામણ કરી, ને પુત્રોને કહ્યું કે આ મારો પ્રાસાદ તે મારૂં યશઃશરીર છે, મહાયત્ને મેં તે રચ્યો છે, માટે તેની બહુ સંભાળ રાખજો. પુત્રોએ કહ્યું તેમ કરીશું. પછી સર્વની આજ્ઞા લઇને સીલણ થોડેક ડગલાં આગળ ગયો એટલે પેલા છોકરાઓએ પ્રાસાદને લાકડીઓ મારીને ભાંગી નાખ્યો. ધડ ધડ સાંભળીને સીલણ પાછું વાળી જુએ છે તો પ્રાસાદ ભાંગતાં જોઇ બોલવા લાગ્યો કે રે અભાગીઆઓ! તમે તો આ કુનૃપ કરતાં પણ નઠારા કપુત્ર જણાઓ છો; આમણે તો એમના પિતાના પુના

પછી તેમના કરાવેલા માસાદાદિ ભાંગવા માંડયાછે તમે તો મજ બેઠ ભાગો છો! આ બધું જોઇ સાંભળીને રાજાને બહુ લાજ આવી એટલે તેણે ચૈત્ય પડાવવાં બંધ કર્યાં. એ નઠારા રાજાને માતાપુત્રને બલાત્કારે વિપ્લવ * કરાવવાની ઇચ્છા થઈ; વંઠોને તેમ કરાવવા માંડયું. એકવાર એક વંઠે ભાંગી ગયેલી નાની લોઢાની કાતી હાથમાં હશે તેનાથી રાજાને મારી નાખ્યો. કેટલાક દિવસ સુધી કીર્તિપાલ નામના રાજપુત્રે ગૂર્જરના લોકની રક્ષા કરી. તેને છત્રચામરાદિ ન થતાં. તે માલવસૈન્યમાં મરી ગયો તે પછી ગૂર્જરધરાનો રાજા ભીમદેવ થયો. તે દીર્ઘજીવી, ઘણો પુણ્યવાન્ હતો, એ મહુરિકાને લેપ કરી સર્વાંગાવયવભૂષિત કરી સુખાસને બેસારતો, પછી આખા ગામમાં સૈન્ય સમેત તેને ફેરવતો, તે સમયે ગામનાં ગામ સેન્યવાળા ખાઇ જતા. એમ બહુ કાલ વીત્યો ત્યારે દેશપાલોએ ભેગા થઇ રાજાને વિનતિ કરી કે આ રીતે શા સારૂ નિરર્થક દેશનું ભ્રમણ કરાવી રહ્યા છો? આ રીતે જે અન્નઘૃતવસ્ત્રનાદિનો વ્યય થાય છે તે વૃથા છે. ત્યારે રાજાએ કહ્યું એક વાત સાંભળો. કોઈક સમુદ્રતટે, જલના પૂર સાથે એક મીન ઉપર આવી પડયો. તે સમયે તે દેશમાં મહા દુર્ભિક્ષ ચાલતો હતો, અન્નને અભાવે લોકમાત્ર કહોવાડા લઇ ને માછલાંને મારી મારીને ખાવા માટે લઈ જતા હતા. એમ છતાં માછલાં અતિ મહાન્ હોવાથી મરતાં નહિ. એવામાં ક્ષુધાપીડિત એવો કોઇ વિપ્ર પેલે સ્થાને મીનાંશ લેવા આવ્યો. તે મીનને અન્ય લોક છેદતા હતા એ જોઇને સ્વભાવથી દયાલુ એવા વિપ્રને દયા આવી. તેથી તે પોતે તો છેદવામાં ભળ્યો નહિ. ત્યારે એક વ્યંતર પેલા મીનમાં પેશીને બોલ્યો, હે વિપ્ર! આવ તું પણ છેદવા લાગ, સર્વે ખાય-છે, તેમ તું પણ ખા, ઉપકાર થશે. વિપ્રે કહ્યું મને દયા આવે છે એટલે મારાથી નહિ બને. માછલાએ કહ્યું ત્યારે સાંભળ, આ પાપી લોક

* અનાચારવાળું કામ.

મને મરતાને મારે છે, હું મરી જઇશ તે પછી આ તટ ઉપર રાજા થઇને અવતરનાર છું, મારૂં નામ પુરંદર થશે. તને હું મારો ઉપાધ્યાય કરીશ; અને પૂર્વવૈરને લીધે આ લોકોને નવા નવા પ્રકારથી દુઃખ દઇશ. તારે તે સમયે કોઇને માટે વિનતિ કરવી નહિ. તારા જેવા સત્પુરુષને હું ગુરુબુદ્ધિથી પૂજીશ. એમ કહેતો મીન મરી ગયો. કહ્યા પ્રમાણે તે પુરંદર નામે રાજા થયો, ને વિપ્ર તેના ગુરુ થયો, અને પાપ કરેલાં એવા લોકને તે રાજા વિધવિધ પ્રકારે અનંત પીડા કરવા લાગ્યો. બ્રાહ્મણ પણ તેની પૂર્વની વાત સંભારી કશું બોલતો ન હતો. માટે હે દ્રશપાલો! હું પણ તેવોજ કોઇક અવતારછું, ક્રીડામાર્ગે લોકને પીડા કરૂંછું, તેમાં તમારે કાંઈ કહેવું નહિ, જો કહેશો તો જીભ કાપી નંખાવીશ. આવું સાંભળીને તે લોક છાના માના ચાલ્યા ગયા અને દ્રશને તેવીને તેવી પીડા ચાલતી રહી. આ રાજાના રાજ્યમાં આભડ પણ મહોટો સમૃદ્ધિવાળો હતો. આભડને એક ચાંપલા નામની બાલ વિધવા પુત્રી હતી; તે ઉચિતજ્ઞ, સર્વશાસ્ત્રપારંગત હોઇ ગૃહવ્યાપાર કરાવતી. એક વાર આભડનો ભંડારી લોભથકી કાંઇક ચોરતો હતો તે સમજ્યામાં આવ્યાથી આભડે તેને કાઢીમૂક્યો. તે જઇને ભીમદેવને મળ્યો, ને કહેવા લાગ્યો કે આભડના ઘરમાં અનંત કોટિ દ્રવ્ય છે, તે તમે શા માટે લેઇ લેતા નથી? રાજાએ કહ્યું એણે કાંઇ અન્યાય કર્યો છે? ભંડારીએ કહ્યું ના. ત્યારે રાજાએ કહ્યું પરધન કારણ વિના કેમ લેઇ લેવાય? ભંડારીએ કહ્યુ કાંઇ છલ કરી શકાય; રાજાએ કહ્યું જોઇશું. ભંડારીને પોતાની પાસેજ રાખીને રાજાએ બકરીનું માંસ થાળીમાં ઘાલી દાસીને માથે મૂકીને આભડને ઘેર મોકલ્યું. દાસી મધ્યાન્હે આવી ત્યારે આભડ ધ્યાનપૂર્વક જિનની અર્ચના કરતો હતો. ચાંપલાએ જઇને દ્વાર ઉઘાડયું. દાસી અંદર આવી, ચાંપલાએ માંસ દીઠું, ને દેખતાની સાથેજ ભંડારીએ આવો ક્રિયા કરી એમ તર્ક બાંધ્યો. દાસીને માન આપીને પૂછ્યું આ શું છે? દાસીએ કહ્યું રાજાએ ઉત્સવ સમયે તમને માન તરીકે

આ મોકલ્યું છે. ચાંપલાએ માંસને બીજી થાળીમાં લેઇ લીધું, અને સવા લક્ષનો હાર રાજાને ભેટ મોકલ્યો. દાસીને કંઠાભરણ આપ્યાં, ને થાળને મોતીથી વધાવી લીધો. દાસી ખુશી થતી રાજા પાસે ગઇ. જમી રહ્યા પછી પુત્રીએ આભડને કહ્યું પિતા! આપણે કાઢી મૂકેલા ભંડારીની પ્રેરણાથી રાજાએ આ કામ કર્યું છે. મેં દાસીને રીઠા કરી નથી, આપણી લક્ષ્મી જશે, માટે કાંઇ ઉપાય કરો. ધનમાનનું એક ટિપ્પણ કરી રાજાને બતાવો, ને કહો કે તમને જે રુચિ હોય તે આમાંથી લો. આભડે તે પ્રમાણે કર્યું; રાજાને વિસ્મય લાજ ને હર્ષ સાથે થયાં. તેણે પેલા ભંડારીનું ગળું પકડી કહ્યું હે મૂઢ! જેને વિધાતા દ્રવ્ય આપે છે તેને દ્રવ્ય સાચવવાની બુદ્ધિ પણ આપે છેજ, માટે તારી ઇર્ષ્યા મિથ્યા છે. તે આભડને પગે લાગ્યો, અને રાજાએ એક તૃણ સરખું પણ લીધું નહિ. એ પ્રકારે મહાધની, અખંડ ભાગ્યવાળો, શ્રીઆભડ નીરોગી રહી ચિરાયુ ભોગવતો હવો. મરણાવસરે પોતાના પુત્રોને ઉપકાર કરવા પોતાના સદનમાં આભડે ચારે ખુણે ચાર ચરુ દાટ્યા. પોતે સમાધિથકા મરણ પામ્યો, પુત્રીપણ સ્વર્ગે ગઇ પુત્રોએ બાહ્યધન ખુટ્યું ત્યારે નિધિ સંભાળ્યા, પણ જડ્યા નહિ ત્યારે અંજનપ્રયોગ કર્યો તો અંજનીએ કહ્યું કોઈ શ્યામ અંગવાળો, મોગરી જેવા હાથવાળો, ધનને નીચે નીચે તાણી જતો જાયછે, તમે મિથ્યા ક્લેશ ન કરશો. એ ઉપરથી તે નિરાશ થઇ સાધારણ વાણીઆ સરખા થઈ રહ્યા. આ વાર્તા ઉપરથી સમજવાનું છે કે પુરુષોના પુણ્યોદય એજ વૃધ્ધિનું કારણ છે, કુલ આદિ કારણ નથી.

## ઇતિ આભડપ્રબંધ સમાપ્ત.

---

## અથ વસ્તુપાલપ્રબંધ

શ્રીવસ્તુપાલ અને તેજપાલ એ પ્રસિધ્ધ મંત્રીશ્વર હતા; તેમની કીર્તિકથા કહુંછું. પૂર્વે ગૂર્જરધરિત્રીમંડન એવી મંડલીક મહાનગરીમાં શ્રીવસ્તુપાલ તેજપાલાદિ વસતા હતા. એક વાર, શ્રીમત્પત્તનના રહેનાર પ્રાગ્વાટ ( પોરવાડ ) વંશના ઠક્કુર શ્રી ચંડપના પુત્ર, મન્ત્રી શ્રીસોમકુલના અવતંસ ઠક્કુર શ્રી આસરાજના પુત્ર, કુમારદેવીકુક્ષિસરોવરના રાજહંસ. શ્રીવસ્તુપાલ તેજપાલ શત્રુંજય ગિરનાર આદિ તીર્થની યાત્રા કરવા નીકળ્યા. હડાલા ગામે પહોચ્યા પછી પોતાની પાસેની સીલક તપાસવા લાગ્યા તો ત્રણ લક્ષનો આશરો સમજાયો. સુરાષ્ટ્રમાં ભો છે એમ જાણી તેમણે એક લક્ષ દાટી મૂકવાનો વિચાર કર્યો અને મધ્યરાત્રીએ એક પીપળા તલે ખોદવા માંડયું તો ખોદતે ખોદતે કોઇકનો દાટેલો કનકપૂર્ણ એવો શૈલબકલશ તેમને હાથ આવ્યો તે કલશ લેઇને વસ્તુપાલે તેજપાલની પત્ની અનુપમા દેવીને પૂછયું કે આને કયાં મૂકીશુ? તેને એ પ્રકારે તે માન આપતા હતા. તેણે કહ્યું ગિરિશિખર ઉપર ઉચે મૂકો કે કોઇ લેઈ જાય નહિ. તે સાંભળીને વસ્તુપાલે તે દ્રવ્ય શત્રુંજય ગિરિનાર ઉપર ખર્ચી નાખ્યું. યાત્રા કરીને પાછા વળ્યા ત્યારે બન્ને ધોળકે આવ્યા.

કન્યકુબ્જેશ્વરને મહણદેવી નામે પુત્રી હતી. તેને તેના પિતાએ પ્રસન્ન થઇ ગૂજરાતનું કોઇ સુંદર વસ્ત્ર ચોળી કરાવવા આપ્યું. તેની ચોળી કરાવી તેણે ઘણો સમય વાપરી પછી તે મરી ગઇ, અને ગુર્જરદેશાધિષ્ઠાત્રી મહાવ્યંતરી થઇ. તે ધોળકામાં સુખે પોતાની શય્યાને વિષે સુતેલા રાણા શ્રીવીરધવલ આગળ પ્રત્યક્ષ થઇ બોલી કે રાણા! આ ગૂર્જરધરા વનરાજપ્રભૃતિ સાત ચાપોત્કટ ( ચાવડા ) રાજાઓએ ૧૯૬ વર્ષ સુધી ભોગવી, પછી મૂલરાજ, ચામુંડરાજ, દુર્લભરાજ, ભીમ, કર્ણ, જયસિંહ, કુમારપાલ, અજયપાલ, લઘુભીમ, અર્ણોરાજ, એ ચૈલુકયો એ( સોલંકીઓએ )ભોગવી.

હવે તમે બે પિતાપુત્ર લવણપ્રસાદ અને વીરધવલ તેના ભોક્તા છો. સ્વામીના અભાવે કરીને ગૂર્જરરંગ, કાલબલને લીધે, પાપી મ્લેચ્છ-લોકોથી ગાયની પેઠે, મત્સ્યન્યાયે, પીડામા પડેલીછે, માટે તમે જો વસ્તુપાલ તેજપાલને મંત્રી બનાવો તો રાજ્યનો પ્રતાપ અને ધર્મ વૃધ્ધિ પામે મારૂ નામ મહાગુર્દેવી છે, હું તમારા મહાપુણ્યના બલથી આકર્ષાઇને આવીછુ ને તમને શીખામણ આપુ છુ. એમ કહેતી કહેતીજ વીજળી રૂપે અદૃશ્ય થઇ ગઇ રાણો વીરધવલ શય્યામા બેઠો થયો અને પદ્માસન વાળી વિચારવા લાગ્યો અહો ! શો દેવાનો ઉપદેશ! એ બે જણને મંત્રી કરવાજ જોઇએ કેમકે તડપતા ભુજવાળા નૃપો તો લક્ષ્મીને ઉપાર્જન કરી લાવેછે, પણ તેની નાતિથકી ઉન્નતિ કરવી તે મન્ત્રીનુ કામ છે, રત્નાવલિને સમુદ્ર જન્મ આપેછે પણ તેને સંસ્કાર તો મણિકારજ કરછે એમ વિચાર કરતો પ્રાતકાલે ઉઠ્યો મહાગુર્દેવીએ આનો આજ ઉપદેશ લવણપ્રસાદને પણ રાતમા કરેલો હતો હાતાણ પાણી પરવારી પિતાપુત્ર ભેગા થયા અને રાતનો વૃત્તાત કહેના લાગ્યા, તો ઉભયેને વાર્તા સાભળી બહુ સતોષ અને હર્ષ થયો તેજ ક્ષણે પોતાના કુલગુરુ સરસ્વતીના પુરુષાવતાર શ્રીસોમેશ્વર તે સ્વસ્ત્યયન માટે આવ્યા, તેમને પણ બધો વૃત્તાન્ત કહી બતાવ્યો એટલે તેણે કહ્યુ દેવ ! તમારા પ્રાચીન પુણ્યથી દેવતા તમને સાક્ષાત્ દર્શન દેછે તો તેના કહેવા પ્રમાણે કરો, મન્ત્રિબલ વિના રાજ્યનું કાઇ બલ જાણવુ નહિ જેને દેવીએ આપના આગળ મંત્રી તરીકે બતાવ્યા તે બે અત્રે આવેલાછે, મને મળ્યા હતા, રાજસેવાનીજ તેમને ઈચ્છા છે, તે બહોતર કલાના જાણ છે, ન્યાયનિષ્ઠ છે, ધર્મજ્ઞ છે, આજ્ઞા હોય તો લાવુ. રાણાની આજ્ઞાથી પુરોહિત તેમને લેઈ આવ્યો, અને તેમને નમસ્કાર આસનાદિથકી માન આપાવ્યુ શ્રી લવણપ્રસાદની આજ્ઞાથી વીરધવલે તેમને કહ્યુ આપની આકૃતિજ ગુણસમૃધ્ધિસૂચક છે, નમ્રતા કુલવિશુધ્ધિ જણાવેછે, વાણી શાસ્ત્રસંક્રમને સૂચવનારી છે, ને આપનો પ્રથમ વય કરતા પણ

અધિક છે. કુલની કીર્તિ વધેછે, મનોરથ તરુને ફૂલ આવેછે, યશ અને લક્ષ્મી સહસા વૃદ્ધિ પામેછે, એ બધું આપના જેવા પુરુષો મળે ત્યારે થાયછે.યૌવન છતાં મદનની વિક્રિયા નથી, ધન છતાં વિનયાતિક્રમ નથી, દુર્જન ઉપર પણ અનાર્જવ નથી, એવી આપ જેવી નવીન આકૃતિ કોણે રચીછે. અમને પિતાપુત્રને રાજ્યભાર આવી પડેલોછે તે સંબંધે અમે તમારા જેવા ઉત્તમ પુરુષોને અમારા મંત્રી કરવા ઇચ્છીએ છીએ. ગમે તે ધર્મકર્મ આદિથકી પૃથ્વી ઉપર વિભૂતિ તો સુલભ છે પણ એવાં સુકૃત દુર્લભ છે કે જેનાથકી ઉત્તમ પુરુષરત્ન હાથ લાગે. ત્યારે વસ્તુપાલે કહ્યું દેવ! જે પુણ્યવાન્ અને ગુણવાનમાં આગ્રણી હોય અને જેને સ્વામી પ્રસન્નવદનથી સર્વદા મીઠે શબ્દેજ બોલાવે તેજ ખરો સેવક કહેવાય. પાર્થિવ કરતાં બીજું તીર્થ પૃથ્વી ઉપર મ્હોટું નથી કેમકે તેમના વદનકમલને નિરખતાં વિપત્તિરૂપી પાતક નાશ પામીને મનોરથના ફલરૂપ સંપત્તિ ઉપજે છે. સમપ્રસાદ એવા ભૂપતિની દૃષ્ટિ જ્યાં જ્યાં પડછે ત્યાં ત્યાં શુચિતા, કુલીનતા, દક્ષતા, સુભગતા, સ્વતઃ આવી લાગેછે તથાપિ કાંઇક વિનતિ કરવા આજ્ઞા માગુંછુ, તે હે સ્વામી! તમે હૃદયમાં ધારણ કરો, કેમકે સત્પુરુષોની ન્યાયનિષ્ઠુર એવી વાણી પણ સાંભળવાનો અધિકાર તમારોજ છે. શુભ એવા જે ત્રણ યુગ તે તો ગયા અને હવે તો કલિકાલ આવ્યો છે તેમાં સેવકોને વિષે ભક્તિ રહી નથી ને ભૂપતિને વિષે કૃતજ્ઞતા રહી નથી, ભૂપતિની દૃષ્ટિ તમથી નાશ પામી છે,તેથી લોભાંધને આગળ કરેછે, ને તે તેમને એવે માર્ગે લેઇ જાય છે કે જ્યાં સર્વનો વિનાશ નીપજેછે. સર્વથા લોભરહિત તો કોઇ નથી, લોભથીજ સર્વે રાતદિવસ પ્રભુસેવા કરેછે, તથાપિ બુદ્ધિમાને એવું કામ કરવું જોઇએ કે જેથી સંસારમાં નિંદા ન થાય ને સ્વર્ગમાં બાધ ન આવે. ન્યાયનો આધાર રાખી, ખલજનોનો અનાદર કરી, સહજ અરિનો પરાજય કરી, શ્રીપતિચરિત્રને હૃદયમાં ધરી, ધરિત્રીનો ઉદ્ધાર કરવા આપ ઇચ્છતા હો તો આપની આજ્ઞા માથે ચઢાવુંછુ, નહિ તો આ-

પનું કલ્યાણ થાઓ. વળી અમે મંડલીનગરીથી સેવાને અર્થેજ અત્ર આવેલા છીએ, અમારા ઘરમાં ત્રણલક્ષ દ્રવ્ય છે, હવે અમે સેવામાં રહીએ તે પછી કદાપિ આપને પિશુનવચન ઉપર વિશ્વાસ આવે તો આ અમારા દ્રવ્યસહિત અમને દિવ્ય કરાવીને રજા આપજો એટલું માગી લેઉંછું. આ વાતમાં કાહાલિકને વચ્ચે રાખી તમને ખાતરી કરી આપીએ છીએ એમ રાણાએ કહ્યું અને પ્રધાનમુદ્રા તેજપાલના હાથમાં આપી. સ્તંભતીર્થ અને ધવલક્કા (ખંભાત અને ધોળકાનું આધિપત્ય વસ્તુપાલને સોંપ્યું. આ રીતે પ્રધાન મુદ્રા પ્રાપ્ત કર્યા પછી તેમની કાન્તિમાં જુદાજ પ્રકાશ દીપી નીકળ્યો, કેમકે દેવતાનું સાન્નિધ્ય થયું તથા તેમનો સહજબુદ્ધિઅભ્યુદય પ્રકાશી ઉઠયો. વસ્તુપાલ ઘેર આવ્યો ને જિનરાજની પૂજા કરવા બેઠો. ક્ષણવાર તત્ત્વવિચાર તેણે કર્યો. પુરુષને ઉંચા ગર્વને સ્થાને સ્થાપીને લક્ષ્મી નાશી જાયછે, પણ દૈન્યનો અવલંબ રાખનારને વૃદ્ધિ પમાડે છે, જે અંધ છે તેજ ધનાંધ થાય છે એ વાત સત્ય છે, કેમકે અન્યનો હાથ ઝાલીને તે અન્યમાર્ગેજ જાયછે. ધની ધનના તેજથી અધિક ઝંખવાય છે, જેમ હાથમાં દીવો લઇને જનારને અંધકાર વધારે નડેછે. છત્રછાયાના મિષવડે કરીને વિધાતાએ રાજાઓને ચક્ર ઉપર ચઢાવ્યા છે, અહો! ભ્રમતાં છતાં પણ તે સમજતા નથી ને પોતાને સ્થિર માને છે! કાલ કસાઇની પેઠે નરપશુને લેઇ જઈને વિષયસુખરૂપી તૃણ ખવરાવી મારી નાખેછે. કાયા છે તે તો એક મજુર જેવી છે તેને બહુ ચઢાવવી નહિ, એની પાસે તો મજુરીજ કરાવવી, કેમકે પુષ્ટ કરવાથી તો તે ઉલટી બગડી જાયછે. અકાર્યમાં લઇ જનાર તે તો મહા આપત્તિ આવે ત્યારે નાશી જાયછે, એવી જે દુર્મિત્ર સમાન ઇંદ્રિયો તેના ઉપર મૂર્ખ લોક બંધુબુદ્ધિ કરેછે વિષયરૂપી માંસને તજીને જે દંડ લઈને ઉભા છે તેમને દેખીને સંસારરૂપી શ્વાન ભય પામી પલાયન કરી જાયછે. હૃદયમાં સળગતો દુઃખાગ્નિ કે કામાગ્નિ કે ક્રોધાગ્નિ અવિવેકીનો કદાપિ શાંત પડતો નથી. વિધાતા જ્યારે બહુ

ક્રોધથકી હણવા બેસે ત્યારે ધર્મ છે તેજ માણસને બખ્તર થાયછે, માટે એવો જે ધર્મ તેજ સર્વદા મારૂં શરણ હો. એવો વિચાર કરી વસ્ત્ર બદલી વસ્તુપાલે પરિજનસમેત ભોજન કર્યું. તાંબુલ ખાઇને રાજકુલમાં ગયો. એમ કરતાં સાત દિવસ થયા એટલે એક જૂના અધિકારીનો એકવીશ લક્ષ દ્રમ્મ દંડ કર્યો; તેપૂર્વે ઘણો દુરાચારી હતો.તેથી તેને શિક્ષા સમજાવી. તે દ્રવ્યમાંથી હયપદાતિગજ આદિનું ઉત્તમ સૈન્ય રાખ્યું. પછી ધોળકાની આસ પાસનાં પાંચ સો ગામના ધણી ઘણાં વર્ષથી ખંડણી આપતા ન હતા તે બધી તેમની પાસેથી એ સૈન્યના બલથકી લીધી. કેટલાક જૂના વેપારીને નીચોવ્યા. એમ ઘણું દ્રવ્ય ભેગું કરી સબલ સૈન્ય મેળવી તેજપાલ વીરધવલને સાથે લઈ, દેશે દેશ ફરવા લાગ્યો. એમ કરતાં મહાસમૃદ્ધિ પ્રાપ્ત થઇ, એટલે વીરધવલને તેજપાલે કહ્યું દેવ! સુરાષ્ટ્રમાં ઘણા ધનવાન ઠાકોરો છે તેમનો દંડ લેવો જોઇએ. આ સાંભળી સ્વાદ પડેલો એવો રાજા ચાલ્યો. પ્રથમે ગોહિલ વંશના વર્ધમાનપુરસ્થ રાજાઓને રસ્તામાં દંડયા, અને ત્યાંથી રાજા અને મંત્રી વામનસ્થલી આવ્યા; ત્યાં મુકામ કરી રહ્યા. તે સમયે જે એ રાજાના સહોદર ત્યાં હતા તેમનાં નામ સાંગણ અને ચામુંડ એવાં હતાં. તે મહા ઉદ્દામ વીર્યવાળા રાજપુત્રો વીરધવલના સાળા થતા. સૌજન્યમાર્યાદા સાચવીને પોતાની બહેનને પોતાની વહૂ સાથે મોકલી. તે બહુ પરિજનો સાથે જઇ આવીને ભાઇને કહેવા લાગી હે ભાઇઓ તમારો બનેવી તો અદંભદંડન અભંગભંજન છે, ગૂર્જરદેશથી ગામે ગામને દેશે દેશ કર ઉઘરાવતો અહીં આવ્યો છે, તમારો પણ દંડ લેવાનું કરે છે, માટે જે કાંઇ ધન અશ્વાદિ સારૂ હોય તે આપો. આવું પોતાની બહેનનું બોલવું સંભળીને મહામદોદ્ધત એવા તે બે બોલ્યા કોનું એહેત ખરી કે નહિ, એટલે સમાધાન કરાવા આવી હોઇશ, કે મારા ભાઇ ચઢીને મને વિધવા ન બનાવે; એ વાતની ચિંતા ન ક-

રીશ, તારા પતિને હણી તને એથી વધારે સારૂ બીજું કરી આપીશું; એવો રીવાજ કાંઇ નિષિધ્ધ પણ નથી કેમકે રાજપુત્રકુલમાં તે ચાલેજ છે. ત્યારે બહેને કહ્યું હું પતિવધ થશે તેથી ડરતી નથી, પણ મારા બાપનો વંશ જશે એમ જાણી ને કહું છું તે કહું છું. એવો તમારામાં કોણ છે કે જગદેકવીર×, ઉપરવટાખ્ય હયે ચઢી બાણ ફેંકતો, ભાલો ફેરવતો, ખડ્ગ ખેલવતો, મારાં નેત્રને ટાઢાં કરે. એ તો શત્રુનો સાક્ષાત્ કાલ છે. પારકી શક્તિ ન દીઠી હોય ત્યાં સુધી બધાએ બલ દાખવે. એમ કહેતી કહેતી એ સતી પોતાના પતિ પાસે ચાલી ગઇ ને તેને તેણે બધી વાર્તા વિદિત કરી. તે સાંભળીને વીરધવલની આંખો ક્રોધથી લાલચોલ થઇ ગઈ, ભ્રુકુટી ચઢીગઇ, ભીમસેન જેવી આકૃતિ થઇ રહી. તેણે સંગ્રામ આરંભાવ્યો. પેલા બે વીર પણ સૈન્ય લેઈને આવ્યા. રણ મચ્યો, હજારો યોદ્ધા ઉભયે પક્ષના પડયા, ધૂલથી ગગન છવાઇ ગયું, પારકાં પોતાનાં સમજાય એવું રહ્યું નહિ, ને વીરધવલ પડયો એવી હાક ઉભયે સૈન્યમાં ચાલી. પણ એક ક્ષણર્ધમાંજ વીરધવલ દિવ્ય અશ્વે ચઢી સાંગણ અને ચામુંડરાજના મુકામે જઇ પહોચ્યો ને બોલ્યો અરે સોરઠીઓ ! જો બલ હોય તો હાથમાં તરવાર ઉઠાવો. એમ કહેતાંજ એણે એવું પરાક્રમ દાખવ્યું કે જે જોઇને સ્વર્ગે દેવતા પણ માથાં હલાવવા લાગ્યા. એમ તેણે સાંગણ ચામુંડરાજ બંને હણ્યા. ક્ષેત્રની શુદ્ધિ કરી, સ્વપરસેનાના જે પાલનાર્હ તેમની પરિપાલના કરી અને વીરધવલ વામનસ્થલીમાં પેઠો. પોતાના સાળાની પાસેનું સો પેઢીનું દ્રવ્યમાત્ર કોટીસંખ્યાપ્રમાણ હતું તે લઇ લીધું. ૧૪૦૦ દિવ્યતુરંગમ, ૫૦૦ તેજસ્વી તુરંગમ, તે પણ લીધાં, તેમ બીજાં મણિમુક્તાદિ જે હશે તે પણ લીધાં. જય જય એવો ઉદ્દઘોષ પ્રવર્તાવ્યો; એક માસ સુધી પોતે ત્યાં રહ્યા, પછી વાજામ, નગજેંદ્ર, ચૂડાસમ, વાલાક, આદિ રાજાઓનો દંડ લેતો લેતો બેટ સુધી ફરી આવ્યો. બહુ ધન ભેગું કરી સૌરા-

× આખા જગતમાં એકનો એકજ ખરો વીર.

ડૂનો જય કરીને મંત્રીસમેત વીરધવલ ધોળકામાં પેઠો. ઉપરા ઉપરિ ઉત્સવ થવા લાગ્યા, તે પ્રસંગમાં એક ચારણે દોધકનાં બે ચરણ કહ્યાં:—

જીતઉં છત્રિ જણેહિં સાભલિ સમહિર પાંજિયઇ

એનું એજ તે ચારણ વારંવાર બોલતો હતો, ઉત્તરાર્ધ બોલતો ન હતો. એમ કરીને તે ચાલતો થયો. તે રાત્રીએ તમામ સરદારોના મનમાં એમ આવ્યું કે દોધકના ઉત્તરાર્ધમાં ચારણ અમારૂં નામ નાખે તો ઠીક, તેથી એક એક સર્વેએ તેને ઘેર જઇ લાંચ આપી. ચારણે પણ લાંચ લીધી. એમ ખુબ વાર લીધા પછી એક વાર પ્રાતઃ કાલે બહુ લોકથી ભરપૂર સભા બેઠી છે ત્યાં ચારણ આવ્યો અને રાણાની આગળ ઉત્તરાર્ધ બોલ્યો:—

બિહુ ભુજિ વીરતણેહિં ચહુ પગ ઉપરવટતણે ૧

બધા ક્ષત્રિયોને ચમત્કાર લાગ્યો કે અહો આણે પ્રપંચ કરીને આપણને છેતર્યા અને છેવટે વાત તો હતી તેવી યથાર્થજ કહી; તે ઉપરથી સર્વેએ વળી વધારે તેને આપ્યું.

ભદ્રેશ્વરને તીરે ભીમસિંહ નામે પ્રતીહાર પોતાના બલ ઉપર મત્ત થઇ કોઇની આજ્ઞા માનતો ન હતો તેમ દ્રવ્યસમૃદ્ધિવાળો પણ હતો. વીરધવલે તેને આજ્ઞા કહાવી કે તું અમારો સેવક થા, પરતું તેણે સામી તેને તેજ આજ્ઞા કહાવી કે તું અમારો સેવક થા, જેવું આ-

૧. એનો અર્થઃ પૂર્વાર્ધમાં માત્ર એટલું જ છે કે "છત્ર છત્યા" તેઉપર પેલા સરદારોએ નામ લખાવવા લાંચ આપી, પણ ચારણે ઉતરાર્ધમાં ખરેખરી વાત કહી કે બે ચરણ રાણા વીરધવલના અને ચાર ચરણ ઉપરવટ ઘોડાના એ છત્રાએ જીત મેળવી. ઉપરવટ એવું તો સાંગણ ને ચામુંડના ઘોડાનું નામ હતું છતાં ચારણે વીરધવલના ઘોડાને પણ તેજ નામ આપેલું છે

ચ્યું તેવું લે (અર્થાત્ કહાવ્યું તેવું સાંભળ). વીરધવલે તેની સાથે યુદ્ધ કરવા માટે ગૂર્જર દેશના રાજપુત્રોને ભેગા કર્યા અને બહુ સૈન્ય મેળવ્યું. ભીમસિંહ પણ સેના આદિથકી પ્રબલ હતો, એમ ઉભયે પક્ષ પરસ્પરથી બલમત્ત હતા. એવામાં જાબાલિપુરમાં ચાહુમાનકુલતિલક શ્રીઅશ્વરાજની શાખાના કેઉપુત્ર સમરસિંહનો પુત્ર ઉદયસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને ત્રણ પિત્રાઇ હતા ને તે ત્રણે સગા ભાઈ હતા. તેમનાં નામ સામંતપાલ, અનંગપાલ ને ત્રિલોકસિંહ એવાં હતાં ને તે દાતા તથા શૂરા હતા, પોતાને મળેલા ગ્રાસથી તૃપ્ત ન થતાં તે ત્રણે ધોળકે આવ્યા અને વીરધવલને દરબાર આવી તેમણે કહેવરાવ્યું દેવ! અમે અમુક વંશના ત્રણ ક્ષત્રિયો સેવા માટે આવ્યા છીએ, જો આજ્ઞા હોય તો સલામે આવીએ. રાણાએ ત્રણેને બોલાવ્યા, તો તેજ, આકૃતિ, પરાક્રમાદિથકી તેમને ઉત્તમ પુરુષ તો દીઠા. રાજાએ પૂછ્યું તમારો કેટલો કેટલો ગ્રાસ છે? દેવ! અમારે પ્રત્યેકને લૂણસાપુરીના બે બે લક્ષ દ્રમ્મનો ગ્રાસ છે, એમ તેમણે કહ્યું; ત્યારે રાણાએ કહ્યું એટલા બધા દ્રવ્યથી તો સો યોધા રાખી શકાય, તમે એવડી શી ધાડ મારવાના હતા? માટે એટલું તો ન અપાય. એમ કહી બીડાં આપી રજા આપી. તે સમયે વસ્તુપાલ તેજપાલ મંત્રીએ વિનતિ કરી સ્વામિન્! આમને જવા ન દેશો, પુરુષનો સંગ્રહ કરવો, ધનની દરકાર ન કરવી; વાજી, વારણ, લોઢું, કાષ્ઠ, પાષાણ વસ્ત્ર, નારી, પુરુષ, જલ, એટલાનું મૂલ્ય ન જાણવું; એમ વિનતિ કર્યા છતાં રાણાએ લક્ષ આપ્યું નહિ એટલે તે ત્રણે ચાલ્યા ગયા, અને જઇને સામા પક્ષના પ્રતીહાર ભીમસિંહને મળ્યા. તેને તેમણે વીરધવલની કૃપણતાની વાત કહી. ભીમસિંહ પ્રસન્ન થયો, અને માગ્યા કરતાં બેવડો ગ્રાસ તેણે કાઢી આપ્યો. તેમણે

ભીમસિંહને કહ્યું દેવા શીઘ્ર હવે વીરધવલને કહેવરાવો કે ક્ષત્રિય હોય તો યુદ્ધ માટે સત્વર આવે નહિ તો શરણ થાય. ભીમસિંહે ભાટ મોકલ્યો. તેણે વીરધવલને સંદેશો કહ્યો. તે ઉપરથી વીરધવલ સૈન્યસહિત ચાલ્યો, ને ભાટને આગળ મોકલ્યો અને એમ કહેવરાવ્યું કે પંચગ્રામ ગ્રામ આગળ આપણું યુદ્ધ થશે, ત્યાં હું ક્ષેત્ર કરાવું છું માટે ત્યાં આવો. ભીમસિંહ પણ સેનાસમેત ત્યાં આવ્યો. ઉભયે સૈન્યનો સંઘટ્ટ થયો; સિંહનાદ છૂટવા લાગ્યા, પાત્ર નાચવા લાગ્યાં ધન અપાવા માંડયાં, ત્રણ દિવસ પછી યુદ્ધ મચ્યું. યોધ્ધા ઉત્કંઠિત થઇ રહ્યા. જેના હાથ ખજવાઇ રહ્યા છે એવા પરાક્રમી પુરુષો સામ સામે આવી રહેલા હોય તે યુદ્ધ મહા ઉત્કટ થાય. સંગ્રામને આગલે દિવસે વસ્તુપાલ તેજપાલ મંત્રીએ રાણાને કહ્યું દેવા સુભટ તમે રાખ્યા નહિ, તે સામા બળમાં જઇ મળ્યા છે, ને તેમના બલથી ભીમસિંહ નિર્ભય થઇ ગર્જના કરેછે, એ વાત ચરોએ યથાર્થ જાણી લાવીને અમને કહીછે. રાણાએ કહ્યું જેમ હોય તેમ ભલે રહ્યુ એમાં ભય શું છે? યુદ્ધમાં રાજાને પરિભવ એવું નામજ કયાં છે? જય પામવો કે મરણ પામવું બેમાંની એક વાત છે. મુખ્ય મંત્રીએ કહ્યું દેવ ! હાથમાં ધનુષ લેઇને આપ ચઢશો ત્યાં લાખ કરતાં પણ વધારે શત્રુ હોય તો એ શું ! કોલ કેલિ કરો, હાથી પોત પોતાની કાંતાઓ સાથે ક્રીડા અનુભવો, સરોવરોમાં વનમહિષ સુખે ગર્જના કરો, હરિણુ નિર્ભય થઇને કૂદકારા ભર્યાં કરો,—પણ તે બધું ત્યાં સુધી કે જ્યાં સુધી મહાવનને વિષે સંચરવાના વ્યસનવાળો મહાસિંહ આવ્યો નથી. સિંહને જોતાં તો વન્યપ્રાણીમાત્ર સ્તબ્ધ જાણવાં. વળી દેવ ! આપણા સૈન્યમાં સોડીય १ વંશનો સેહુલ, ચૌલુક્ય સોમવર્મા, ગુલગુલ્ય ક્ષેત્રવર્મા, એવા ઘણા વીરપુરષો

१ રોડીય ક્રોડીય—એવો પણ પાઠાંતર છે.

છે. આપની તો તેમાં ઉપમા પણ નથી, આપ કલિયુગમાં સાક્ષાત્ અર્જુન છો. એમ વાર્તા ચાલે છે તેવામાં દ્વારપાલે આવીને વિનતિ કરીકે કોઇ પુરુષ બારણે આવ્યો.છે, તેના સંબંધમાં શી આજ્ઞા છે ? ભમરના ઇશારાથી રાણાએ સૂચના કરી એટલે તે અંદર આવ્યો. તેણે આવીને કહ્યું દેવ ! સામંતપાલ, અનંગપાલ, ત્રિલોકસિંહને તમે ન રાખ્યા તથી જે ભીમસિંહનો આશ્રય કરી રહ્યા છે તેમણે કહાવ્યું છે કે ત્રણ લક્ષ વાવરીને જે સુભટો તમે રાખ્યા હોય તેમનાથી આપ આપના શરીરનું સારી રીતે રક્ષણ કરાવજો, પ્રાતઃકાલે રણમાં પ્રથમે તમારા ઉપરજ અમે આવીશું. આવું સાંભળી બહુ હર્ષ પામી રાણાએ તે પુરુષનો સત્કાર કરી તેને રજા આપી અને કાહાવ્યું કે અમે તૈયાર જ છીએ તમે પણ પ્રાતઃકાલે સાચવજો, બધાનું ભુજબલ સવારે જણાશે. એ સંદેશો લેઈ તે પુરુષ ગયો. પ્રાતઃકાલ થતાં ઉભય સૈન્ય સામસામે મળ્યાં, રણતૂર વાગવા માંડયાં, સુભટોનાં અંગ બખ્તરમાં સમાવા ન માંડયાં, ને દાન અપાવા માંડયાં. પેલા ત્રણ જણે આખા વર્ષનો પોતાનો ત્રણ લક્ષ પગાર ભીમસિંહ પાસેથી આગળથી લેઇને દાન કરી નાખ્યો, ને ઘોડે ચઢયા. સૈન્યનું યુધ્ધ આરંભાયું, પ્રહાર પડવા લાગ્યા, શસ્ત્રથી અંધકાર મચી રહ્યો. કૃતાંતાગ્નિ જેવા શર વરસવા લાગ્યા. એક પહોર દિવસ ચઢયો હતો, વીરધવલ સાવધાન થઇ રહ્યો હતો, તેના રક્ષક મંત્રી આદિ પણ તૈયાર થઇ રહ્યા હતા, એવામાં પેલા ત્રણ મારવાડી વીરો આવી પહોચ્યા. તેમણે પોતે વીરધવલને કહ્યું અત્ર આપ છો, આ અમે છીએ, હવે સાવધાન થઇ રક્ષણ કરો, આપના યોધાને પણ આજ્ઞા કરો. વીરધવલે કહ્યું બહુ અભિમાન કરવામાં શો લાભ છે ?બાહુમાં બલ હોય તો બતાવો. એમ સામાસામી બોલવું થાય છે તેવામાં યુદ્ધ ચાલ્યું. આસપાસના રક્ષકો ઘણો યત્ન કરતા હતા તે છતાં ત્રણના ત્રણ ભાલા વીરધવલના કપાલમાં વાગ્યા. ત્રણે બોલ્યા કે તમને આ પ્રકારે અમે હણી શકીએ, પણ તે દિવસે તમારૂં એક બીડું ખાધું છે એટલે નિરૂપાય

છીએ; એમ કહી વીરધવલના રક્ષકોનો ઘાણ તેમણે કાઢી નાખ્યો. એ ત્રણ જાણ પણ ઘાયકી અંગે છવાઇ ગયા હતા. વીરધવલને તેમણે ઉપરવટ ઘોડા ઉપરથી પાડયો, ને તે ત્રણ જણા ઉપરવટને પોતાને ઉતારે લેઇ ગયા, ને ત્યાં છાની રીતે બાંધ્યો, યુદ્ધમાં ઉડતી રજથી અંધકાર થઇ ગયો હતો તેવામાં રાણા વીરધવલને પાડેલો ત્યાંથી સુભટોએ ઉપાડી લીધો. એમ કરતાં સંધ્યાકાલ થયો, યુદ્ધ નિવૃત્ત થયું. રાત્રીએ ભીમસિંહના યોધા એમ વાતો કરવા લાગ્યા કે મેં વીરધવલને પાડયો, ને મેં પાડયો. તે સમયે પેલા મારવાડીઓએ કહ્યું કે તમે પાડયો એનું અભિજ્ઞાન શું? ત્યારે તેમણે પૂછયું કે શું તમે પાડયો છે? ત્રણે જણે કહ્યું હા અમે પાડયો છે, કેમકે આ ઉપરવટ તેની સાખ પૂરી શકશે, એમ કહી ઉતારેથી ઉપરવટને આણીને બતાવ્યો. ભીમસિંહ બહુ પ્રસન્ન થયો ને બોલ્યો કે ખરા રાજકુમારને આપેલું ધન શતગણું ફૂલી ઉઠે છે; તે વાતનું આજ પ્રમાણ છે કે રિપુનો હય હરવો એ જે ક્ષત્રિયનો મહાશૃંગાર તે આમણે માપ્ત કર્યો છે. એમ વાતો કરવામાં સુભટોને રાત્રી વીતી પ્રાતઃકાલે કૃપાલના ઘાથી નિર્બલ થયેલો પણ વીરધવલ સાજો સમો થઇ અક્ષ ઝીલવા બેઠો હતો. ભીમસેનના હેરૂએ તે વાત જઇને તેને કહી કે વીરધવલતો કુશલ છે ને ગાજી રહ્યો છે, જેમ મરજી હોય તેમ કરો. એ અવસરે ભીમસિંહને તેના મંત્રીએ કહ્યું દેવ! એ તો દૃઢ જડ ઘાલીને પડેલો દેશધણી છે, એની સાથે વિરોધ સારો નહિ, માટે સંધિ કરવામાં સારૂ છે. એ વાત ભીમસિંહને ગળે ઉતરી, છતાં સંગ્રામના તૈયારી તો ચાલવા દીધી. જેવાં ઉભયે સૈન્ય બાઝવાની તૈયારીમાં હતાં તેવામા ભાટદ્વારા સમાધાન થઇ ગયું. ઉપરવટ અશ્વ રાણાને પાછો આપ્યો, ભદ્રેશ્વર વિના બીજું કાંઇ ભીમસિંહે ન લેવું એમ નેમાનુ કબુલ કર્યું, ને બિરુદ ન ઉચરાવવાં એમ પાણું રતાકર્યું એમ કરીને વીરધવલ દાન આપતો પોળકે આવ્યો. ધામે ધામે ભીમસિંહને મૂળમાંથી ઉખાડી નાખી રાણાએ

આખી પૃથ્વી પોતાને સ્વાધીન કરી. ધોળકાના રાણાને અનેક પર-રાજાઓએ ખંડણી આપી, તેનાથકી રાણાએ મહોટું સૈન્ય રાખ્યું. રાજવંશના રાજપુત્રોનાં ૧૪૦૦ કુલ ભેગાં કર્યાં ને તેમને સર્વને સમાન ભોજન વસન વાહનાદિ આપ્યાં. તે સર્વે શ્રીતેજપાલની છાયાની પેઠે તેના જીવે જીવ ને મરણે મરણ કરીને રહ્યા હતા. તેમના બલથી, સૈન્યના બલથી, ને પોતાના ભુજબલથી શું ન જીતી શકાય ?

આ તરફ મહીતટ નામના દેશમાં ગોધ્રા[1] નામે નગર હતું. ત્યાં સંગ્રામમાં મુએલા રાજપુત્રોનાં ૧૦૧ સ્વયંભૂ લિંગ પેદા થયાં હતાં. ત્યાં ઘુઘુલ નામે મંડલીક રાજા હતો. તે ગૂર્જરમાં આવતી વણજારોને લૂટતો ને રાણા વીરધવલની આજ્ઞા માનતો નહિ. તેની તરફ મંત્રી શ્રીવસ્તુપાલ તેજપાલે ભાટ મોકલ્યો ને કહાવ્યું કે અમારા સ્વામીની આણ માન નહિ તો સાંગણ ચામુંડના જેવી દશા થશે. એ સાંભળીને ક્રોધ કરી ઘુઘુલે પેલા ભાટ સાથે પોતાનો ભાટ મોકલ્યો. તે ભાટે આવીને વીરધવલ આગળ કાજળની દાબડી અને સાડી બે મૂકયાં ને કહ્યું કે મારા અંતઃપુરમાં બધા રાજલોકજ ભરેલા છે એમ મારા સ્વામીએ કહાવ્યું છે. રાણાએ ભાટનો સત્કાર કરી રજા

---

૧ ગોધ્રા એ શુદ્ધ શબ્દ હશે એમ લાગતુ નથી ગો+ધરા શબ્દ મૂલ હોય એમ ભાસેછે ધરા એટલે ભૂમિ, ચરો, દેશ એમ અર્થ થાય ગોધરા એટલે ગાયોનો પાદર અદ્યાપિ પણ એ ભાગ "માલ 'ને નામે, ગૌચરરૂપે, પ્રસિધ્ધ છે પંચમહાલમાં એજ પ્રકારનાં નામ છે, એમ સાબીતી એ ઉપરથી થાયછે કે દાહોદ એ નામ પણ દધિ+પદ્રનો અપભ્રંશ છે. "દહીનો પાદર" તે દધિપદ્ર જેનું "દહિવદ્દ" એવું અપભ્રંશ રૂપ થાય સાધારણ લોક 'દેવદ" નામથી દાહોદને કહેછે તે ખરૂ છે;' દાહોદ" એટલે બે હદનો સયોગ હોવાથી દોહદ ને દાહોદ નામ થયાંછે એ વાત કેવલ ભ્રમ છે; કેમકે.બે હદો ત્યાં આગળ આવી તે પૂર્વે પણ દેવદ ગામ ન હતું એવી સાબીતી નથી.

આપી. તે ગયો ને ગોધ્રા પહોચ્યો. રાણાએ સભા વચ્ચે કહ્યું કે ઘુઘુલ સામે ચઢવા માટે કોણ બીડું ઝડપે છે? કોઇએ ઝડપ્યું નહિ ત્યારે તેજપાલે તે ઉઠાવ્યું. મોટું સૈન્ય લેઇને ચાલ્યો; જ્યાં તે દેશ આવવાનો થયો કે થોડે દૂર રહી થોડાક સૈન્યને આગળ મોકલ્યું, ને પોતે ગુપ્ત રહ્યો. પેલા થોડા સૈન્યે આગળ જઇ ગોધ્રાનાં ગાયોનાં ટોળાં વાળવા માંડ્યાં, ને ગોવાળીયાને મારવા માંડયા. તેમણે ગોધ્રામાં જઇને રાવ કરી કે ગાયો લેઇ જાય છે માટે ક્ષત્રિયધર્મે વિચારી ધાઓ. આવું સાંભળી ઘુઘુલે વિચાર કર્યો કે આ તો કાંઇક નવું જણાય છે, અમારા પાદરમાં આવીને ગાયો કોણ હરનારો છે! વૃત્તિનો ઉચ્છેદ થતો હોય, બ્રાહ્મણનો ઘાત થતો હોય, સ્વામી અંદીવાન થતો હોય, ગાયો પકડાઈ હોય, શરણ લેવા કોઇ આવ્યું હોય, દારાનું હરણ થતું હોય, મિત્રને આપત્તિ હોય, એવા સમયમાં પોતાની જાતમાત્રનુંજ રક્ષણ કરી જે પુરુષ શસ્ત્ર ઉઠાવવાનો નથી તેને સૂર્ય પણ જોવા ઇચ્છતા નથી, ને જોવા માટે અન્ય સૂર્યની શોધ કરે છે. એમ બોલતો સેનાસમેત અશ્વારૂઢ થયો અને ગાયો વાળનારની પાછળ લાગ્યો. ગાયો હરનારા પણ ઘુઘુલને દેખી દે, શર ફેંકે ને નાસતા જાય, પણ સ્થિર થઇને યુદ્ધ કરે નહિ. એમ ઓરા કરતાં કરતાં તે લોકો ઘુઘુલને મંત્રીના મહાસૈન્યમાં તાણી લાવ્યા. ત્યારે ઘુઘુલે જાણ્યું કે આતો આ મંત્રીનો બધો મતારણામકાર છે; ભલે, હો! હું પણ ઘુઘુલ છું; ચાલો સુભટો યુદ્ધ માટે તૈયાર થાઓ; એમ કહી પોતે સવિશેષ સાવધાન થયો. ઘુઘુલે મહાર ચલાવવા માંડયા, મંત્રિસેના પણ યુદ્ધમાં મંડી, ને બહુ વખત સુધી રણ મચ્યો. ઘુઘુલે મંત્રીની સેના વીખેરી નાખી, ને ચારે પાસા નસાડી મૂકી. ત્યારે થોડા પર બેઠે બેઠે તેજપાલે તટસ્થ એવા સાત કુલીન રાજપુત્રોને કહ્યું: અરિ બલવાન્ છે, આપણું કટક ભાંગી ગયું, આ: પણે પણ નાશીશું તો આપણી શી ગતિ થશે! એમાં શો યશ, જીવવામાં પણ પછી શો સાર? માટે ચાલો હવે તો

યથોચિત કરવું ઘટે. આ વાત પેલા સાતેને ગળે ઉતરી. આઠે ઘોડા છૂટયા, ને આઠે યોધ બાણનો પ્રહાર કરવા લાગ્યા. એકલા પોતાના અગ્રાણીને લડતા જોઇ બીજા નાશી ગયા હતા તે પણ પાછા આવ્યા, તે સમયે તેજપાલને પોતાની રક્ષકદેવી અને કપર્દીયક્ષ તેનું દર્શન થયું. એ ઉપરથી તેણે જયનો નિશ્ચય જાણી ધસારો કર્યો ને ઠેઠ ધુધુલ પાસે લગો લગો થઇ ગયો. મંત્રી બોલ્યો કે મંડલીક ! અમારા સ્વામીને જે બાહુથી કાજળની દાબડી મોકલી તે બાહુનું બલ તો બતાવો. ધુધુલે પણ પ્રહાર કરતાંજ કહ્યું જુઓ આ તે ભુજબલ એમ અનિદારુણ દ્વંદ્વયુધ્ધ થયું. એમાં મંત્રીએ સહસાજ કાંઈક ભુજબલથી ને કાંઇક દેવતાના પ્રસાદથી ધુધુલને ઘોડેથી પાડી નાખ્યો, જીવતો ને જીવતો બાંધીને લાકડાના પાંજરામાં પૂરી દીધો, ને પોતાના સૈન્યમાં આણ્યો. પછી પોતે સેનાસમેત ગોધ્રાનગરમાં પેઠા. ધુધુલની ગાદી પોતાના એક સેવકને આપી, અને અરાઢકોટિ હેમ, સહસ્ર અશ્વ, શુધ્ધ મુક્તાફલનાં ચાર મુંડક, દિવ્ય આભૂષણ વસ્ત્રાદિ, લેઇ મંત્રી ધોળકે આવ્યો. શ્રી વીરધવલને ધુધુલ બતાવ્યો પેલી કાજળની દાબડી ધુધુલને ગળે બંધાવી અને પેલી સાડી પણ એને પહેરાવરાવી. તે સમયે ધુધુલ દાંતે જીભ કરડીને મરી ગયો. ધોળકામાં તો વિજયની વધાઇઓ છૂટી રહી હતી, ને મહોટી સભા ભરી તેમાં તેજપાલને બહુ કૃપા દર્શાવવામાં આવતી હતી, ને બહુ બહુ પારિતોષિક અપાતાં હતાં. એ સમયે રાણાએ કવીશ્વર સોમેશ્વર ઉપર નજર કરી. સોમેશ્વર બોલ્યો. માર્ગ કાદવથી દુસ્તર છે, પાણી ભરાઇ ગયું છે, ખાડા ઘણા છે, ગાડીના બળદ થાકી ગયા છે, ભાર વિષમ છે, કીનારો દૂર છે, એવે ગહન સમયે હું તર્જની ઉંચી કરી મહોટે શબ્દે કહું છું કે એક વીરધવલ વિન બધું પાર ઉતારનાર બીજો કોણ છે ? સભા વિસર્જન થઇ. વસ્તુપાલ તેજપાલભેગા થયા, વાતો કરતા બેઠા; ઉભયે પ્રસન્ન થઇ વિચારવા લાગ્યા કે ધર્મ છે તેજ ધન છે, પુણ્યથી પ્રાપ્ત કરેલું છે

માટે તેનો સદ્વ્યય કરવો. એમ કહી તેમજ કરવાનો નિર્ણય કર્યો. તેવામાં કોઇ કવિએ કહ્યું કદાપિ માર્ગે એકલા ન જવું એવું સ્મૃતિવચન તેનું સ્મરણ કરીનેજ ચાલતા હોય તેમ એ બે ભાઇ સંસાર મોહ ઇત્યાદિ ચોરથી આકુલ એવા ધર્મમાર્ગે સંગાત કરીને ચાલેછે.

શ્રીવસ્તુપાલ એક વાર શુભ મુહૂર્તે સ્તંભતીર્થ ગયો. ત્યાં ચારે વર્ણ મળ્યા, દાનમાનાદિથી સર્વને સંતોષ્યા. ત્યાં એક સદીક નામે વહાણવટી હતો તેને સમુદ્રને બંદરે બંદરે મહાસમૃદ્ધિ મળેલી હતી એટલે તે મહોટો થઇ પડેલો હતો, અને કોઇ અધિકારી વગેરેને નમવા જતો નહિ. ઉલટા અધિકારી તેને મળવા જાય એવો વહીવટ તેણે પાડયો હતો. એમ ઘણો કાલ વીતી ગયો. મંત્રીએ ભાટદ્વારા તેને કહેવરાવ્યું કે મળવા માટે કેમ આવ્યા નથી ? તેણે ઉત્તર કહાવ્યું કે એવી રીતિ નથી, પૂર્વે પણ એમ હું ગયો નથી, તમારાથી જો ન્યૂન હોઉં તો મળવા આવું, હું તો સ્થાનપતિ છું મારે જરૂર નહિ. આવું સાંભળીને મંત્રીને રોષ લાગ્યો ને પોતે કહેવરાવ્યું કે પુરુષ થઇને રહો નહિ તો આવા દુર્વિનયનું શાસન કરવું પડશે. તે ઉપરથી તેણે વહુઆ નામના બંદરનો રજપૂત રાજા જે પચાસ વાંસ મધ્યે રહેલા ખેરના મુશલને તરવારના એક ઘાથી છેદી નાખે તેવા સામર્થ્યવાળો હતો, ને જે મહાસૈન્યવાળો હોવાથી સાહણસમુદ્ર કહેવાતો હતો, ને જેનું નામ શંખ હતું તેને બોલાવ્યો. તેણે મંત્રીને કહાવ્યું કે મંત્રિન્! મારા એક વહાણવટીને તું સહન કરી શકતો નથી ! એ તો મારો મિત્ર છે. એ સાંભળી મંત્રીને વધારે ક્રોધ ચઢયો, તેથી પોતે કહાવ્યું કે સ્મશાનના ભૂતથી પણ હું ડરતો નથી, માટે સુખે તૈયાર થઈ યુદ્ધ માટે આવજો. એ ઉપરથી પેલો રાજા તૈયાર થયો, મંત્રી વસ્તુપાલે પણ ધોળકેથી મોટું સૈન્ય મંગાવ્યું. યુધ્ધ ચાલ્યું તેમાં શંખે

મંત્રીનું સૈન્ય દળી નાખ્યું; ચારે પાસા સેના નાસવા લાગી. તે વખતે પોતાનો એક રજપૂત માહેચક નામે હતો તેને વસ્તુપાલે કહ્યું, આ તો આપણને મૂલથી ઉખાડી નાખે તેવો ખેલ છે, તમે સાથે છો, તો એવું કાંઇ કરો કે જેથી વીરધવલની પ્રતિષ્ઠા ન જાય. તે ઉપરથી તે રાજપુત્ર ( રજપૂત ) પોતાના બીજા કેટલાક રાજપુત્રો ( રજપૂતો ) ને લઇ તેની સામે ગયો અને બોલ્યો, શંખ ! આ તારૂ વડૂઆ ગામડુ ન હોય આ તો ક્ષત્રિયોનો રણરંગ છે. શંખે કહ્યુ મારી વાત કહો છો; તમારા ધણીના પાદર પણ આ ન હોય, આ તો શત્રુનો દેશ છે, ને સુભટનું ક્રીડાક્ષેત્ર છે એમ વાદ કરતા દ્વંદ્વયુદ્ધ થયુ તેમા માહેચકે મત્રીની સમક્ષ મંત્રીના પ્રમાદથી શંખને પાડયો સેનામા જય જયકાર થઇ રહ્યો કોઇ કહે વસ્તુપાલે શંખને હણ્યો, કોઇ કહે ભુણપાલે હણ્યો. મંત્રીએ તેનુ રાજ્ય લેઇ લીધુ. વેલાકુલની બધી સમૃદ્ધિ લઇ લાધો. પછી તોરણ પતાકા ફરફરાવતે પોતે સ્તંભતીર્થમા પેઠો, ને સદ્દીકના ઘરમા ગયો તેના ૧૪૦૦ સુભટોને હણી તેને જીવતો પકડી લાવો, અને તરવારથી હણ્યો. પછી તેનું ઘર ખોદાવી નાખ્યું, તો સોનાની ઇટો અને મણિમુક્તાફલ પાર વિનાનાં મળી આવ્યા મત્રી પોતાને ગામ આવ્યો, સ્વામી બહુ પ્રસન્ન થયો, તેમ સોમકાદિપણ બહુ સતોષ પામ્યા પછી ભાટ વિપ્ર ઇત્યાદિ સ્તુતિ કરવા લાગ્યા હે શ્રીવસ્તુપાલ ! પ્રતિપક્ષના કાલ ! તું ખરેખરો પુરુષોત્તમ થયો, કેમકે સમુદ્રને તરિ મત્સ્યરૂપ ધર્યા વિનાજ તેં શંખને હણ્યો લીલાથકી નદીમાત્રનો કોળીઓ કરી જવો, આકાશને અથડાય તેવા ઉર્મિ ઉછાળવા, ગર્જનાઓ કરવી, પાર પણ ન જડે તેવી મામા રાખવી, નાચતા કૂદતા મકરકમઠાદિના બધુ થવું, એ બધુ સમુદ્રને ત્યાં સુધી કે જ્યાં સુધી લોપામુદ્રાના સહચરનો હાથ અડયો નથી. પછી અક્ષવાટી અને નૈવિત્તક (વાહાણવટી) વાટીને જુદી કરી; મહારાષ્ટ્ર પર્યંત દેશ વશ કર્યો.

સમુદ્રતટે આવેલા નૃપો ઉપદ્રવ કરતા હતા તેમને મંત્રી કૃપા કરી સહાય થયો ને જયવાન્ કર્યા તે ઉપરથી તેમણે બહુ બહુ ભેટો મોકલવા માંડી. અંબિકા અને કપર્દી રાત્રીએ દાટેલા ભંડાર બતાવતાં એટલે મંત્રી તેમને ખોદી લેતો. દેશમાં દુર્ભિક્ષનું તો નામ પણ મળે નહિ. પલ્લીનાં વનોમાં દુર્ગો અને નાગોદર બાંધ્યાં પણ કોઇ લેતું નહિ. ગામે ગામે સત્ર કરાવ્યા, સત્રે સત્રે મિષ્ટાન્ન રખાવ્યાં, તાંબુલ વૈદ્ય આદિ યોજના પણ રખાવી. ધ્યાનમાત્રનો અદ્વેષ પ્રવર્ત્યો, વર્ણદ્વેષ રહ્યો નહિ. પ્રતિવર્ષ સ્વદેશમાંના નગરમાં ત્રણ ત્રણ શ્વેતાંબરથકી પ્રતિલાભના થતી. બીજાં દર્શનો વાળા પોતપોતાના આચારથી કરતા. વસ્તુપાલને બે પત્ની હતી લલિતા દેવી અને સોહ્ર. તે કલ્પવલ્લી અને કામધેનુ જેવી હતી. લલિતાદેવીને પુત્ર થયો તેનું નામ મંત્રી જયતસિંહ. સૂહવ દેવીનો પતિ સાક્ષાત ચિંતામણિ જેવો હતો. તેજપાલની પત્નીનું નામ અનુપમા હતું તે ખરેખરી અનુપમાજ હતી કવિએ કહ્યું કે લક્ષ્મી ચપલા છે, પાર્વતી ચંડી છે, શચિને સાપત્ન્યનું સાલ છે, ગંગા અન્યગામિની છે, સરસ્વતીને વાગ્સાર વળગ્યો છે, માટે અનુપમા અનુપમાજ છે. શ્રીશત્રુંજયાદિને વિષે નંદીશ્વરેંદ્રમંડપ આદિ કાર્ય આરંભાવ્યાં; ત્યાં ત્યાં સર્વત્ર જલપથે તથા સ્થલપથે આરાસણાદિ પાષાણદલ પ્રાપ્ત થાય તેમ કર્યું. તપ અને ઉદ્યાપનોનો પ્રકાશ થઈ રહ્યો.

એક વાર ઉભયે ભાઇ જે બન્ને મંત્રીન્દ્ર હતા તે મહાસદ્ધિપ્રથકી સંઘ લઇને સ્તંભતીર્થમાં પાર્શ્વનાથને નમવા આવ્યા. પ્રથમ દિવસે સંઘસમેત તથા શ્રાવકોસમેત પાર્શ્વનાથ આગળ ઉભા, ગીતરાસાદિ પ્રવર્ત્યા, સંઘના આગ્રહથી ત્યાંના અધ્યક્ષ મલ્લવાદીસૂરિને બોલાવ્યા. તે દેવઘરમાં પેઠા ત્યાં સુધી એમ બોલતા બોલતા ગયા કે " આ અસાર સંસારમાં કુરંગ-

હજારો લાખો આપી દીધા. એમ ગાયક ભાટ આદિને પણ આપ્યા. એ રીતે સવાર સુધી ત્યાં રહ્યો, તેવામાં પ્રાતઃકાલે મલ્લવાદીએ ચૈત્યનાં બન્ને દ્વાર આગળ પોતાના સેવક ઉભા રાખ્યા. એક દ્વાર મઠની તરફ હતું એક દ્વાર બીજી દિશાએ હતું. સેવકને આજ્ઞા કરી હતી કે મંત્રી ચૈત્યમાંથી નીકળે ત્યારે અમુક વિનતિ કરજો. ક્ષણવારમાં વસ્તુપાલ નીકળ્યો એટલે સેવકોએ કહ્યું સૂરિ સન્મુખ બેઠા છે. મંત્રીએ ભ્રૂમાત્રથકીજ જરા પ્રણામ કર્યો. આચાર્યે કહ્યું દૂરથકી કરણરસાયન, ને પાસે આવતા તૃષ્ણા પણ ન શમાવે; વિજય થાઓ, તીર્થ પૂજો. મંત્રી કૌતુકથકી ત્યાં ને ત્યાં ઉભો, એમ જાણવાને કે આ પ્રસ્તાવનાનું શું ફલ છે. છેવટ બોલ્યો કે હું આપના કહેવાનું પરમતાત્પર્ય સમજી શકતો નથી, આપ શું કહો છો? આચાર્યે કહ્યું જાઓ, ચાલ્યા જાઓ, આપને બહુ કાર્ય હશે. મંત્રીએ આગ્રહથી પૂછ્યું ત્યારે સૂરિએ કહ્યું સચિવેંદ્ર! સાંભળો; મરુદેશમાં કેટલા એક લોકો જનાવર જેવા બહુ જાડા અને ઘણા વાળવાળા થાયછે. બેગા થઇને બેસેછે, ને ઓઠ વગાડેછે. ત્યાં એક વાર સમુદ્રતટે વસનાર કોઇ પાંથ આવ્યો. નવીન જાણીને તેને ગામડીઆઓએ બોલાવ્યો અને પૂછ્યું કે તમે કોણ છો? ક્યાંથી આવો છો? પેલાએ કહ્યું હું સમુદ્રતટે રહું છું, પ્રવાસી છું, અત્ર આવી લાગ્યો છું. તેમણે પૂછ્યું સમુદ્ર કોણે ખોદાવ્યો છે? પેલાએ કહ્યું સ્વયંભૂ છે. ત્યારે ગામડીઆઓએ પૂછ્યું કેવડો હશે? પ્રવાસીએ કહ્યું અપાર છે. ત્યારે વળી તેમણે પૂછ્યું કે એમાં શું છે? પ્રવાસીએ કહ્યું "પથરા મણિ છે, હરિ જલચર છે, લક્ષ્મી જલમાણસ છે, મુક્તાના ઢગલા રેતી છે, પ્રવાલના સેવાલ છે, સુધા જલ છે, તીર કલ્પતરુથી ભરપૂર છે, પછી શું બીજું જોઇએ? એનું નામ પણ રત્નાકર છે." આવાં વચન કહી, સમજાવી, ને પોતે તો આગળ ચાલતો થયો. એ ગામડી-

---

કારે વલિસ્વભાવ એટલે શરીરે વળીયાં પડી જાય, ખાલ ચડી જાય તે, શિર પ્રકંપ, દાનશક્તિ ખરી! એમ બંનાવવા કરેલા, અને જરામાં તો અંગવિકારથી થયેલો.

આમાંના એક કૌતુકયકી પૂછતો પૂછતો સમુદ્રતટે આવ્યો. ગગનને અથડાય એવાં મોજાં ઉછળી રહ્યાં છે તે જોઇને તે પ્રસન્ન થયો. તેણે વિચાર્યું કે હવે સમૃધ્ધિ તો બધીએ મળશે પણ હાલ તૃષા લાગી છે તો પાણી તો પીઉં. એમ કરીને પાણી પીવા લાગ્યો તો કોઠો બળી ગયો. એટલે બોલ્યોઃ—

વરિ વિયરા જિહિં જણુ પિયઇ ઘુટ્ટુ ઘુટ્ટુ ચુલુએહિં
સાયરિ અચ્છિ બહુતુ જપલુ પિ ખ્ખાર કિં તેણ-

એમ કહેતો ત્યાંથી નાઠો તે પોતાને દેશ આવ્યો. અમારે પણ મંત્રી-શ્વર એજ પ્રકારે થયું છે. મંત્રીએ પૂછયું એમ કેમ ? સૂરિએ કહ્યું મહામાત્ય ! અમે શ્રીપાર્શ્વનાથના સેવક છીએ, ત્રૈવિધવિદ્ છીએ, સર્વઋધ્ધિપૂર્ણ છીએ. એમ સાંભળીએ છીએ કે ધોળ-કામાં શ્રીવસ્તુપાલમંત્રી સરસ્વતીકંઠાભરણ, સરસ્વતીએ પોતાનો પુત્ર કરી લીધેલો, વિદ્‌જ્જનરૂપી ભ્રમરોનો આમ્રવૃક્ષ, સારાસાર જાણનારો, એવો છે. એ સાંભળીને ત્યાં જવાની ઉત્કંઠા થઇ હતી, પણ ઇશ્વર હોવાથી ગયા નહિ, ને એમ માનીને બેઠા કે અહીંયાં તીર્થ છે એટલે મંત્રી કોઇક વાર પણ અહીં આવશે ત્યારે વાર્તા કરીશું. એમ અમે વિચાર કરતા હતા તેવામાં આપ પધાર્યા, તે જોઇ અમે કાંઇ ભણવા માંડયું તો અમારી અસંભાવના થઇ અને તમે અમારૂં અપમાન કર્યું એટલે પછી કાંઈ બોલવાનું રહ્યું નહિ. એમ સમજીનેજ અમે કહ્યું કે જાઓ, અસૂર થઇ જશે. ત્યારે મંત્રીએ કહ્યું મારો અપરાધ ક્ષમા કરો, આપે શું ભણવા માંડયું હતું ? આ-ચાર્યે કહ્યું દેવ ! જ્યારે તમને બે ભાઇને શ્રાવકોને મોખરે દિવ્ય ભૂષ-ણ ધરી ધનાઢય શ્રાવકો મધ્યે ઉભેલા દીઠા, ને ગીતાદિ ચાલતાં જોયું, ત્યારે અમારા ચિત્તમાં એમ આવ્યું કે જગતમાં સ્રીજાતિનેજ ધન્ય છે, જેનાથી જિનચક્રી અર્ધચક્રી નલ કર્ણ યુધિષ્ઠિર વિક્રમ સાતવાહના-દિ પેદા થયા, ને અધાપિ પણ આવા થાય છે. તેનેજ ધન્ય છે. એ-

ટલાજ માટે શ્રીસાંબ શ્રીશાંતિબ્રહ્મનાગ આમદત્ત નાગડવંશ આભૂની પુત્રી 'કુમારદેવીનેજ ધન્ય છે કે જેની કૂખે, કલિયુગ અંધકારમાં ડુબી જતા જિનધર્મનો પ્રકાશ કરવાવાળા આવા બે દીપ પ્રકટ્યા. આવો વિચાર કરતાં અમારા મુખમાંથી બે પાદ નીકળ ગયા, જિનનમસ્કારાદિ વીસરી જવાયું. બીજા જે બે પાદ રહ્યા છે તે આવાં છેઃ " જેની કૂખમાંથી હે વસ્તુપાલ! તમારા જેવા પૈદ થાયછે! " આ રીતે કહીને સૂરિએ સવિસ્તર વ્યાખ્યાન કરી બતાવ્યું. સચિવેંદ્રે લજ્જાઇ જઇ સૂરિને પગે પડી ક્ષમા યાચી. પછી એક કોસ ગામ હતું ત્યાં નાહિ ખાઇ વિલેપન કરી, એક સેવકને બોલાવી આજ્ઞા કરી કે આ પાલખી સહસ્ત્ર હેમ અને દશ બદર સમેત સૂરિના મઠમાં પહોચાડી દો. મંત્રીના સેવકે જઇને સૂરિને કહ્યું કે મંત્રીએ આ મોકલાવ્યું છે તે લો. સૂરિએ જોયું એટલે અશ્વે ચઢી અશ્વારૂઢ શત સુભટોને તરવાર સમેત સાથે લેઇ પોતે જ્યાં વસ્તુપાલ હતો ત્યાં આવ્યા. આવીને મંત્રીને કહ્યું કે મંત્રીશ્વર! હું ઉચિતભાષી છું કે ચારણ, ભાટ, કે સર્વ સિધ્ધાંતપારંગત જૈન સૂરિછું? મેં મારા મનમાં ઉલ્લાસથી તમારી જે કાંઇ સ્તુતિ કરી તેના મૂલ્યરૂપ આ દાન હું શા માટે લઉં? મેં એ જે કહ્યુ તે આ દ્રવ્ય લેવા માટે કહ્યું નથી, પણ મનમાંથીજ કહ્યુ છે એમ સમજીને કે અહો! અદ્યાપિ પણ જિનપતિનું મત પ્રકટ છે ખરૂં, માટે હું લેનારો નથી મંત્રીએ કહ્યું આપ નિઃસ્પૃહતાથી નથી લેતા, અમારે પણ એ દાન કરેલું પાછું લેવાની પ્રતિજ્ઞા છે, ત્યારે એ હેમ હવે ક્યાં જશે? આપજ બતાવો. ત્યારે સૂરિએ કહ્યું હે જગદ્દદાની મંત્રી! અમે તો અમારે ઘેર જઇએ છીએ, તમે કોઇ તીર્થાદિ કરો, મંત્રીએ કહ્યું પ્રભો! ભૃગુપુરમાં શ્રીસુવ્રતતીર્થ વંદનાર્થે જવાના છીએ. એમ સાંભળી આચાર્ય બોલ્યા, ત્યારે તો આ હેમનો ઉપયોગ જડ્યો. ત્યાં લેપ્યમય પ્રતિમા છે, તેથી સ્નાત્રસુસિકાનો મનોરથ શ્રાવકોનો પૂર્ણ થતો નથી, માટે આ હેમથકી ત્યાં પ્રતિમા કરાવજો. મંત્રીએ તે વાતનો સ્વીકાર કરી તે પ્રમાણે કરા-

વ્યું. પછી પોતાને દેશ પાછો આવ્યો. એક વાર પ્રાતઃકાલે આરસીમાં મુખ જોતા સચિવે એક પળીયું દીઠું; તે જોઇ બોલ્યો; કોઇ કલાનો અભ્યાસ ન કર્યો, કાંઇ તપ પણ ન કર્યું, સુપાત્રને કાંઇ આપ્યું પણ નહિ, એમ યુવાવસ્થા ચાલી ગઇ! આયુ, યૌવન, અને વિત્ત, તેમની સ્મૃતિમાત્રજ જ્યારે રહે છે ત્યારે જેવી બુદ્ધિ થાય છે તેવી પ્રથમથી થતી હોય તો પરમપદ દૂર નથી. અંતરથી મસ્તકે ચઢતી જરા ઔન્નત્ય આપે છે, પણ મસ્તકથી અંતર્ ઉપર ઉતરતી નીચતા આપે છે. મને લોક પૂછેછે કુશલ છો? પણ નિત્યે આયુષ્ ક્ષીણ થતું ચાલે છે ત્યાં કુશલ શાનું? એમ વિચાર કરી જિનધર્મના વધારે આચાર પાલવા માંડયો.

એક વાર બન્ને ભાઇ રાણા શ્રીવીરધવલને વિનતિ કરતા હવા કે દેવ! આપે આ ગૂર્જરધરા તો સાધી, બીજાં રાજયને પણ ખંડણી આપતાં કર્યાં, હવે જો આપની આજ્ઞા હોય તો રાજ્યાભિષેકોત્સવ કરીએ. રાણાએ કહ્યું હે મંત્રી! તમે ભક્તિથી જડ બની ગયા છો; સમુદ્રપર્યંત પૃથ્વીને વશ કર્યા વિના, ને વિવિધયજ્ઞથી યજન કર્યા વિના, તેમ અર્થીઓને સંતોષ્યા વિના હું રાજા કેમ થઇ શકું? માટે રાણો છું તેટલુંજ બહુ છે- એમ કહી રાણાએ વાત માંડી વાળી.

એક વાર બે મંત્રીઓએ સોમેશ્વરાદિ કવિઓની વૃત્તિ ભૂમિ આદિ દાનથી વધારી આપી. તે સમયે સોમેશ્વરે કહ્યું. બુદ્ધિમાન્ દુર્ગસિંહે સૂત્રે વૃત્તિ કરી છે, પણ મહા પ્રજ્ઞાવાળા વસ્તુપાલ-મંત્રીએ તો વિસૂત્રે વૃત્તિ કરી! શ્રીવીરધવલ પણ સેવકોને સારી રીતે વધારતો હતો, તેથી જગત્પ્રિય થઈ પડયો. તેની તો શી વાત થાય! જુઓ. ઉષ્ણકાલમાં ચંદ્રશાલાને વિષે પોતે સૂતો હતો ને ચાકર પગ દાબતો હતો. મોઢે લુગડું ઢાંકીને પડેલા રાણાને ચાકરે જાગતો છતાં ઉંઘેલો જાણ્યો તે સમયે ચરણાંગુલિ ઉપરની એક રત્નમુદ્રા તેણે કાઢીને મોમાં મૂકી. રાણો કાંઇ

બોલ્યો નહિ. રાણો જ્યારે ઉઠયો ત્યારે ભંડારી પાસેથી તેણે તેવીજ બીજી વીંટી લેઇને પગે ઘાલી. બીજે દિવસે પણ રાણો તેજ સ્થાને તેજ રીતે સૂતો, તો વળી ચાકરે પગ ચાંપતાં બીજી વીંટી દીઠી ને આશ્ચર્યથી વિચારવા માંડયું કે આ તો પેહેલીના જેવીજ બીજી વીંટી આવી. ત્યારે રાણાએ કહ્યું જો ભાઇ ! આ વીંટી લેઇશ નહિ, કાલે લીધી તે લીધી. આવું સાંભળતાંજ ચાકર તો ભીતિથી વજ્રઘાતે હણાયો હોય તેવો થઇ ગયો. રાજા હસતાં પણ હણેછે, નીચ માન આપતાં હણેછે, હસ્તી સ્પર્શતાં પણ હણેછે, ને સર્પ સુંઘતાં પણ હણેછે. ચાકરની આવી દીનતા જોઇ રાણાએ કહ્યું બેટા ફીકર મા કર, એ તો અમારોજ દોષ છે કે તારી વૃત્તિ એવી હલકી બાંધી આપી જેથી તને ચોરી કરવાની ઇચ્છા થઇ. જા આજથી બેસવા ઘોડો ને વૃત્તિમાં અર્ધ લક્ષ વધારે આપવામાં આવશે. એમ કહી આશ્વાસના કરી. વીરધવલ પણ ક્ષમાવાન્ હોવાથી જગત્માત્રને પ્રિય થયો હતો. સેવકો તેને સદાફલ કહીને સેવતા એકાંતે કથા ચાલતી હતી ત્યાં શાંતિપર્વને વિષે દ્વૈપાયનવ્યાસે ભીષ્મ તથા યુધિષ્ઠિરને જે ઉપદેશ કર્યો છે તે તથા દ્વૈપાયનોક્ત દ્વાત્રિંશદાધિકારમય ઇતિહાસશાસ્ત્રનો અડાવીશમો અધિકાર તે, તેમ શિવપુરાણ તે, એમાંના માંસપરિહારાદિની વ્યાખ્યાદ્વારા માંસ મદ્ય મૃગયા તેથકી રાજાને વિમુખ કરી લીધો. મલધારી શ્રીદેવપ્રભસૂરિને બોલાવી તેમની પાસે વારંવાર વ્યાખ્યા કરાવી તેથકી રાજા અતિ નિર્મલ મતિ પામ્યો. એક વાર વસ્તુપાલે બ્રાહ્મમુહૂર્તે વિચાર કર્યો કે જો શ્રીઅર્હતની સંભાવના વિસ્તારથકી થાય તો લક્ષ્મી સફલ થાય, જનોનું વંચન કરીને સુકૃત તો લક્ષ્મીથીજ ગૃહાયછે, બાકી એકલી લક્ષ્મીનેજ જે ગૃહેછે તે તો ધૂર્તોનો ધુરંધર છે. નૃપકાર્યના વ્યાપારમાં પડીને જે પાપ કરવું પડેછે તેમાંથકી પણ જેણે સુકૃત સાધ્યું નહિ તેવા પુરૂષને તો ધુળ ધોનારા કરતાં પાણહું મૂઢ માનું છું. આવું વિચારી તેજપાલ સાથે સલાહ મેળવી ને શ્રીનરચંદ્રસૂરિને

પૂછયું કે હે ભગવન્ ! જે ચિંતા મારા મનમાં હાલ છે, તે નિર્વિઘ્ને સિદ્ધ થશે ? શાસ્ત્રજ્ઞોના મુકુટ એવા પ્રભુએ કહ્યું જિનયાત્રાની ચિંતા છે, તે સિધ્ધ થશે. ત્યારે વસ્તુપાલે કહ્યું એમ છે ત્યારે દેવાલયમાં વાસનિક્ષેપ કરો. નરચંદ્રસૂરિએ કહ્યું મંત્રીશ ! અમે તો તમારા મોસાળના ગુરુ છીએ, પિતૃપક્ષના નથી. પિતૃપક્ષના તો નાગેંદ્રગચ્છના શ્રીઅમરચંદસૂરિ મહેંદ્રસૂરિપટ્ટે શ્રી વિજયસેન સૂરિ છે જેમને ઉદયપ્રભસૂરિ નામે શિષ્ય છે ને જેમનો ગચ્છ વિશાલ છે તે છે, તેઓ હાલ પીલુઆઇ દેશમાં છે, તે વાસનિક્ષેપ કરશેઃ—

જા જસ્સ ઠિઇ જિ જસ્સ મંતઇ પુહ પુરિસ કયમે
કંઠછિએ વિ જીવે સાતેણ ન લંઘિય વૃત્તિ ૧

ત્યારે મંત્રીએ કહ્યું અમે તો આપનીજ પાસે ત્રૈવિધ ષડાવશ્યક કર્મપ્રકૃતિ આદિનો અભ્યાસ કર્યો છે, માટે આપજ અમારા ગુરુ છો. પ્રભુએ કહ્યું એમ ન કહેશો, એમ અમે માનીએ તો લોભરૂપી પિશાચ અમને વળગેજ. પછી મંત્રીએ મરુદેશથી ગુરુને શીઘ્ર તેડાવ્યા. કુલગુરુએ દેવાલયનાં મુહૂર્તપ્રસ્થાન વાસનિક્ષેપાદિ કર્યાં. સાધર્મિકવાત્સલ્ય, શાંતિક, મારિવારણા, સ્વામિપૂજન, લોકરંજન, ચૈત્યપરિપાટિપર્યટન, સર્વ કર્યું. પછી પ્રતિલાભનાવસરે કવિજનો મળ્યા સંઘેશ્વરે લોકોને કુંડલ કટક હાર વસ્ત્રાદિ આપ્યાં. યતિઓને તેમને યોગ્ય એવાં કંબલ ભોજન આદિ આપ્યાં. સંઘની વિનતિ ઉપરથી નરચંદ્રસૂરિએ વ્યાખ્યાન કર્યું. નૃપશતનો સ્વામી એવો પરમાર્હત ચૌલુક્ય રાજા જાણતો સતો કોઇ જૈન યતિઓને જિનેન્દ્રની આજ્ઞાથી દાન આપતો નહિ તે પોતાનાં સચ્ચરિત્રથી સ્વર્ગે ગયો, છતાં સત્પાત્રને દાન કરવા માટે ઇચ્છા કરી પાછો ગૂર્જર-

૧ તાત્પર્ય એવું છે કે પૂર્વ પુરુષોનો કરેલો નિયમ ઓલંઘવો નહિ.

ભૂમિમાં શ્રીવસ્તુપાલરૂપે અવતર્યો છે. સાંભળીને સંઘને બહુ હર્ષ થયો. તેથી આનંદગર્જના થઇ. શકુન જોઇને સંઘ નિકળ્યો. રસ્તામાં સાત ક્ષેત્રનો ઉધ્ધાર કરી મંત્રી વર્ધમાનપુર આગળ આવ્યો. તે સમયે વર્ધમાનપુરમાં બહુજનમાન્ય એવો રત્ન નામે શ્રાવક વસતો હતો, તેના ઘરમાં દક્ષિણાવર્ત શંખની પૂજા હતી. તે શંખ રાત્રીએ કરંડીઆમાંથી નીકળી ગંભીર અને સ્નિગ્ધ રીતે ઘમઘમાટ કરતો ને નાચતો; તેના પ્રભાવથકી એ શ્રાવકના ઘરમાં લક્ષ્મી ચારે અંગે ભરપૂર હતી. શંખે રાત્રીસમયે રત્નને કહ્યું. તારા ઘરમાં હું ચિરકાલ રહ્યો, હવે તારા પુણ્યનો છેડો આવેલો છે, શ્રીવસ્તુપાલ પુરૂષોત્તમ છે, તેના હાથમાં મને આપી દે, સત્પાત્રને મારૂં દાન કરી દેવાથી તું અત્ર અને અમે પરત્ર સુખી થઇશું, એ વાત સ્પષ્ટ છે. આવું જાણી રત્ન વિપુલ સામગ્રી કરાવી સામો ગયો. મંત્રીશને પોતાને ઘેર, પરિવારસમેત ભોજન કરાવી, પરિધાન આપી, બોલ્યો કે મને શંખની આવી આવી આજ્ઞા થઇ છે. મંત્રીએ કહ્યું અમારે પરધનની વાંછના નથી. કોઇ ચાડીઆ પાસેથી શંખની વાત જાણી આ મંત્રી મારો શંખ લેઇ લેશે તે કરતાં જાતે આપવો સારો એમ ન ધારશો, કેમકે મારા સ્વામી તેમ હું સર્વે અમે નિર્લોભ છીએ. આ સાંભળી રત્ને કહ્યું મહારાજ! શંખને મારા ઘરમાં રહેવુંજ ગમતું નથી, એટલે ઉપાય નથી, આપ એને લેઇ જાઓ. તે ઉપરથી મંત્રીએ શંખ લીધો. તેનો પ્રભાવ અનંત હતો. ધીમે ધીમે ચાલતાં સંઘ શત્રુંજયની તળેટી આગળ આવી પહોચ્યો. ત્યાં લલિતા સર પ્રાસાદ આદિ જોઇ સંઘ સમેત પ્રસન્ન થયો. સર્વે શત્રુંજય ઉપર ચઢવા લાગ્યા ને વિવેકભાવ ગ્રહવા લાગ્યા. ત્યાં મંત્રીએ શ્રીઋષભદેવને નમન કર્યું, તે સમયે કાવ્ય કહ્યું. કોના મેં સામું નથી જોયું! કયાં સેવા નથી કરી! કોની સ્તુતિ નથી કરી? તૃષ્ણાપૂરથી પરાહત થઈ કોની અભ્યર્થના નથી કરી? પણ હે ત્રાતા! વિમલાદ્રિના નંદનવનના કલ્પદ્રુમાં તમને શરણ આવ્યા પછી એવી કદર્થના હું કદાપિ

સહન કરનાર નથી. પછી સત્ર મેરુ ધ્વજારોપણ ઇંદ્રપદઅર્ધિરંજન આદિ સર્વ કર્યું, દરને સુવર્ણનાં આરાત્રિક તિલકાદિ પણ આપ્યાં, કર્પૂર કુંકુમ અગુરુ કસ્તૂરિ ચંદન કુસુમાદિ અર્પ્યાં. તેના પરિમલ ઉપર ભમતા ભ્રમરોથી ગગન ભરાઇ ગયું. ગીત રાસ આદિના ધ્વનિથી દિક્કુહરો ભરાઇ ગયાં, પૂર્વથી મંત્રી શ્રીઉદયને આપેલા દવદાયમાં વૃદ્ધિ કરી આપી, અને દેવદ્રવ્યના રક્ષણ માટે ચાર શ્રાવકકુલ ત્યાં રાખી આપ્યાં. અનુપમા દાનાધિકારિણી હતી, તે સાધુઓને દાન આપતી હતી તેવામાં મોહોટા ટોળાના ગરબડાટથી ઘીની કડાઇ ગડી ગઇ, જેથી રેશમી વસ્ત્ર બગડયાં. તે સમયે ચોપદારે એવા તોફાની સાધુઓને જરા યષ્ટિપ્રહાર કર્યો. મંત્રિણીએ તુરત તેમને ઠપકો દઇ વાર્યો અને કહ્યું અરે! તમે કેવા છો? હું ઘાંચણ કે રસોઇઆણ થઇ હોત તો પદ પદ તેલ ઘૃતાદિથી મારાં લુગડાં બગડત, પણ એવાં જે લુગડાં બગડવાં તે તો શ્રીજૈનદર્શનની પરમકૃપા હોયતોજ બગડે; આટલું જે સમજતા ન હોય તેમનું અમારે કશું કામ નથી. અહો શી દર્શનભક્તિ! એક વાર મંત્રીશ્વર ઋષભદેવના આગળ આરાત્રિકમાં ઉભો હતો. દિવ્યધવલવસ્ત્ર, ચંદનતિલક, દિવ્યહાર, ઇત્યાદિથી ભૂષિત હોઇ સૂરિ કવિ શ્રાવક શ્રાવિકા સર્વની વંદના પામતો હતો. એવામાં કોઇ સૂત્રધારે કુમારદેવીમાતાની કાષ્ઠમય મૂર્તિ નવીજ ઘડેલી દષ્ટિ આગળ મૂકીને કહ્યું આ માતાની મૂર્તિ છે. મંત્રીશ્વરે નખશિખાંત મૂર્તિ જોઈને રુદન કરવા માંડયું. પ્રથમે થોડાં ટીપાં પડવા લાગ્યાં, પછી મંદ સ્વર ચાલવા લાગ્યો, ને છેવટતો બહુ બૂમ પાડીને પુષ્કલ રોવા માંડયું! પાસે ઉભેલા સર્વેએ પૂછવા માંડયું દેવ! શા કારણથી રુદન કરોછો! હર્ષસ્થાને આવો વિષાદ શાને કરોછો? નલના શ્રુતશીલ જેવા, વિષ્ણુના ઉદ્ધવ જેવા, શ્રેણિકના અભય જેવા, નંદના કલ્પાણ જેવા, વનરાજના જાંબક જેવા જયંતરાજના વિદ્યાધર જેવા, સિધ્ધરાજના અલિગ જેવા કુમારપાલના ઉદયન જેવા, તમે વીરધવલના મંત્રી છો; વિપત્તિથકી ભયભીત થયેલા પર્વતની પેઠે, આપ મહાસાગરનો સર્વ રાજાઓ આ-

શ્રય કરેછે. ગરુડે સર્પમાત્રને તેમ તમે શત્રુને સંહાર્યા છે. ચંદ્રને ચકોર ઇચ્છે તેમ સ્વજનો તમને ઇચ્છે છે. હિમવતમાંથી ગંગાની પેઠે તમારામાંથી રાજનીતિ પ્રવર્તે છે. ભાનુનો ઉદય કમલો ઇચ્છે છે તેમ સૂરિઓ તમારો ઉદય ઉઇચ્છે છે. વિષ્ણુની પેઠે તમારી સાથે લક્ષ્મી રમેછે. માટે હે મંત્રીશ્વર! એવું કાંઇ કારણ નથી કે જેથી આવું દુઃખ થાય. મંત્રીએ કહ્યું મને એટલુંજ દુઃખ થાયછે કે આવું ભાગ્ય, સંઘાધિપત્ય, આદિ વિભૂતિ મને માતાના મરણ પછી સાંપડી. જો મારાં માતુશ્રી આજ હોત તો તે પોતાને હાથે મંગલ કરતાં હોત, હું કરાવતો હોત, એ જોઇને તથા આ સર્વ લોકને જોઇને, તેમને કેવું સુખ થાતાં પણ આપણો ઉપાય નથી, વિધાતાએજ આપણને આ વાતમાં હતભાગ્ય કર્યાછે. એવામાં શ્રીનરચંદ્રસૂરિએ કહ્યું: મંત્રીશ્વર! જેમ તમે સચિવોમાં છો તેમ આ દેશના રાજામાં મુખ્ય સિધ્ધરાજ હતાઃ તે માલવેંદ્રને જીતીને પત્તનમાં આવ્યા ત્યારે જે મંગલ થવા માંડયાં તે સમયે પોતે આ રીતે બોલ્યાઃ અરે! કોઇ સુવાસિની એવા પુત્રને જન્મ ન આપશો કે જેના ભાગ્યનો ઉદય તેની માતાના મરણ પછી થાય. માટે માતા પિતાના સર્વે મનોરથ કાંઇ પૂર્ણ થતા નથી. એમ કહી નરચંદ્રસૂરિએ આશિર્વાદ કહ્યોઃ હે વસ્તુપાલ! તમે ધર્મને ઉપકાર કરોછો, ધર્મ તમને ઉપકાર કરે છે, એમ પરસ્પર ઉપકાર કરતા તમારો ઉભયનો સમાગમ અતિ યુક્ત છે. પછી રાત્રીસમયે ઋષભદેવનાં પૂજાધ્યાનાદિ કરી દાનાદિ ચાલ્યાં. તે સમયે કવિઓ કહેવા લાગ્યાઃ જે પાપનિરત, સ્વભાવે કૃપણ, સ્વામિની કૃપાથી ફાટી ગયેલા, તેવા શ્વાનોની પણ હે જિવ્હા! તેં દ્રવ્યકણની લાલસાથી સ્તુતિ કરી; માટે તે પાપ દૂર કરવા સારૂ તું શ્રેયઃશ્થાનવિધાન વિષે કલિનો ધિક્કાર કરનાર એવા શ્રીવસ્તુપાલની સ્તુતિ કર. બીજાએ કહ્યું રણમાં સૂર, માણતનો સોમ, અતિવક્રચરિતવાળાનો વક્ર, અર્થબોધમાં બુધ, નીતિમાં ગુરુ, કવિજનમાં કવિ, અક્રિયામાં મંદ, એવો શ્રીવસ્તુપાલ નથી પણ કોઈ ગ્રહમય પુરુષ છે. એક અન્યે કહ્યું:

શ્રીભોજવદનાંભોજના વિયોગથી વિધુર એવા પોતાના મનને ભારતી વસ્તુપાલના વદનાંબુજમાં વિનોદ છે. કોઇએ કહ્યું: લક્ષ્મીના નિવાસ માટેનું અંબુજ મુખ થયું છે, પાંચે દેવદ્રુમ પાંચ આંગળી થઇને રહ્યાં છે, માગણીનાં વાંછિત પૂર્ણ કરનાર ચિંતામણિ તે જિવ્હા છે, એમ શ્રીવસ્તુપાલનું શું શું સ્તુતિ કરવા યોગ્ય નથી? સર્વને લક્ષ લક્ષ દાન આપ્યું. આઠ દિવસ વીત્યા ત્યારે મંત્રીએ ગદ્ગદ કંઠે ઋષભદેવની આજ્ઞા લીધી. તમારા પ્રસાદકૃત માળામાં વસતો અને તમારા ગુણનું શ્રવણ કરતો હું પક્ષી સંઘદર્શનથી તુષ્ટાત્મા થાઉં એમ કરો. દ્યુત રમનારને પોતાના દાવ ઉપર, વિયોગીને પોતાની પ્રિયા ઉપર, રાધાવેધીને લક્ષ ઉપર, જે લક્ષ હોય છે તે મારો તમારા ઉપર હો. એવું કહી સંઘસમેત પોતે ચાલ્યો. મરુદેવીના શિખર આગળથી થોડેક દૂર ગયો ત્યાં શ્રમથી નીગળતા પરશેવા વડે જેમનાં શરીરને વસ્ત્ર વળગી ગયાં છે એવા, માથે ફૂલ ભરેલા ટોપલા લઇને કેટલાકને જોઇ પૂછવા લાગ્યો કે ભાઇ! તમે ચિંતાતુર જેવા કેમ જણાઓ છો? તેમણે કહ્યું દેવ! અમે દૂરથકી પુષ્પ લાવ્યા છીયે, એમ જાણીને કે શત્રુંજયના શિખર ઉપર સંઘ છે ત્યાં વેચીને સારૂ મૂલ્ય પ્રાપ્ત કરીશું; તે અમારી આશા વ્યર્થ ગઇ કેમકે સંઘ તો ચાલ્યો—અમે ખરા અભાગીઆ છીએ. આ રીતે તે લોકોની દીનતા દેખી મંત્રીએ કહ્યું ભલે, અત્રજ તમે રહો. એમ વાત થઇ એવામાં પાછળનો સર્વ સંઘ આવ્યો. શ્રીવસ્તુપાલે પોતાના કુટુંબનાં માણસોને તેમ સંઘને પૂછ્યું હે ધન્યો! સર્વનો તીર્થવંદન પૂજાદિ અભિલાષ પૂર્ણ થયો? લોકે કહ્યું પૂર્ણ થયો. મંત્રીએ કહ્યું કોઇ તીર્થ રહ્યું તો નથી? લોકે કહ્યું સર્વેએ સર્વ તીર્થ પૂજ્યાં છે, કશું બાકી નથી. વળી મંત્રીએ કહ્યું ભાઇઓ! કાંઇક બાકી રહ્યું છે તે હું તમને સંભારી આપુંછું. સંઘે કહ્યું શું રહ્યું? મંત્રીએ કહ્યું જુઓ, પ્રથમ તીર્થ તો આ પર્વત ગણવો જોઇએ કેમકે એમાંજ ઋષભદેવ સ્વયમેવ આવ્યા, ને તે પછી વળી નેમિ વિના બીજા બાવીશ જિન આવ્યા, તેમ અસંખ્ય

શ્રય કરેછે. ગરુડે સર્પમાત્રને તેમ તમે શત્રુને સંહાર્યાં છે. ચંદ્રને ચકોર ઇચ્છે તેમ સ્વજનો તમને ઇચ્છે છે. હિમવત્માંથી ગંગાની પેઠે તમારામાંથી રાજનીતિ પ્રવર્તે છે. ભાનુનો ઉદય કમલો ઇચ્છે છે તેમ સૂરિઓ તમારો ઉદય ઉઇચ્છે છે. વિષ્ણુની પેઠે તમારી સાથે લક્ષ્મી રમેછે. માટે હે મંત્રીશ્વર! એવું કાંઇ કારણ નથી કે જેથી આવું દુઃખ થાય. મંત્રીએ કહ્યું મને એટલુંજ દુઃખ થાયછે કે આવું ભાગ્ય, સંઘાધિપત્ય, આદિ વિભૂતિ મને માતાના મરણ પછી સાંપડી. જો મારાં માતૃશ્રી આજ હોત તો તે પોતાને હાથે મંગલ કરતાં હોત, હું કરાવતો હોત, એ જોઇને તથા આ સર્વ લોકને જોઇને, તેમને કેવું સુખ થાત! પણ આપણો ઉપાય નથી, વિધાતાએજ આપણને આ વાતમાં હતભાગ્ય કર્યાછે. એવામાં શ્રીનરચંદ્રસૂરિએ કહ્યું: મંત્રીશ્વર! જેમ તમે શુચિવોમાં છો તેમ આ દેશના રાજામાં મુખ્ય સિધ્ધરાજ હતાઃ તે માલવેંદ્રને જીતીને પત્તનમાં આવ્યા ત્યારે જે મંગલ થવા માંડયાં તે સમયે પોતે આ રીતે બોલ્યાઃ અરે! કોઇ સુવાસિની એવા પુત્રને જન્મ ન આપશો કે જેના ભાગ્યનો ઉદય તેની માતાના મરણ પછી થાય. માટે માતા પિતાના સર્વ મનોરથ કાંઇ પૂર્ણ થતા નથી. એમ કહી નરચંદ્રસૂરિએ આશિર્વાદ કહ્યો: હે વસ્તુપાલ! તમે ધર્મને ઉપકાર કરોછો, ધર્મ તમને ઉપકાર કરે છે, એમ પરસ્પર ઉપકાર કરતા તમારો ઉભયનો સમાગમ અતિ યુક્ત છે. પછી રાત્રીસમયે ઋષભદેવનાં પૂજાધ્યાનાદિ કરી દાનાદિ ચાલ્યાં. તે સમયે કવિઓ કહેવા લાગ્યાઃ જે પાપનિરત, સ્વભાવે કૃપણ, સ્વામિની કૃપાથી ફાટી ગયેલા, તેવા શ્વાનોની પણ હે જિહ્વા! તેં દ્રવ્યકણની લાલસાથી સ્તુતિ કરી; માટે તે પાપ દૂર કરવા સારૂ તું શ્રેયઃ સ્થાનવિધાન વિષે કલિનો ધિક્કાર કરનાર એવા શ્રીવસ્તુપાલની સ્તુતિ કર. બીજાએ કહ્યું રણમાં સૂર, મણતનો સોમ, અતિવક્રચરિતવાળાનો વક્ર, અર્થબોધમાં બુધ, નીતિમાં ગુરુ, કવિજનમાં કવિ, અક્રિયામાં મંદ, એવો શ્રીવસ્તુપાલ નથી પણ કોઈ ગ્રહમય પુરુષ છે. એક અન્યે કહ્યું:

શ્રીભોજવદનાંભોજના વિયોગથી વિધુર એવા પોતાના મનને ભારતી વસ્તુપાલના વદનાંબુજમાં વિનોદે છે. કોઇએ કહ્યું: લક્ષ્મીના નિવાસ માટેનું અંબુજ મુખ થયું છે, પાંચે દેવદ્રુમ પાંચ આંગળી થઇને રહ્યાં છે, પ્રણયીનાં વાંછિત પૂર્ણ કરનાર ચિંતામણિ તે જિવ્હા છે, એમ શ્રીવસ્તુપાલનું શું શું સ્તુતિ કરવા યોગ્ય નથી ? સર્વને લક્ષ લક્ષ દાન આપ્યું. આઠ દિવસ વીત્યા ત્યારે મંત્રીએ ગર્દ્ગદ કંઠે ઋષભદેવની આજ્ઞા લીધી. તમારા પ્રસાદકૃત માળામાં વસતો અને તમારા ગુણનું શ્રવણ કરતો હું પક્ષી સંઘદર્શનથી તુષ્ટાત્મા થાઉં એમ કરો. દ્યુત રમનારને પોતાના દાવ ઉપર, વિયોગીને પોતાની પ્રિયા ઉપર, રાધાવેધીને લક્ષ ઉપર, જે લક્ષ હોય છે તે મારો તમારા ઉપર હો. એવું કહી સંઘસમેત પોતે ચાલ્યો. મરુદેવીના શિખર આગળથી થોડેક દૂર ગયો ત્યાં શ્રમથી નીગળતા પરસેવા વડે જેમનાં શરીરને વસ્ત્ર વળગી ગયાં છે એવા, માથે ફૂલ ભરેલા ટોપલા લઇને કેટલાકને જોઇ પૂછવા લાગ્યો કે ભાઇ ! તમે ચિંતાતુર જેવા કેમ જણાઓ છો? તેમણે કહ્યું દેવ ! અમે દૂરથકી પુષ્પ લાવ્યા છીયે, એમ જાણીને કે શત્રુંજયના શિખર ઉપર સંઘ છે ત્યાં વેચીને સારૂં મૂલ્ય પ્રાપ્ત કરીશું; તે અમારી આશા વ્યર્થ ગઇ કેમકે સંઘ તો ચાલ્યો–અમે ખરા અભાગીઆ છીએ. આ રીતે તે લોકોની દીનતા દેખી મંત્રીએ કહ્યું ભલે, અત્રજ તમે રહો. એમ વાત થઇ એવામાં પાછળનો સર્વ સંઘ આવ્યો. શ્રીવસ્તુપાલે પોતાના કુટુંબનાં માણસોને તેમ સંઘને પૂછયું હે ધન્યો ! સર્વનો તીર્થવંદન પૂજાદિ અભિલાષ પૂર્ણ થયો ? લોકે કહ્યું પૂર્ણ થયો. મંત્રીએ કહ્યું કોઇ તીર્થ રહ્યું તો નથી ? લોકે કહ્યું સર્વેએ સર્વ તીર્થ પૂજ્યાં છે, કશું બાકી નથી. વળી મંત્રીએ કહ્યું ભાઇઓ ! કાંઇક બાકી રહ્યું છે તે હું તમને સંભારી આપું છું. સંઘે કહ્યું શું રહ્યું ? મંત્રીએ કહ્યું જુઓ, પ્રથમ તીર્થ તો આ પર્વત ગણવો જોઇએ કેમકે એમાંજ ઋષભદેવ સ્વયમેવ આવ્યા, ને તે પછી વળી નેમિ વિના બીજા બાવીશ જિન આવ્યા, તેમ અસંખ્ય

થકી રાજપાટી ચલાવતા શિલાદિત્યને પણ પીડયો, સાતસો યોજન ભૂમિનો ધણી જયંતચંદ્ર તેનો પણ નાશ કર્યો, શહાવદીન સુરત્રાણને વીશ વાર કેદ કરીને છોડી મૂકનાર પૃથ્વીરાજ તેને પકડયો, માટે ખરેખર એ લોકો દુર્જય છે, તમે હવે શું કરશો? વસ્તુપાલે કહ્યું મને જવાની આજ્ઞા કરો હું જઇને જે યોગ્ય લાગશે તે કરીશ. પછી સારા સારા લક્ષ અશ્વ લઇને મંત્રી ચાલ્યો. ત્રીજે મયાણે મંત્રીએ કર્પૂરાદિ પૂજા કરીને મહણદેવીનું સ્મરણ કર્યું એટલે તેના ભાગ્યથી તે પ્રત્યક્ષ થઇને બોલી હે વત્સ! ભીતિ મા કર; યવનો અર્બુદાચલની દિશાથી આવવાના છે; જ્યારે એ લોક આ દેશમાં પેસે ત્યારે જે ઘાંટીમાંથી એ આવે તે ઘાંટીનો રસ્તો તારાં મનુષ્યથી રોકી લેજે, અને જ્યારે મુકામ કરી સ્થિર થાય ત્યારે તેમના ઉપર પુરતા માણસથકી હુમલો કરજે, જયશ્રી તારા કરમલમાં છે. આ સાંભળીને અર્બુદગિરિનાયક ધરાવર્ષ જે પોતાના તાબાનો રાજા હતો તેને સેવકદ્વારા કહેવરાવ્યું કે, મ્લેચ્છસૈન્ય અર્બુદગિરિમાર્ગે આવે છે તેમને અંદર આવવા દઇ પછવાડેથી ઘાંટી રોકી લેજો. તે પ્રમાણે ધરાવર્ષે કર્યું; યવનો અંદર આવ્યા ને જેવા મુકામ કરી બેસે છે તેવોજ કાલ જેવો વસ્તુપાલ તેમના ઉપર તુટી પડયો, ને યવનોને કાપવા માંડયા. બૂમારોળ ઉઠી રહ્યો, કેટલાક દાંતે પાંચા કરડવા લાગ્યા, કેટલાક તોબા તોબા પોકારવા લાગ્યા, પણ કોઇ છુટયા નહિ. એમ તેમને હણીને તેમનાં લક્ષ મસ્તકનાં ગાડાં ભરાવી, મંત્રીએ ધોળકે આવી સ્વામીને નમસ્કાર કર્યો. સ્વામીએ બહુ સ્તુતિ કરીઃ કશો ધ્વનિ કરતો નથી, વિકટાટોપ રાખતો નથી, ઉચું મો રાખી અભિમાન ધરતો નથી, ગર્વથી ભૂમિ ઉપર ધબકારા કરતો નથી, અવજ્ઞાથકી કોઇના ઉપર દૃષ્ટિ કરતો નથી, પરંતુ ધવલકધુંધરનો ભાર ધારણ કરતો એવો તું જ એક પૃથ્વી ઉપર છે કે જે મહાવિકટ તટથી દુર્લંઘ્ય એવાં પણ તીર્થને સહજ ઉલ્લંઘતો દેખાય છે. એ રીતે સરપાવ કરી રજા આપી. ઘેર ગયો ત્યાં મંગલ કરવા લોકો આવવા લાગ્યા. એક પુષ્પમાલનો એક દ્રમ્મ દામ બેસવા લા-

ત્યો એટલાં પુષ્પ લોકે આ પ્રસંગે વાપર્યાં. આ તરફ નાગપુરમાં સાધુદેલ્હાનો પુત્ર સાધુપૂનડ જેને મોજદીનસુરત્રાણની પત્ની બીબી-એ પોતાનો ભાઇ કરી માન્યો હતો, તે અશ્વપતિ, ગજપતિ, નરપતિ સર્વને માન્ય થઇ પડ્યો હતો. તેણે બંબેરપુરથી સંવત્‌ ૧૨૭૩ની સાલ-માં રાજ્યયાત્રા કરી હતી, ને બીજી સુરત્રાણની આજ્ઞાથી ૧૨૮૯માં કરવા નાગપુરથી તે નીકળ્યો હતો. અરાઢસો શકટ, બહુ બળદ, તથા કુમા-ર સેના આદિ લેઇને તે માંડલ્યપુર સુધી આવ્યો. ત્યાં શ્રીતેજપાલે સામે આવી તેને ધોળકે આણ્યો. વસ્તુપાલે સંઘની રજ દીઠી એટલે પોતે સામો ગયો ને જ્યાં રજ દેખે તે પાસા દોડે, લોક કહે મંત્રીશ આમ આમ, એમ સંઘભક્તિયકી મંત્રીશ્વર બહુ દૂર સુધી સામો ગયો. મંત્રીએ કહ્યું ભાઇઓ ! આ રજનો સ્પર્શ મહાપુણ્ય હોય તોજ થાય, એ રજનો સ્પર્શ થતાં પાપનો રજ દૂર થઈ જાયછે. જે શ્રીતીર્થયાત્રાએ જતા પાંથની રજથી રંગાયછે તે સંઘમાં ભ્રમવાથી ભવમાં ભમતા નથી, તીર્થવ્યય કરવાથી નરોને સ્થિર સંપત્તિ પ્રાપ્ત થાયછે, ને જગદીશની અર્ચના કરતાં પોતે સર્વત્ર પૂજ્ય થાયછે. પછી સંઘપતિ પૂનડ અને મંત્રી બે મળ્યા, ને વાતચીત કરી પૂનડે સરોવર ઉપર મુકામ કર્યો. રાત્રીએ શ્રીવસ્તુપાલે કહેવરાવ્યું કે આપે સંઘસમેત સવારે અમારા અતિથિ થઇ રસોઇ અમારે ઘેર આ-રોગવી, ધૂમ નહિ થાય. પૂનડે સ્વીકાર કર્યો. રાત્રીએ બે બારણાંવાળો મંડપ અને રસોઇ પણ પ્રાતઃકાલે તૈયાર થઇ ગયાં. નાગપુરવાળા લોક આવવા માંડ્યા. શ્રીવસ્તુપાલે સર્વના ચરણ ધોઇ સર્વને તિલક કરવાં તે પોતાને હાથે કરવા માંડ્યાં. એમ બે પહોર થઇ ગયા. મંત્રીને જરા પણ શ્રમ લાગતો ન હતો; પણ તેજપાલે વિનતિ કરી, બીજાએ પણ કહ્યું, દેવ ! અમે હવે કરીશું આપ ભોજન કરો, પછી તાપ થશે. મંત્રીએ કહ્યુ અરે ભાઈ-ઓ ! આવો દિવસ મહાપુણ્યે પ્રાપ્ત થાયછે, માટે એવું બો-લશો નહિ. ગુરુએ કહેવરાવ્યું: જે કુલમાં જે પુરુષ મુખ્ય

સિધ્ધો પણ અત્ર થયા. એવા પર્વતને તીર્થમાં કેમ ન ગણવો ? લોકે કહ્યું ખરી વાત છે, તીર્થજ કહેવાય. ત્યારે મંત્રીએ કહ્યું પુષ્પાદિથકી તેની પૂજા કરો, આ માલી પણ પુષ્પ લઇને તમારા પુણ્યથી તૈયાર છે. તે ઉપરથી સંઘે તે પુષ્પ લઇને અદ્રિની પૂજા કરી, નાળીએર વધેર્યાં, વસ્રદાન કર્યાં, માલી સંતોષ પામ્યા. એ પ્રકારે આસરાજનો પુત્ર પરાશા ભંગ કરતાં સર્વદા ડરતો. પછી ધીમે ધીમે પશુ, અશ્વ, બાલક, કોઇને કાંઇ પીડા થયા વિના સંઘ રૈવતાદ્રિ ઉપર ચઢયો. નેમિનાનાથનાં દર્શન કરી મંત્રી નૃત્ય કરવા લાગ્યો ને આનંદાશ્રુપૂર્ણ નેત્રસહિત બોલ્યો: આ કલ્પદ્રુમ તે દ્રુમ બીજાં તો નકામાં વૃક્ષ, ચિંતામણિ તેજ મણિ બીજા મણિ નકામા, એવા જન્મને ધિક્કાર છે કે જેમાં નેમિનાં દર્શન ન થયાં, રૈવતાચલ ઉપર જે દિવસ જાય તેજ દિવસ, બીજા દિવસ તે દિવસજ. અભંગ વૈરાગ્યતરંગપૂર્ણ એવા તમારા ચિત્તમાં, હે યદુવંશરત્ન ! કૃશાંગી પણ ક્યાંથી સમાય ! કેમકે અનંગનું જ ત્યાં સ્થાન નથી. ત્યાં પણ મંત્રી આઠ દિવસ રહ્યો. નાભેયભવન, કલ્યાણત્રય, ગજેંદ્રપદકુંડ, તે પાસેના અંબિકા સાંબ પ્રદ્યુમ્નશિખર તે સર્વને તોરણાદિ કીર્તન દર્શન કરી મંત્રી તથા સંઘે નયનનું ઉત્કૃષ્ટ ફલ પ્રાપ્ત કર્યું. આરાત્રિકસમયે અર્થીએ બહુ ભીડ કરીને મંત્રીની આસપાસ હૂચડા હચડી કરવા લાગ્યા ત્યારે સોમેશ્વર કવિએ કહ્યું ઇચ્છાસિદ્ધિવાળું કલ્પદ્રુમ તો સ્વર્ગમાં જતું રહ્યું છે, પવન ભક્ષીને રહેનાર ( = નાગ ) ના સ્થાન ( = પાતાલ ) માં બલિ પણ નાશી ગયોછે, રાગરહિત મુનિઓ પાસે કામધેનુ જઇ રહીછે, ને ચિંતામણિ પણ કોણ જાણે કયાં ગયોછે ! માટે હે વસ્તુપાલ ! પૃથ્વી ઉપર તો અર્થિલોકોનો તાપ તમારેજ વેઠવાનો છે. સવાલક્ષ આખ્યાદાનમંડપમાં બેશી નિરર્ગલ દાન આપતો હતો તેની કોઇએ સ્તુતિ કરી: પીયૂષથી પેશલ, ચંદ્રકલાથી સ્વચ્છ,નૂતન ચૂતમંજરી કરતાં પણ વધારે સુગંધવાળી, વાગ્દેવીના મુખથી નીકળતા વિશદ ઉદ્ગાર કરતાં પણ પ્રાંજલ,[1] એવી વસ્તુપાલની ઉક્તિઓ કોના હૃદયમાં આનંદ ઉપજાવતી

[1] શુધ્ધ.

નથી ? હે વસ્તુપાલ તમારો, પર્વના પૂર્ણચંદ્રના કરને પરાજ્ય કરે તેવો યશ, ક્ષીરસમુદ્રરૂપી વસ્ત્રને ધારણ કરનારી પૃથ્વીના ઉત્તરીયને સ્થાને આવી રહ્યોછે ? એમ ભાવ પૂર્ણ કરી, દેવોત્તમ શ્રીનેમિનાથને નમી આજ્ઞા લેઇ, સર્વ તીર્થચિંતા કરી, નિર્માલ્યપદ આપી, પોતે પર્વતથી, નહિ કે સત્પુરુષોનાં હૃદયથી કે મહત્ત્વથી, ઉતર્યો. પછી ખંગારદુર્ગ, દેવપત્તન, આદિ સ્થાને દેવતાને વંદના કરી આવ્યો. તેજ્પાલને ખંગારદુર્ગમાં મૂકીને વસ્તુપાલ સંઘસમેત ધોળકે આવ્યો ને સ્વામી શ્રીવીરધવલને પગે પડયો. સ્વામીએ સ્વાગત પૂછ્યું ને આરંભસિધ્ધિ પૂછી. ત્યારે મંત્રીએ કહ્યું મહારાજ ! સ્વામીના પ્રસાદથીજ સેવકો કર્મ કરવામાં સિધ્ધિ પામેછે, જલમાં પણ ક્વચિત્ ઉગતા જણાય તે અગ્નિનોજ વૈભવ જાણવો. રાણાએ સંઘસમેત સચિવને પોતાને ઘેર ભોજન કરાવ્યું, વસ્ત્રાદિ આપી, સ્તુતિ કરી. તેજઃપાલે ખંગારદુર્ગમાં રહે રહે સારી ભૂમિ જોઇને તેજલપુર નામે ગામ વસાવ્યું; તેને, સત્રાગાર[1], પ્રપા[2], જિનગૃહ, ગુરુગૃહ, તથા ઉંચો પથરાનો પ્રાકાર કરાવી, રમ્ય બનાવ્યું,

અહીં વસ્તુપાલ શ્રીવીરધવલની પાસે સેવા કરતો હતો, આખો દેશ સ્વધર્મમાં વર્તતો હતો. એવામાં એક વાર ઢિલ્લી (= દિલ્હી) નગરથી આવીને ચાર પુરુષોએ શ્રીવસ્તુપાલને કહ્યું દેવ! ઢિલ્લીથકી શ્રીમોજદીન સુરત્રાણનું સૈન્ય પશ્ચિમ દિશાએ નીકળ્યું છે, ચાર પ્રયાણ થઈ ગયાંછે, માટે આપ સાવધાન રહેજો, અમને લાગે છે કે અર્બુદને માર્ગે ગૂર્જરમાં પ્રવેશ કરશે. મંત્રી તે પુરુષોનો સત્કાર કરી તેમને રાણા પાસે લેઇ ગયો; અને બધી વાર્તા યથાર્થ કહેવરાવી. ત્યારે રાણાએ કહ્યુ મંત્રીશ! મ્લેચ્છોએ ગર્દભીવિદ્યાસિધ્ધ એવા ગર્દભિલ્લને પણ અભિભૈવ[3] પમાડયો, નિત્યે સૂર્યબિંબથી નીકળતા તુરંગમો-

---

૧ અન્ન મળે તેવું સ્થાન
૨ પરબ.
૩ પરાભવ.

હોય તેનું સર્વ પ્રકારે રક્ષણ કરવું, તેનો નાશ થતાં આખાં કુલનો નાશ થાય, નાઇડી ભાગી ગયા પછી આરા ઉપર ગાડુ ચાલે નહિ. એવી નીતિ છે, માટે તમે ભોજન કરો, તાપ ન થવા દો. મંત્રીએ ગુરુને પત્રિકા લખી મોકલી તેમાં કાવ્ય લખ્યું કે આજ મારા પિતાની આશા પૂર્ણ થઇ, માતાની આશિષની શિખાનો આજ અંકુર પ્રકટ્યો કે યુગાદિજિનના યાત્રિક લોકની અનિર્વિણ્ણ રહી પૂજા કરવાનો મને સમય મળ્યો. ભોજન વખતે મંત્રીએ નાગપુરવાળાનો એક પંક્તિએ વ્યવહાર જોઇ મસ્તક ધુણાવ્યું અહો આ લોક શા શુધ્ધ છે! એ રીતે ભોજન કરાવી વસ્ત્ર આપી નાગપુરના સંઘનું રંજન કર્યું.

વસ્તુપાલ અને પૂનડ સંઘસમેત શત્રુંજય ગયા, ને ઋષભદેવને નમન કરતા હવા. એક વાર સ્નાત્રસમયે દેવાર્ચક દેવની નાસાને પુષ્પથકી ઢાંકતો હતો, એવા આશયથી કે કલશથકી નાસાને કાંઇ હરકત થાય નહિ. તે સમયે મંત્રીએ વિચાર કર્યો કે કદાચિત્ દેવને કલશથી વા પરચક્રથકી ન કહેવાનું કાંઇ નીપજે તો સંઘની શી ગતિ! એમ વિચાર કરી પૂનડને કહ્યું, ભાઇ! મારા મનમાં એક સંકલ્પ આવેછે કે જો આ બિંબને સ્થાને બીજું બિંબ મમ્માણીમય કરાવીએ તો સારૂ. એ વાર્તા, સુરત્રાણ મોજદીનના મિત્ર તમે જો પ્રયાસ કરો તો સિધ્ધ થાય તેવી છે, અન્યથાબને તેવી નથી. પૂનડે કહ્યું ત્યાં જઇને વિચાર કરીશું. એમ પરસ્પર વાર્તા વિનોદ કરતા તે રૈવતાદિતીર્થયાત્રને વંદના કરી ને પાછા ફર્યા. પૂનડ નાગપુર ગયો, ને મંત્રી ધોળકે ગયો. એ વૃત્તાન્ત બન્યા પછી કેટલેક સમયે સુરત્રાણ મોજદીનની વૃધ્ધ માતા હજ કરવા જવા સારૂ સ્તંભતીર્થમાં આવી. નૌવિત્તને ઘેર અતિથિ થઇને રહી. તેના આવ્યાની ખબર ચરોએ મંત્રીને પહોચાડી. મંત્રીએ ચરોને કહ્યું કે જ્યારે એ જલમાર્ગે જાય ત્યારે મને ખબર કરાવજો. તે પ્રમાણે મંત્રીને ખબર મળી એટલે મંત્રીએ પોતાના કૌલિકોને મોકલી તેની પાસે જેટલું દ્રવ્ય હતું તેટલું લૂટી લેવરાવ્યું, ને કહીંક સાચવી રખાવ્યું. તેમ થવાથી નૌવિત્તક

રોતો રોતો મંત્રી પાસે ફરીઆદ આવ્યો કે દેવ! અમારા યૂથની એક વૃધ્ધા હજ કરવા જતી હતી તેવામાં તમારા પાદર ઉપર તેને ચોરોએ લૂંટી લીધી. મંત્રીએ પૂછ્યું કે તે વૃધ્ધા કોણ છે? તેમણે કહ્યું દેવ! એમાં પૂછવાનું નથી, એતો મોજદીનની માતા છે, ને સર્વથા માન્ય છે. મંત્રીએ માયાપ્રયોગ કરી કહ્યું અરે! તુરત તપાસ કરો ને લૂટ લાવી આપો. બધું આણીને પેલી વૃધ્ધાને સોંપ્યું, અને તેને વળી પોતાને ઘેર આણી, વિવિધ ભક્તિ કરી પૂછયું કે આપને હજ કરવા જવાની ઇચ્છા છે? તેણે હા કહી એટલે મંત્રીએ કહ્યું કે થોડા દિવસ અત્ર વિલંબ કરો. વિલંબ કર્યો એટલે આરસપહાણનું તોરણ ઘડાવી આપ્યું. ગોળવીને વળી જુદું કરી નાખ્યું ને સૂત્રથકી બાંધી આપ્યું. સૂત્રધારોને સાથે મોકલ્યા. પછી મંત્રીએ કહ્યું માર્ગ ત્રણ છે, એક જલમાર્ગ, બીજો ઉંટ ઉપર જવાનો માર્ગ, ને ત્રીજો તો અલંઘ્ય છે. જ્યાં જે રાજા હોય તેની સાથે આખા માર્ગનું બરાબર સૂત્ર કરી આપ્યું, અને તે તે રાજાદિને આપના પુષ્કલ દ્રવ્ય આપ્યું. એમ સામગ્રી કરી આપીને તેને મોકલી. હજને સ્થાને પહોચીને પેલું તોરણ મસીદને દ્વારે બાંધ્યું, ત્યાં દીપતૈલાદિ પૂજા કરી, ને રાજા તરફથી વર્ષાસન કરાવ્યું, બહુ બહુ દાન કર્યું. એ સર્વથી અત્યંત યશ વાધ્યો. વૃધ્ધા પાછી ફરીને સ્તંભપુર આવી, આવતાંજ મંત્રીએ પ્રવેશોત્સવ કરાવ્યો ને પોતે તેના ચરણ ધોયા. એમ ભકિતપૂર્વક દશદિન પર્યંત તેને રાખીને તેટલામાં પાંચસો ધવલકિશોર તથા બીજાં દુકૂલગંધાદિ લીધું. વૃધ્ધાને મંત્રીએ કહ્યું માતા! ચાલશોજ? મને આજ્ઞા હોય તો હું પણ સાથે આવું. તેણે કહ્યું ત્યાં તો મારૂંજ રાજ્ય છે, સુખે ચાલ, સારી સંભાવના થશે શ્રીવીરધવલની આજ્ઞા લઇને મંત્રી ચાલ્યો, દિલ્હી આગળ જઇ પહોચ્યો; રાજમાતાના કહેવા પ્રમાણે બે કોશ દૂર રહ્યો. સુરત્રાણ માતાની સામો આવ્યો, અને માતાને પ્રણામ કરી પૂછવા લાગ્યો કે યાત્રા સુખે પાર પડી? ડોશીએ કહ્યું મને અસંખ્ય શાતું થાય, દિલ્હીમાં તારા

જેવો માગે પુત્ર છે; ને ગૂર્જરેશ્વરામાં વસ્તુપાલ જેવો છે ત્યાં અસુખની વાત શી ? સુરત્રાણે પૂછયુ, એ જેનુ નામ વિનયપક્ષપાતિપૂર્વક આપે કહ્યું તે કોણ છે ? તેને અત્ર કેમ આણ્યો નહિ ? ડોશીએ કહ્યું આણ્યો છે, જુઓ, એમ કહી અશ્વપાલ મોકલી વસ્તુપાલને બોલાવ્યો. રાજાને પગે પડયો, રાજાએ તેને કહ્યું અમારાં માતા તમારી સ્તુતિ કરેછે, તો કાંઇ માગો. વસ્તુપાલે કહ્યું દેવ! ગૂર્જરેશ્વરા સાથે આપે જીવતા પર્યંત સંધી રાખવો એ એક, ને બીજું એ કે મમ્માણીખાણમાંથી પાંચ પથરા, એ બે માગ્યું આપો. રાજાએ તે પ્રમાણે આપ્યું; પાંચે પથરા પૂનડે મોકલાવી આપ્યા, ને તે શત્રુંજયાદિ તીર્થમાં વપરાયા. એક ઋષભકુલહીમાં, બીજો પુંડરીકકુલહીમાં, ત્રીજો કપર્દીકુલહીમાં, ચોથો ચક્રેવરીમાં, ને પાંચમો તેજલપુર પાર્શ્વનાથની કુલહીમાં, એમ પાંચે ઠેકાણે વપરાયા. મંત્રીશ્વર પોતાને પુર ગયો ને સ્વામીને નમ્યો. વિરધોલકંઠિત એવા તેમણે દિલ્લીવૃત્તાંત કર્ણપરંપરાથી સાંભળ્યો હતો, છતાં મંત્રીને ફરી પૂછયો. મંત્રીએ ગર્વ કર્યા વિના બધો વૃત્તાંત કહી બતાવ્યો. વીરધવલ બહુ પ્રસન્ન થયો અને દશલક્ષ સુવર્ણ આપ્યા; મંત્રીએ ઘેર પહોચતા પેહેલાંજ વાપરી નાખ્યા. ઘેર ગયો ત્યાં લોક વધાવવા આવ્યા તેમનો સત્કાર કરી રજા આપી. કવિઓ કહેતા હતાઃ એકજ દ્વિજરાજ[1] ને દેખી પદ્મ સંકોચ પામેછે, પણ લક્ષ દ્વિજરાજ દીઠા છતાં પણ તમારૂં પાણિપદ્મ સદા વિકાસી રહેછે એ આશ્ચર્ય છે/શત્રુનું ઉચ્ચાટન કરવામાં, લક્ષ્મીનું આકર્ષણ કરવામાં, સ્વામીના હૃદયરૂપી અશ્વને કબજે રાખવામાં, વસ્તુપાલ એકજ મંત્રીશ્વર છે કે જેને મંત્ર સિદ્ધ અને સર્વથી ઉત્તમ છે. એમ સ્તુતિ થવા માંડી ત્યારે લજ્જાથકી વસ્તુપાલે નીચે જોવા માંડયું. ત્યારે મહાનગરવાસી નાનાક કવિએ કહ્યું તુંજ એક ભુવનોપકારક છે એમ સત્પુરુષો કહેછે તે સાંભળીને લજ્જાથી માથુ નમાવી તું ધરાતલ નીહાળેછે તેનું

1 ચંદ્ર, અને બ્રાહ્મણ, એ અર્થથકી વિરોધ અને પરિહાર સાધી લેવાં.

તાત્પર્ય હું સમજ્યું, કે હે વાગ્દેવીના વદનારવિંદના એક તિલક-રૂપ વસ્તુપાલ ! તું પોતાકથી બલીનો ઉદ્ધાર કરવાનો માર્ગ શોધે છે. તેજ સમયે કૃષ્ણનગરીના કવિ કમલાદિત્યે પ્રકારાંતરે કહ્યું: ચલા એવી લક્ષ્મી એણે ત્યાગરૂપા કરી છે, ને તેણે અર્થીનો સંયોગ પામતાં કીર્તીરૂપી પુત્રીને જન્મ આપ્યો છે, એ પુત્રી આજ ત્રણે ભુવનમાં રઝળેછે તેની વાત સાંભળવાથી એવા મહાજનોને લાજ આવેછે.

એક વાર મંત્રીના સાંભળવામાં એમ આવ્યું કે રૈવતક આગળથી આવતા લોક પાસે ભરટા પૂર્વનરેંદ્રદત્ત કર ઉઘરાવેછે. પોટલામાંથી એક માણો દાણા લે છે, રૂપામાંથી એક કર્ષ લે છે, ને એ રીતે લોકને ઉપદ્રવ કરેછે. સચિવે તેમના આયનો નિર્ણય કરી કુહાડી નામે ગામ આપી ભરટાને કર લેતા બંધ કર્યા. અંકેવાળીયા નામનું ગામ ઋષભદેવ અને નેમિનાથની યાત્રાએ જનાર ગરીબ લોકના પોતે ઘેર પહોચે ત્યાં સુધી ચાલે એટલું ભાથુ બંધાવવામાં ઉપજ વાપરવા સારૂ કાઢી આપ્યું. શત્રુંજય રૈવતનો ઉપત્યકામાં આવેલા નાગરોમાં સુખાસનો કરાવી રખાવ્યાં કે અપંગ રોગી આદિ યાત્રાલુ તેમાં બેશી ઉપર ચઢા શકે. તે ઉચકનાર નરોને ગ્રાસમાં શાલિનાં ક્ષેત્ર આપ્યાં. સર્વ તીર્થમાં દેવને રત્નજડિત હેમભૂષણ આપ્યાં, તેમ વિદેશથી આવતા સૂરિઓની સેવા માટે આમણીઓ[1]ની યોજના કરી. લૈકિક તીર્થ જે તેણે કરાવ્યાં તે તો સ્વામિરંજનાર્થે કરાવ્યાં ભક્તિથકી નહિ, કેમકે તે તો સમ્યક્દૃષ્ટિ વાળો હતો.

એક વાર મંત્રી ધોળકેથી સ્તંભપુર ગયો તો ત્યાં વહાણમાંથી ઘોડા ઉતરતા જોયા. તે વખતે સોમેશ્વર કવીંદ્ર પાસે હતા તેમને મંત્રીએ સમસ્યા પૂછી "પ્રાવૃટ્કાળે પયોરાશિ ગર્જિતવર્જિત હતો."[3]

---

૧ તળેટીમાં ૨ ગામના મુખીઓની ૩ વર્ષાસમયે સમુદ્રમાં ગર્જના નથી.

સોમેશ્વરે પૂર્ણ કરી કે ".શકે અંદર સૂતેલા જગન્નાથની નિદ્રાનો ભંગ થશે એવા ભયથી ". સોળ પીઠા તુષ્ટિદાન આપ્યું. વળી કોઇ સમયે મંત્રીએ કહ્યું "કાક કે ઉંટ;" તે સમસ્યા સોમેશ્વરે પૂર્ણ કરી કે "જેણે મારા પતિનું આગમન સૂચવ્યું ને જેણે મારા પતિને આણ્યો તે એમાંથી હે સખિ ! પ્રથમે કોને પૂજું ! કાક કે ઉંટ" ! એ કાવ્ય માટે પણ સોળ હજાર દ્રમ્મ આપ્યા—એવી તેની લીલા હતી. એક વાર વૃધ્ધો પાસેથી ઇતિહાસ સાંભળ્યો કે પ્રાગ્વાટ ( પોરવાડ ) વંશમાં વિમલ નામે દંડનાયક, વિમલવાહિલનો ભાઇ હતો. તે બહુ સમય સુધી અર્બુદાધિપતિ રહ્યો કેમકે તેના ઉપર ગૂર્જરેશ્વરની કૃપા હતી. વિમલમતિ એવા તે વિમલને બે વાંછના થઈ; પુત્રવાંછના, ને પ્રાસાદવાંછના. તે વાંછના સિધ્ધ કરવા માટે અંબિકાની ત્રણ ઉપવાસ કરીને તેણે ઉપાસના કરી. અંબિકા પ્રત્યક્ષ થઈ બોલી વત્સ ! શી ઇચ્છા છે? બોલ. વિમલે કહ્યું મારે પુત્રની ઇચ્છા છે ને એક પ્રાસાદ અર્બુદ શિખર ઉપર કરવાની ઇચ્છા છે. અંબાએ કહ્યું બે વાત પ્રાપ્ત નહિ થાય, એક માગ. ત્યારે વિમલે, સંસારવૃધ્ધિ એજ જેનું ફલ એવી અસાર પુત્રેચ્છા મૂકી પ્રાસાદેચ્છા સફલ કરવાનીજ ઇચ્છા કરી. અંબાએ કહ્યું જા સફલ થશે; પણ ક્ષણ વાર રહે, હું ગિરિવર અર્બુદાચલની અધિષ્ઠાત્રી મારી સખી શ્રીમાતાની સંમતિ લેઇ આવું. વિમલ એટલી વાર ધ્યાનમાં બેઠો. શ્રીમાતાનું મત લેઇને દેવી આવી, ને બોલી પુષ્પસગ્દામરુચિર૧ અને ગોમય ગોમુખ જ્યાં દેખાય તે ભૂમિને પ્રાસાદાર્હ જાણજે, તેવી ભૂમિ શ્રીમાતાના પ્રાસાદની પાસે છે. તે પ્રમાણે તપાસ કરીને વિમલે ચંપકદ્રુમ પાસે પ્રાસાદ કરાવવા માંડયો. તેમાં મ્હોટી પિત્તલની પ્રતિમા, વિક્રમાદિત્યથકી એક હજાર ઉપર અઠાશી વર્ષ વીત્યે, આર સૂરિએ, શ્રીઆદિનાથની બેસાડી. વિમલવસતિ એવું પ્રાસાદનું નામ પાડ્યું. તેનાં દર્શન કરવાથી જન્મફલ પ્રાપ્ત

૧. પુષ્પની માલાથી શોભીતું..

થાય છે. આ કથા સાંભળી મંત્રીએ વિચાર કર્યો કે અમે ચાર ભાઈ હતા તેમાંથી હાલ બે છીએ, ને માલદેવ અને લૂણિગ એ બે સ્વર્ગે ગયા છે; માલદેવના નામથી કીર્તન આગળ કરાવ્યાં છે, પણ લૂણિગના શ્રેયસ માટે અત્યારે અર્બુદ ઉપર જિનપ્રાસાદ કરાવવો. આ વાત તેણે તેજપાલને કરી, જે તેણે પણ શુધ્ધ ભાવથી સ્વીકારી. પછી તેજપાલ ધોળકેથી, અર્બુદાચલના ભૂષણરૂપ ચંદ્રાવતી પુરીમાં ગયો અને રાણા ધરાવર્ષને ત્યાં પહોચ્યો. તેણે અતિશય પૂજા કરી અને વિનતિ કરી કે શી આજ્ઞા છે? મંત્રીએ કહ્યું અર્બુદાચલ ઉપર પ્રાસાદ કરાવીએ છીએ તેમાં આપ સહાય થશો? ધરાવર્ષે કહ્યું આપનો સેવક સર્વદા તત્પરજ છે, જે હોય તે આજ્ઞા કરો. પછી રાષ્ટ્રિક ગૌગલિકાદિને મહાદાનથકી વશ કર્યાંને એવી યોજના કરી કે જેથી નવા ચૈત્ય ઉપર તે લોક કરનો ભાર નાખે નહિ. કહ્યું પણ છે કે દાનથકી ભૂતમાત્ર પણ વશ થાય છે. પછી ચંદ્રાવતીના મહાજનના મુખ્ય શ્રાવક ચાંપાને ઘેર જઇ કહ્યું અમે અર્બુદ ઉપર ચૈત્ય કરાવીએ છીએ, તે જો આપ પૂજાસાન્નિધ્ય કરો તો કરીએ. ચાંપલે પોતાની તેમ અન્ય કુટુંબની દેવપૂજા માટે નિત્યધનચિંતા કરી. પછી મંત્રીએ આરાસાણ જઇ, ચૈત્ય કરવા યોગ્ય પથરા કઢાવી બળદોથી તાણીને અર્બુદની તળેટીમાં આણ્યા. અર્ધા કોશથી હાટ કરાવ્યાં તેમાં સર્વસ્વ મળી શકતું હતું. એ રીતે મનુષ્ય પશુ આદિ કોઇને પીડા ન થાય તેવી યોજના કરી હતી. ઉબરિણીમાર્ગે થઇને ગિરિ ઉપર દ્વિગુણ દલ પોતે ચડાવ્યું કે પરચક્રાગમની ભીતિ રહે નહિ. ને વિશેષમાં વળી તે માર્ગને પણ વિષમ કરી મૂકયો. આ પ્રકારે તૈયારી થયા પછી શોભનદેવ નામના સૂત્રધારને બોલાવી, કર્મસ્થાને તેનો નિયોગ કર્યો. ઉદલનામના પુરુષને શાલાનો ઉપરી ઠરાવ્યો અને વગર અટકયે ઇચ્છાનુસાર વ્યય કરવો એવી તેને રજા આપી. આ રીતે તંત્ર રચીને તેજપાલ ધોળકે પાછો આવ્યો. પ્રાસાદ થતો ચાલ્યો, શ્રીનેમિનુ બિંબ કસોટીના પાષાણનું ઘડાતું ચાલ્યું. સાતસો સૂત્રધાર ઘાટ ઘડતા હતા, તે એવા નઠારા હતા કે આગળથીજ

અર્થ માગતા, ને કાર્યસમયે વળી ફરી માગતા. તે વાત ઉદલે તેજપાલને લખી, દેવ ! દ્રમ્મ ખુટતા ચાલે છે સૂત્રધારો પ્રથમથી માગે છે. ત્યારે તેજપાલે કહેવરાવ્યું દ્રમ્મ નાશ પામ્યાછે એ શું કહો છો ! શું કોહી ગયા ? ના તેમ તો નહિજ હોય. ત્યારે શું મનુષ્યોને ઉપકાર કર્યો ? એમ હોય તો 'મારી માતા વંધ્યાછે' એવા વ્યાઘાત જેવું વચન શું કહો છો? કે ઉપકારમાં ગયા તે દ્રમ્મ નાશ પામ્યા. માટે સો વાતની એક વાત એ છે કે સૂત્રધારની ઇચ્છાનુસાર વર્તવું, ને આપ્યાં જવું. તે ઉપરથી ઉદલ આપ્યાં જતો હતો. એમ કરતાં પ્રાસાદ તૈયાર થયો, ગભારામાં શ્રીનેમિનાથનું બિંબ સ્થાપ્યું અને તેજપાલને બધો વૃત્તાંત જણાવ્યો. ઉભયે મંત્રી બહુ પ્રસન્ન થયા, વસ્તુપાલની આજ્ઞાથી તેજપાલ અનુપમાને સાથે લેઇ થોડાંક માણસસમેત અર્બુદગિરિ ઉપર ગયો. પ્રાસાદને સંપૂર્ણ થવા આવેલો જોઇ બહુ સંતોષ પામ્યો. સ્નાન કરી શુદ્ધવસ્ત્ર પહેરી પત્નીસમેત મંત્રી નેમિને પૂજી, ધ્યાન કરીને ઉભો રહ્યો. ક્ષણ વારમાં અનુપમા પોતાના પતિને તેવી સ્થિતિમાં મૂકી નવીન પ્રાસાદ જોવાના કુતૂહલથી બહાર આવી. ત્યાં સૂત્રધાર શોભનદેવ મંડપના ચાર સ્તંભ ઉભા કરવાનું કરતો હતો. મંત્રિણીએ કહ્યું હું ઘણા દિવસથી જોઉંછું, પણ સ્તંભ ઉભા થયા નથી. ત્યારે શોભનદેવે કહ્યું આ તો પર્વતપ્રદેશ છે, ટાઢ બહુ છે, એટલે પ્રાતઃકાલમાં કામ થવું વિષમ પડેછે, મધ્યાન્હે ઘેર જઇએ નાહીએ ખાઇએ, એમ વિલંબ થાયછે, વિલંબનો શો ભો છે! શ્રી મંત્રીશ્વર ચિરરાજ્ય ભોગવેછે. અનુપમાએ કહ્યું સૂત્રધારો એ તો સારી સારી વાતમાત્રજ થઈ, કોઇ ક્ષણ કેવી આવે તે કોણ જાણેછે! તે સાંભળી સૂત્રધાર મૌન રહ્યો. પત્નીને બોલતી સાંભળીને મંત્રી બહાર આવ્યો અને સૂત્રધારને કહેવા લાગ્યો કે અનુપમા શું કહેતી હતી ? સૂત્રધારે કહ્યું આપ જે જાણોછો તેજ. મંત્રીએ પત્નીને પૂછ્યું કે તું શું કહેતી હતી ? અનુપમા બોલી દેવ ! હું એમ કહેતી હતી કે કાલનો શો વિશ્વાસ ? કોણ કાલ દેખે આજે ને કોઈ

કેવો ! પુરુષોનું તેજ સર્વદા તેનું તે રહેતું નથી. લક્ષ્મીનો કે પોતાનો સ્થિર નાશ અવશ્ય થાયજ છે તો તેવી વાતમાં બુધ્ધિમાન્ પુરૂષો બુદ્ધિ રાખતા નથી. વૃધ્ધોને આરાધતા, પૂર્વજોને તૃપ્ત કરતા, ને લક્ષ્મીહીન થયેલાને જોતા સંતા પણ જંતુ મોહથી જાગતા નથી. રાજાના ભ્રૂવિલાસ ઉપર વગર આધારે લટકતી એવી લક્ષ્મીને પણ સેવકો પોતાની માનેછે એ મહા ખેદની વાત છે. આમ વિપત્તિ, આમ મૃત્યુ, આમ વ્યાધિ, આમ જરા, એ ચારેથી જંતુઓ નિરંતર પીડાયછે. આવું સાંભળી મંત્રીશ્વર બોલ્યો અહો કમલદલદીર્ઘલોચનો તારા વિના આવી વાર્તા કોણ કરી શકે ? તાગ્રપર્ણિતટોત્પન્ન મૌક્તિક અને ઇક્ષુકુક્ષિજ+ તેની સ્પર્ધા કરનાર તારાં મિષ્ટ વચનો અતિ રમણીય છે. ગૃહચિંતાભર હરણ, મતિ આપવાપણું, અખિલ પાત્રસત્કરણ, એ આદિ શું શું, ગૃહિણીરૂપી ગૃહકલ્પલતામાંથી ફલતું નથી, રાજ્યસ્વામિનિ ! કહો, શી રીતે આ પ્રાસાદ શીઘ્ર થતો ચાલે? દેવીએ કહ્યું નાથ ! રાતના સૂત્રધાર જુદા ને દિવસના જુદા રાખો. એક કડાઇયું ચાલતું રાખો ને અમૃતભોજન કરાવી તેમને યથાયોગ્ય વિશ્રામ આપતા જાઓ એટલે સૂત્રધારોને રોગ થશે નહિ, અને હર્ષથી કાર્ય કરતાં પ્રાસાદ પૂર્ણ થઇ જશે. આયુષ્ તો નિત્ય ઘટતુંજ જાયછે, લક્ષ્મી અસ્થિરજ છે. બુદ્ધિમાને વિદ્યા અને અર્થને કદાપિ જરા કે મૃત્યુ આવનાર નથી એમ સમજી પ્રાપ્ત કરતા રેહેવું, અને મૃત્યુએ કેશ પકડ્યા હોય તેમ ધર્મ આચરવો. ઇત્યાદિ વાર્તા સરસ્વતીની વીણાના જેવા કોમલ સુરથી કહી, ને સુલક્ષણી પત્ની શાંત રહી. મંત્રીએ સર્વ દેશના સૂત્રધાર ભેગા કરી તેના કહ્યા પ્રમાણે રીતિ ચલાવી. પ્રાસાદ પૂર્ણ થઇ ગયો. મંત્રી ધોળકે ગયો. કેટલેક દિવસે વધામણીઓ આવ્યો, ને કહેવા લાગ્યો દેવ ! અર્બુદાચલ ઉપર નેમિચૈત્ય પૂર્ણ થઈ રહ્યું. બન્ને

+ તાગ્રપર્ણી, નામની નદીમાંથી થયેલાં મોતી જેવાં તેમ ઇક્ષુકુક્ષિજ એટલે ઈક્ષુ શેલડી તેમાંથી થયેલાં અર્થાત્ અતિમિષ્ટ.

પ્રભાઇ પ્રસન્ન થયા ને સંઘ લઇ ત્યાં ગયા. ત્યાં જાબાલિપુરથી શ્રી-યશોવીર નામે ભાંડાગારિક[1] જે સરસ્વતીકંઠભૂષણરૂપે વિખ્યાત હતો તે આવ્યો. વસ્તુપાલ તેજપાલને મળ્યો, તે સમયે ન્યાય વિક્રમ અને વિનય ત્રણ એકત્ર મળ્યા હોય તેવું દેખાયું. ચોરાશી રાણા, બારમાંડલિક, ચાર મહાધર, ચોરાશી મહાજાત, એમ સર્વની સભા થઈ, ત્યાં વસ્તુપાલે યશોવીરને કહ્યું ભાંડાગારિક! તમે ઉદયસિંહને,, યૌગંધરાયણ જેમ વત્સરાજાને હતા, તેવા છો, તમારી સ્તુતિ અમે પોળકા સુધી સાંભળીએ છીએ: શ્રીયશોવીર મધ્યશૂન્ય એવાં બિંદુ માત્ર નિરર્થક છે, પણ તમે તેમને મોખરે થાઓછો ત્યારેજ તે અમુક સંખ્યારૂપ બને છે. હે યશોવીર! તમારી કીર્તિને વિધિ ચંદ્ર ઉપર લખવા જાયછે તો પ્રથમના બે અક્ષરજ ત્રિભુવનમાં સમાતા નથી. એજ કારણથી અમારા હૃદયમાં નિરંતર આપનાં દર્શન માટે ઔત્સુક્ય રહ્યાં કરતું હતું તે આજ પૂર્ણ થયું. આપને મળાયું ને તે પણ વળી નેમિનાથની સમક્ષ એ કરતાં વધારે પ્રિય શું હોય! પછી યશોવીરે કહ્યું કર્ણ-પરંપરાથકી આપની કીર્તિ સાંભળી પ્રીતિ પામેલા એવા અમે તેનું મન આપના સમાગમ માટે ઉત્સુક ન હતું, પણ શ્રુતિ ૨ ઉપર પ્રત્યય ન કરનારાં, ને પોતે જુએ તેનેજ સ્વીકારનારા એવાં ચ્યા ચક્ષુ આપ જેવા દાક્ષિણ્યૈકનિધાનના દર્શન માટે ઉત્કંઠિત હતાં. એ આદિ કથા થઇ. પ્રાસાદ અને બિંબની પ્રતિષ્ઠાના ઉત્સવ થયા. શ્રી વસ્તુપાલે એકવાર ચૈત્યનાં દૂષણાદિ પૂછયાં તે ઉપરથી યશોવીર બોલ્યો. દેવ! શોભનદેવ સૂત્રધાર છે તે શોભનજ કરેછે; તે યોગ્યજ છે કે આ અંબાને કીર્તિસ્તંભ ઉપર બેસારી છે, ને એક આંગળી ઊંચી કરીને રાખેલીછે તે ઉચિત છે. પરંતુ દોષ પણ નથી એમ નથી. પ્રાસાદની સરખાવટ કરતાં સોપાન બહુ ટુંકાં છે; સ્તંભે જે બિંબ

---

૧ ભંડારી.

૨ કાન અને વેદ બન્નેયે અર્થ કવિને ઇષ્ટ છે

છે તે આસાતનાનાં કારણ થશે; દ્વારપ્રદેશે વ્યાન્દ્રપ છે તે પૂર્ના-દપત્વ કરશે; જિનપૃષ્ઠે પૂર્વજોરોપણ કર્યું છે તેથી પાછળ થનાર-રની ઋદ્ધિ નાશ પામશે; આકાશદેશમાં જૈનમુનિમૂર્તિઓ મૂકી છે તેથી તમારા પછી દર્શનની પૂજા ઓછી થશે; ઇત્યાદિ દોષ કથ્યા' તે સાંભળતાં પોતાને સાપ લાગ્યા એટલે પોતે કાંઇ કોપ કર્યો નહિ, ઉલટું એમ માની લીધું કે જે ભવિતવ્યતા છે તેનો મતીકાર નથી. વિવિધ દાનાદિકથી વિક્રમાદિત્યની પેઠે પોતાનો મહિમા પ્રકાશ કરી, લોકોને પોત પોતાને સ્થાને વિસર્જન કરી, પરિજનસમેત મંત્રી ધોળકે જઇ પ્રભુને નમ્યો, ને સુખે રહેવા લાગ્યો.

શ્રીવીરધવલને બે પુત્ર હતા, એક વીરમ ને બીજો વીસલ. તેમાંનો વીરમ જુવાન હોઇ શૂરવીરોમાં મુખ્ય ગણાતો હતો. વર્ષાકાલમાં અકસ્માત્ વીજળીનો ચમકાર થાય તેની સામો પણ તરવાર ખેંચતો. એકવાર એકાદશીપર્વને દિવસે ધોળકા મધ્યે એક વૃક્ષ આગળ તે ગયો. તે પર્વને દિવસ લોકોમાં એવી રીતિ હતી કે સર્વે વૈષ્ણવો ૧૦૮ ખોર કે આમળાં કે દ્રમ્મ લાવીને વૃક્ષ નીચે મૂકે. વીરમે ૧૦૮ દ્રમ્મ મૂકયા. એક વાણીઓ તે સ્થાને હતો તેણે તેજ સમયે ૧૦૮ આણુ મૂકયા, તે જોઇ વીરમે તેના ઉપર તરવાર તાણીને કહ્યું કે અરે! મારાથી પણ તું વધી ગયો? એમ બોલતો વાણીઆને હણવા ધસ્યો તેવોજ વાણીઓ નાશીને વીરધવલની સભામાં પેઠો. ત્યાં કોલાહલ થઇ રહ્યો તે ઉપરથી વીરધવલે વાત જાણી. વીરધવલે વાણીઆના દેખતાં વીરમને ધમકાવ્યો ને કહ્યું આ શું કરે છે? તારાથી એ અધિક કરે તેની તારે શી પંચાત? અમારો ન્યાય જાણતો નથી? જા, નીકળ અહીંથી, મને ફરી મોં ન બતાવીશ. વાણીઆ તો મારો જંગમ કોશ છે, એટલે હું બેઠો છું ત્યાં સુધી તેનો અભિભવ કોણ કરનાર છે? એમ કહી તેને વીરમગામ નામના પાસેના ગામમાં સ્થાપ્યો. વીરમ પણ કોણિકકુમારની

પેઠે, પિતાથી ધિક્કારાયલો હોઇ, જીવતાંજ પોતાને મુવેલા જેવો જાણતો, ત્યાં રહ્યો. વીસલ રાણા વીરધવલનો પ્રિય હતો, તેમ વસ્તુપાલનો પણ તે માનીતો હતો, તે ધોળકામાં હતો. વીરમનો આવો વૃત્તાન્ત બન્યો છે, તેવામાં વૈદ્યે વીરધવલને વ્યાધિ થયેલો જાણાવ્યો. તે વખતે વીરમ પણ પોતાના સહાયને ભેગા કરી બલવાન્ થઇને રાજ્ય લેવા માટે, રાણાને મળવાના મિષથી, ધોળકે આવ્યો. તેજ સમયે વસ્તુપાલે, તેનો દુરાશય સમજીને, તાત્કાલિક બુધ્ધિથકી અશ્વગજહેમાદિ સ્થાનો ઉપર પરમ આપ્ત પુરુષોને એવા મૂકી દીધા કે વીરમનું કાંઇ ફાવ્યું નહિ. ધોળકામાંજ પોતાના મહોટા મહેલમાં રહ્યો. ત્રણ દિવસે વીરધવલ સ્વર્ગે ગયો. લોકમાત્ર શોકસાગરમાં પડ્યા. ઘણા લોકે મળી ચિતાગ્નિપણ કર્યું. મંત્રી પોતાનાં પરિજનસમેત કાષ્ઠભક્ષણ કરવા તૈયાર થયો પણ બીજા મુખ્ય પુરૂષોએ તેને વારી રાખ્યો. કહ્યું કે દેવ! તમે છો ત્યાં સુધી રાણાજી બેઠેલાજ છે, ને તમે લોકાંતરમાં પધારો ત્યારે તો દુશ્મનના મનોરથ સંપૂર્ણજ થાય, ગૂર્જરધરા પાતાલે જાય. એ ઉપરથી મંત્રીએ પ્રાણત્યાગ ન કર્યો, ઉત્થાપનને દિવસે મંત્રી શ્રીવસ્તુપાલે સભા સમક્ષ કહ્યું: ઋતુઓ ક્રમથકી આવે છે ને જાય છે, પણ વીરધવલ જતાં કરીને આ બે ઋતુનું યુગ્મ તો એવું જોડાયું કે તે કદાપિ ક્રમથકી આવે તેવું થનાર નથી:- લોકોનાં લોચનમાં વર્ષા, અને હૃદયમાં નિદાઘ. અનંત નિઃશ્વાસ નાખી સર્વે ગયા. વીરધવલના મરણ પછી તેના રાજ્ય ઉપર બેસવા માટે વીરમ તૈયાર થઇને જેવો ઘરમાંથી નીકળે છે તેવોજ વસ્તુપાલે વીસલ કુમારને ગાદી ઉપર બેસારી દીધો ને વીસલદેવના નામની આણ ફેરવી દીધી, તથા રાજ્યાંગમાત્રની આપ્ત પુરુષોથકી રક્ષા કરાવી, અને પોતે વીસલને લેઇ, સારા સારા અશ્વની ખરીથી પૃથ્વીતલની રેણુ ઉડાવતો, હાથમાં રમી રહેલાં તરવાર ભાલા આદિના કિરણથી રવિકિરણને દ્વિગુણિત કરતો, વીરમની સામો ચઢ્યો. દારુણ સમર મચ્યો, પણ વીરમને પોતાનો પ્રભાવ ફાવે તેવું લાગ્યું નહિ, તેથી તે નાઠો, અને પોતાના સસરા ઉદયસિંહના જાબાલિપુર ભણી ગયો.

મંત્રીએ પોતાની દક્ષતાથી તેનો આશય સમજી, સોળ યોજન
તેવા પુરુષોને ઉદયસિંહની તરફ મોકલ્યા, ને કહાવ્યું કે રાજાના
નુ એવા તમારા જમાઇને જો તમે આશ્રય આપશો તો જીવ અને
જય બે ખોશો. વીરમ જાબાલિપુરના ઉદ્યાનમાં આવ્યો; તે ત્યાં ઉ
ધીરે ધીરે મુકામ કરતો હતો તેવામાં નગરરક્ષકોને ઉદયસિંહે આ
કરેલી હતી એટલે તેમણે બાણના પ્રહારથી તેનું શરીર ચાલણી જે
કરી નાખ્યું. વીરમ મરી ગયો એટલે તેનું માથું ઉદયસિંહે વી
લદેવને મોકલી આપ્યું. પછી નિષ્કંટક રાજ્ય રહ્યું. વીસલદેવનું
જય વીરધવલે પ્રાપ્ત કર્યું હતું તેથી કાંઇ ન્યૂન થયું પણ વધ્યું ન
વીસલ ફાવ્યો એટલે તેણે પ્રસંગે પ્રસંગે વસ્તુપાલ ઉપર કરડી
જર કરવા માંડી: જેમ જેમ પુરુષ સંપત્તિના અગ્રભાગે ચઢતો જ
છે, તેમ તેમ ગુરુને પણ લઘુ દેખતો જાય છે. રાજાએ નાગડ નામ
બ્રાહ્મણને પ્રધાન કર્યો, મંત્રીને લઘુશ્રીકરણમાત્રજ સોંપ્યું. રાજ
એક સમરાક નામનો પ્રતીહાર હતો, તે નીચ પ્રકૃતિનો હતો, તેણે
અન્યાય કરેલો તેથી મંત્રી શ્રીવસ્તુપાલે તેને પીડા કરી હતી. તેને
સમયે અવકાશ મળ્યો એટલે તેણે રાજાને ભરાવ્યું કે આ મંત્રી
પાસે અનર્ગલ ધન ભેગું થયું છે તે આપ માગી લો. રાજાએ પ
તેમને બોલાવીને કહ્યું કે ધન આપી દો. મંત્રીઓએ કહ્યું શત્રુંજયા
તીર્થમાં વ્યય કરી દેવાને લીધે અમારી પાસે રોકડ ધન નથી. રાજા
કહ્યું એ વાત ખરી હોય તો દિવ્ય કરો. મંત્રીએ કહ્યું આપ
ને દિવ્ય કરાવવું હોય તેની આજ્ઞા કરો. રાજાએ ઘટસર્પ અણાવ્યે
લવણપ્રસાદે ઘણો નિષેધ કર્યો પણ તેનું વચન રાજાએ કાને ધ
નહિ, કેમકે નવો સવો તે ઘણા અભિમાન ચઢી ગયો હતો. ત્યા
સોમેશ્વરે એક કાવ્ય કહ્યું: હે સમીર ! એક માસમાંજ પાટલે રજ:
પરિમલના વ્યાલોલપણાથી આવી પ્રૌઢિ પ્રાપ્ત કરીને આ શું કર્યું
અંધકારનો નાશ કરનાર જે સૂર્ય અને ચંદ્ર તેમને ઢાંકી દઇ તેમને
સ્થાન આકાશમાં ચરણસ્પર્શને યોગ્ય એવા રજને સ્થાપી દીધો

દિવ્ય નિવૃત્ત થયું. પછી મંત્રી ધોળકામાં રહેતા હતા, ત્યાં એક પૌષધશાલા હતી તેમાંથી પુંજો વાળીને કોઈ નોકર ચાકર નીચે ફેંકતો હતો. એ પુંજો વીસલદેવનો મામો સિંહ તે રસ્તેથી યાનારૂઢ થઇ જતો હતો, તેના માથા ઉપર પડયો, તેથી તેને ક્રોધ આવ્યો એટલે અંદર જઇને પેલા નોકરને તતડાવીને પૂછવા લાગ્યો, અને સારી પેઠે માર મારી કહેવા લાગ્યો અરે જંબુક ! સિંહકુલને નથી ઓળખતો ! એમ કરીને તે પોતાને ઘેર ગયો. તે વૃત્તાન્ત વસ્તુપાલને, ભોજનસમયે પહેલોજ કોળીયો મોમાં મૂકતી વેલાએ, રોતે રોતે આવીને નોકરે નિવેદન કર્યો. મંત્રી જમ્યા વિનાજ ઉભો થયો અને પેલા માણસને ધીરજ આપી બેસાડયો; અને પોતાના નોકરો નેકહ્યું રે ક્ષત્રિયો ! તમારામાં કોઇ એવો છે કે જે મારા મનની દાઝ સમાવે ? ભૂણપાલનામના એક રાજપુત્રે કહ્યું દેવ ! આજ્ઞા કરો, પ્રાણ આપતાં પણ આપના પ્રસાદઋણથી મુકત થવાય તેમ નથી. ગુપ્ત રીતે મંત્રીએ કહ્યું કે જેકું-આવંશના સિંહનામના રાજમાતુલનો જમણો હાથ કાપી ને લાવો. રાજપુત્ર જેવી આજ્ઞા એમ કહીને એકલોજ નીકળ્યો, ને મધ્યાન્હસમયે સિંહના દરવાજા આગળ જઇ ઉભો. તેવામાં રાજકુલમાથી સિંહ આવ્યો. રાજપુત્રે આગળ આવીને કહ્યું કે મંત્રી શ્રીવસ્તુપાલે મને આપની પાસે કાંઇ ગૂઢ કાર્ય માટે મોકલ્યો છે, માટે આપ જરાક આ તરફ આવીને સાંભળો તો ઠીક. એમ કહેવા ઉપરથી સિંહ જરાક બાજુએ આવીને વાત સાંભળવા જાય છે, તેવામાં પેલા મંત્રિભૃત્યે સિંહનો હાથ પોતાના હાથમાં લીધો, અને ઝટ લઇને, છરીથી કાપી લીધો. લેતાની સાથે બોલ્યો કે હું વસ્તુપાલનો ભૃત્ય છું. વળી ફરીથી શ્વેતાંબરનો પરિભવ કરજો એમ કહેતો કહેતો દોટ કાઢીને ભૂણપાલ મંત્રી પાસે જઇ પહોચ્યો મંત્રીએ તેની બહુ શ્લાઘા કરી અને પેલો હાથ પોતાના મહેલ ઉપર બંધાવ્યો અને પોતાના આપ્ત મનુષ્યોને ઘર આગળ રાખી લીધા. તમામ નોકરોને કહી દીધું કે જેને જીવ વહાલો હોય તે ઘેર જાઓ, અમે તો બલવાનની સાથે વૈર વહોર્યું છે એટલે અમારો

જીવ તો હાથેળીમાં આવી રહેલોજ છે. સર્વેએ કહ્યું જીવિતનો સંદ-હજ છે, તો આપની સાથે મરવું એ વધારે ઉચિત છે. પછી દરવાજા બંધ કરી ઘરની ચારે પાસા માણસો રક્ષા કરવા લાગ્યાં; અને મંત્રી પણ કવચ ધનુષ્ ખડ્ગ ધારણ કરી મહેલમાં તૈયાર થઇ રહો. આ-ણી તરફ સિંહના પણ નોકર ચાકર ભેગા થયા, બાંધવાદિ આવ્યા, તે સર્વેની સાથે તેણે પ્રતિજ્ઞા કરી કે સપુત્રપશુબાંધવ વસ્તુપાલને હણવો. જેઠુઆનું સૈન્ય ચાલ્યું તે કલકલાટ કરતું રાજમંદિર આ-ગળ આવ્યું ત્યારે એક વૃધ્ધે કહ્યું કે રાજાને અરજ કરવી જોઇએ કે પછીથી સાહસ કર્યું ન કહેવાય. તે ઉપરથી રાજાને વિનતિ કરી. રાજાએ વૃત્તાન્ત જાણી વિચાર કરીને કહ્યું કે અનપરાધ્ધને વસ્તુપાલ પીડા કરે નહિ, માટે તમે પણ કાંઇક અન્યાય કર્યો હશો ખરો, તમે મંત્રીના ગુરૂને પીડા કરી, માટે તમે હવે આટલેજ અટકો, જે યોગ્ય હશે તે હું મારી મેળે કરીશ. પછી રાજાએ સોમેશ્વરદેવને પૂછયું કે ગુરુ! અત્ર શું યોગ્ય છે? ગુરુએ કહ્યું મને મંત્રી પાસે મોકલો હું યથાયોગ્ય કરી આવીશ. તે ઉપરથી સોમેશ્વરને મોકલ્યો. તેણે મંત્રીના મહેલને બારણે આવી મંત્રીની આજ્ઞા લીધી, અને પોતે અંદર ગયો ને બોલ્યો મંત્રિન્! આ શું? અલ્પ જેવી વાતમાં આપે કેટલું બધું કરી નાખ્યું! જેઠુઆ ભેગા થયા છે, રાજા તેમ-નો ભાણેજ છે એટલે તે પણ ક્રોધે ભરાયો છે, માટે આપ શાન્ત પડો તો સંધિ કરાવી આપું. મંત્રીએ કહ્યું મરણથી શું ભય છે! પણ ગુરુ-પરિભવ બહુ દુઃસહ છે. ક્રર્યાં હર્યાં ખાધું પીધું આપ્યું લીધું ખેલ્યા રમ્યા, મરવાનું તો છેજ માટે આ એક મરણ આ પ્રકારેજ થાઓ. જીવિતના એકફલરૂપ, ઉદયાર્જિત, એવો યશ જેણે પ્રથમથી લૂટયો છે, તેવા મનસ્વી, શરીરરૂપી પરાળને શા માટે સાચવે! આવાં વચનોથી મંત્રી મરણીઓ થયો છે એમ સમજી ગુરુએ જઇ રાજાને કહ્યું કે આ સંઘટ્ટમાં મંત્રી મરશે, તે શૂર છે અને શૂરા પોતાના જીવિતને તૃણવત્ ગણે છે, અને આવો શૂર કોઇ વિષમ કાર્યમાં આ-

ગળે કરવા કામ આવે તેવો છે, વળી એમણે તમારા ઉપર બહુ બહુ ઉપકાર કરેલા છે, એ પ્રભુ શાનો કહેવાય કે જે જીર્ણ ભૃત્યોના એક બે અપરાધ ન સહી કાઢે આપ આમ કરશો ત્યારે અમારા જે વાના મનમા પણ આપને માટે શો વિચાર થશે? એ પ્રકારે ઘણી ઘણી વાત ધીમેથી ગળે ઉતારી રાજાને પોતાને હાથ કર્યો રાજાએ કહ્યુ મ ત્રીને ધીરજ આપી સન્માનપૂર્વક અત્ર લાવો ગુરુએ જઈને મ ત્રીને એમને એમ ત્યાં આણ્યો રાજાએ તેના બહુ ઉપકાર સભારી આ દ્રનપને પિતા જેવો માની તેની સાત્વના કરી, અને સિહુને પણ મ ત્રીને પગે પાડયો, અને મ ત્રીએ છેદાવેલો હાથ લોકને બતાવ્યો રાજાએ કહ્યુ કે જે કોઇ મ ત્રીના ગુરુની અવજ્ઞા કરશે તેના પ્રાણ લઇશ એમ મ ત્રી અને જિનશાસનની પ્રતિષ્ઠા થઇ એમ વીસલ દેવ રાજ્ય ચલાવતો હતો

હવે વિક્રમાદિત્ય સ વત્ ૧૨૯૮ના વર્ષમા શ્રીવસ્તુપાલને સહજ તાવ આવવા લાગ્યો તેજપાલને તથા તેના પુત્ર પૌત્ર અને પોતાના પુત્ર જય તસિહુને પોતે કહ્યુ વત્સ! શ્રીનરચદ્ર સૂરિએ ૧૨૯૮ના ભાદ્રપદ વદિ ૧૦ ને દિવસે સ્વર્ગગમનસમયે મને કહ્યુ છે કે મત્રી તમારે પણ ૧૨૯૮માજ સ્વર્ગે આવવુ થશે તેમનુ વચન મિથ્યા હોય નહિ, કેમકે તેમને વચનસિદ્ધિ આવેલી હતી માટે હુ હવે શ્રીશત્રુ જય જઇશ યુગાદીશનુ પ્રણિધાન એજ રસાયન, સર્વભૂતદયા એજ પથ્ય, ગુરુ વૈદ્ય, એ બધા મારા ભવરૂપી રોગને મટાડો લક્ષ્મી મેળવી, સુખ ભોગવ્યુ, પુત્રનુ મુખ જોયુ, જૈનદર્શનની પૂજા કરી, હવે મૃત્યુ નુ ભય નથી કુટુ બના માણસોને તે વાત યોગ્ય લાગી, એટલે શત્રુ જય જવાની સામગ્રી તૈયાર કરાવી વીસલદેવે મ ત્રીની અશ્રુસહિત નયને રજા લીધી પછી મ ત્રી પોતે નાગડને ઘેર ગયો તેણે આસનાદિથી સત્કાર કર્યો, ને પછી મત્રી બોલ્યો અમે તો ભવાતરની શુદ્ધિ માટે વિમલગિરિ તરફ જઇએ છીએ, તમારે જૈન મુનિઓની નિરુપદ્રવ સભાળ લેવી, નઠારા

લોક તેમને કનડે નહિ તેમ કરવું. આ ગૂર્જરનાનું રાજ્ય વનરાજથી માંડીને આજ પર્યંત જૈન મંત્રીઓએ ચલાવેલું છે તે વાત દ્વેષીઓથી સહન થતી નથી એમ સમજવું. મંત્રી નાગડે કહ્યું શ્વેતાંબરોને ભક્તિવડે વધારીશ દાદા, ચિંતા ન કરશો, આપ સુખે પધારો. એવું સાંભળી સંતોષ પામી વસ્તુપાલ ચાલ્યો. અંકેવાલીઆ ગામ સુધી આવ્યો ત્યાં શરીરને વધારે શિથિલ જોઇ મુકામ કર્યો. ત્યાં સાથે આવેલા સૂરિઓ નિર્યામણા કરતા હતા, મંત્રીશ્વર શ્રદ્ધાથી લક્ષપૂર્વક સાંભળતો હતો. અનશન પોતે લીધું. તે પછી એક પામ થયો એટલે બોલ્યો સત્પુરુષો સંભારે તેવું કાંઇ સુકૃત ન કર્યું, કેવલ મનોરથ એજ પ્રવૃત્તિનો સાર જેમાં એવું વય અમને એમ ગયું; જિનશાસનની સેવાથી જે પુણ્ય મેં પ્રાપ્ત કર્યું હોય તેવડે જિનશાસનની સેવાજ મને ભવે ભવે મળજો; જે રાગીની ઉપર રાગી છે તેવી સ્ત્રીઓની કોણ ઇચ્છા કરે! હું તો તે મુક્તિને ઇચ્છું છું કે જે વિરાગીના ઉપર રાગી છે; શાસ્ત્રાભ્યાસ, જિનપતિસ્તુતિ, આર્યનો સહવાસ, સદ્દજનના ગુણગણની કથા, દોષવાદમાં મૌન, સર્વને પ્રિય અને હિત એવી વાણી, આત્મતત્ત્વની ભાવના, એટલા વાનાં મને ભવે ભવે, અપવર્ગ મળતા સુધી, થયાં જજો. એમ ભણતો ભણતોજ જિનશાસનગગનમંડલમૃગાંક[1] શ્રીવસ્તુપાલ અસ્ત થઇ ગયો. તે સમયે નિર્ગ્રંથો[2]નાં પણ મોટે સ્વરે રોવા લાગ્યા, તો સહૃદયાદિની તો વાતજ શી ! ત્યાં તેજપાલે વિલાપ કરવા માંડયો: કુમુદાકરનો આલ્હાદ, જલધિની વૃદ્ધિ, સુધાસ્યંદનથી પ્રદો[3]ષસમયે ચકોરવનિતાનેત્રને પ્રીતિ કરવી, એ સર્વનો અનાદર કરીને હૃદયશૂન્ય રાહુએ ત્રિલોકની લક્ષ્મીના લલાટના તિલકરૂપ ચંદ્રમાને ગળ્યો ! જયંતસિંહ બોલ્યો: વિવિધ પ્રકારના પણ ખદ્યોતમાત્ર પ્રભાવાળા ઘણાએ તારા આકાશને કયાં ચમકાવતા નથી ! પણ આ એક રજનીપતિના જવાથી તો દિશામાત્રનાં આનન મલિન થઇ ગયાં છે. કવિઓ બોલ્યા: અમને એમ લાગેછે કે હે

---

૧ ચંદ્ર.

૨ ગ્રંથી જેમની છૂટીછે તેવા ભવાતીત સાધુ. ૩. પ્રકાશ સમયે

વિધિ ! તુ મૂર્ખનો સરદાર છે, ને તારે અર્થિમાત્ર સાથે વૈર જણાય છે, કે તે વૈરોચન, સાતવાહન, બલિ, શ્વેત, અબ્જ, ભોજ, આદિ જે વિશ્વના જીવરૂપ તેમને કલ્પાંતજીવી ન કર્યા, અને માર્કંડેય, ધ્રુવ, લોમશ, આદિ મુનિઓને દીર્ઘાયુષ્ આપ્યુ. લોક પણ કહેવા લાગ્યા શું કરીએ, કોને ઉપાલંભ આપીએ, કોનું ધ્યાન ધરીએ, કોની સ્તુતિ કરિએ, કોના આગળ હવે દુખઃમલિન મુખ દર્શાવીએ, આંગણામાં ઉગેલું કલ્પવૃક્ષ સુકાઇ ગયું, ચિંતામણિ ચૂર્ણ થઇ ગયો, કામધેનુ ક્ષીણ થઇ ગઇ, હા દૈવ ! કામકલશ ભાગી ગયો! પછી તેજપાલ અને જયંતસિંહે મંત્રીના દેહને શત્રુંજયના એક ભાગમાં સંસ્કાર કર્યો. સંસ્કારભૂમિની પાસે સ્વર્ગારોહણ નામનો પ્રાસાદ નમિવિનમિયુક્ત, અને ઋષભદેવાધિષ્ઠિત એવો કરાવ્યો. મંત્રીની પત્નીઓ લલિતાદેવી અને સૌખ્ય તે અનશન ગ્રહી મરી ગઇઓ. તેજપાલ પણ અનુપમાસમેત મધ્યમ વ્યાપાર ભોગ કરતો, તેજ પ્રકારે દાન આપતો ૧૩૦૮માં સ્વર્ગે ગયો. થોડે વર્ષે જયંતસિંહ પણ સ્વર્ગે ગયો. અનુપમા પણ તપ કરી સ્વર્ગે ગઇ. ઇતિભદ્રમ્

આ વસ્તુપાલ ને તેજપાલનાં ધર્મસ્થાન અસંખ્ય હતાં; તેવાં કોણ કરી શકે એમ છે? પરંતુ ગુરુમુખે જે કાંઇ સાંભળ્યું છે તે અત્ર લખી રાખ્યું છુ. જિનબિંબો સવાલક્ષ કરાવ્યાં અને ૧૮ કોટિ, અને ૯૬ લાખ દ્રવ્ય શ્રીશત્રુંજય ઉપર વાપર્યું; બાર કોટિને એંશી લાખ ઉજ્જયંત ઉપર વાપર્યું. બાર કોટિ અને પચાસ લક્ષ અર્બુદશિખર ઉપર વાપર્યું. લુણિગવ સતિમાં નવસો ચોરાશી પોષધશાલા કરાવી. પાંચસો દંતમય સિંહાસન કરાવ્યાં. પાંચસો પાંચ સમવસરણ+ કરાવ્યાં સાતસો બ્રહ્મશાલા, સાતસો સત્રાગાર, સાતસો તપસ્વીકાપાલિકમઠ, તથા સર્વને માટે ભોજનાદિની વ્યવસ્થા, એમ કરાવ્યું. ત્રણહજાર મહેશ્વરાયતન, ત્રયોદશ શત અને ચાર શિખરબદ્ધ જૈનપ્રાસાદ, ત્રેવીશસો જીર્ણપ્રાસાદોધ્ધરણ, કરાવ્યાં. ૧૮ કોટિ વ્યય કરીને ત્રણ સ્થાને ત્રણ સરસ્વતી ભણ્ડાર સ્થપાવ્યા. પાંચસો

× સમોસરણુ એ નામથી જૈના, તીર્થંકરની મહાદેશનાના પ્રસંગેજે જાણેછે તે

બ્રાહ્મણ નિત્યે વેદપાઠ કરતા. વર્ષમાં ત્રણ વાર સંઘની પૂજા થતી. ઘેર નિત્યે પાંચસો શ્રમણો વિહરતા. તટિક કાર્પટિક ઓગણીશ હજાર નિત્ય જમતા.સંઘ કાઢીને ત્રયોદશ યાત્રા કરી. પ્રથમ યાત્રામાં ચાર હજાર પાંચસો ગાડાં, સુખપાલો સમેત સાતસો સુખાસન, અરાઢસો વાહિની, ૧૯૦૦ શ્વેતાંબરો, ૧૧૦૦ દિગંબરો, બેહજાર જૈનગાયકો, ૩૯૦૦ બંદિજનો, એમ સંઘ હતો. ચોરાશી તળાવ તેણે બંધાવ્યાં. ચારસો ચોસઠ વાપી કરાવી, પાષાણમય બત્રીશ દુર્ગ કરાવ્યા, દંતમય જૈન રથ ચોવીશ કરાવ્યા. વીસ સો શાકઘટિકા, સરસ્વતીકંઠાભરણાદિ ચોવીશ બિરુદ, સાઠ મસીદ એ પણ કરાવ્યું. શ્રીવસ્તુપાલની કીર્તિ દક્ષિણમાં શ્રીપર્વત પર્યંત, પશ્ચિમમા પ્રભાસ પર્યંત, ઉત્તરમાં કેદાર પર્યંત, પૂર્વમાં વારાણસી પર્યંત પ્રસરી. બધું મળીને ત્રણશો કોટી ચતુર્દશ લક્ષ, અષ્ટાદશ સહસ્ર, અષ્ટશત, દ્રવ્યવ્યય તેણે કર્યો. ત્રેસઠ વખત સંગ્રામોમાં જય પ્રાપ્ત કર્યો. તે મંત્રીઓ અઢાર વર્ષ કારભાર ઉપર રહ્યા.

## ઇતિ શ્રીવસ્તુપાલતેજપાલપ્રબંધ સમાપ્ત.

શ્રીપ્રશ્નવાહનકુલમાં, જગદ્વિદિત એવા કોટિક.નામના ગણમાં, મધ્યમ શાખામાં, હર્ષપુરીય નામના ગચ્છમાં, મલધારી બિરુદથી પ્રસિદ્ધ, શ્રીઅભયસૂરિના સંતાનમાં, શ્રીતિલકસૂરિશિષ્ય સૂરિશ્રીરાજશેખર થયા. તેમણે મુગ્ધાવબોધની[1] ઇચ્છાથી ગદ્યમય એવો આ પ્રબંધકોશ રચ્યોછે, તે જિનપતિમત ચાલે ત્યાં સુધી વિજય પામો. કટારવીર દુસ્સાધ વરામુકુટ, નૃપોથી સ્તવાયલો, બપ્પુલીપુરમાં જિનપતિસદન કરાવીને પ્રસરતી કીર્તિ પ્રાપ્ત કરનારો, બપ્પ ધુનો પુત્ર ગણદેવ સપાદલક્ષ ( સવાલાખ ) પ્રદેશમાં થયો; તેનો પુત્ર નૂનક, તેનો પુત્ર દઢમતિ સોઢક, તેનો પુત્ર સકલસામંતતિલક જગત્સિંહ થયો, તે દુર્ભિક્ષના દવનો દળનાર, અને મહંમદશાહના તરફથી માન પામેલો હતો. તેનો પુત્ર ષડ્દર્શનને પોષનાર મહણસિંહ વિજયી

1 મુગ્ધને બોધ થવાની ઇચ્છાથી.

વર્તે છે. તેણે પોતે આપેલા આવાસની અંદર દિલ્લીને વિષે આ ગ્રંથ કરાવ્યો. સંવત્ ૧૪૦૫ માં જ્યેષ્ઠ માસની શુકલ પંચમીએ આ ગ્રંથ પૂર્ણ થયો. સાંભળનાર પઠનારનું શુભ થાઓ.

સપાદ લક્ષનો ચાહમાન વંશ લખું છું.

સંવત્ ૬૦૮ વાસુદેવ, સામંતરાજ, નરદેવ, અજયરાજ જેણે અજયમેરુ[2] દુર્ગ કરાવ્યો, વિગ્રહરાજ, વિજયરાજ, ચંદ્રરાજ, ગોવિંદરાજ જેણે સુરત્રાણ વેગવરિસનો પરાજય કર્યો હતો, દુર્લભરાજ, વત્સરાજ, સિંહરાજ જેણે સુરત્રાણ હેજીવદીનનો પરાજય કર્યો હતો, દૂર્યોજન જેણે નિસરદીન સુરસાનાણનો પરાજય કર્યો હતો, વિજયરાજ, બપ્પયદરાજ જે શાકંભરીમાં દેવના પ્રસાદથી હેમાદિસંપન્ન થયો હતો, દુર્લભરાજ, ગડૂ જેણે સુરત્રાણ મહંમદનો પરાજય કર્યો હતો, બાલપદેવ, વિજયરાજ, ચામુંડરાજ જેણે સુરત્રાણનો ભંગ કર્યો હતો, દૂસલદેવ જેણે ગૂર્જરત્રાના અધિપતિને બાંધી આણ્યો હતો, ને અજયમેરની વચમાં જેની પાસે છાશ વેચાવી હતી, વીસલદેવ જેસીલંપટ હોઇ માહામતી બ્રાહ્મણીને બલાત્કારે વળગવાથી દુષ્ટવ્રણની પીડા વેઠી મરણ પામ્યો, મહોટો પૃથ્વીરાજ, આલ્હણદેવ જેને શહાબુદ્દીન સુરત્રાણે જીત્યો, અનલદેવ, જગદેવ, વીસલદેવ, તુરુષ્ક[3]ને જીતનાર અમરગાંગેય, પાંથદેવ, સોમેશ્વરદેવ, પૃથ્વીરાજ— સંવત્ ૧૨૩૯ થી ૧૨૪૮, હરિરાજદેવ, રાજદેવ, બાલણદેવ, બાબરીયા એવા બિરુદવાળો વીરનારાણય જે તુરુષ્ક સમસદીન સાથેના યુદ્ધમાં પડયો, માળવાનો જય કરનાર. આહડદેવ, જૈત્રસિંહ, શ્રીહમ્મીરદેવ–સંવત્ ૧૩૪૨ થી ૧૩૫૮, યુદ્ધમાં પડયો.

---

૧ આ વંશાવળી એકજ ગ્રંથમાં છે બીજી પ્રતિઓ નથી

૨ અજમેર (?)

૩ તુર્ક, પણ તુરુષ્ક એ સંજ્ઞા મહમદ ગજનવી વખતના ને તે પૂર્વના મુસલમાનમાત્રને લગારેક દીઠામાં આવે છે.